વિવિધગ્રન્થમાળા: મણકો ૧૦ તથા ૧૧.

# યોગિની

અથવા

## સરસ્વતીના જીવનસુવાસ.

રચનાર,–રામમોહનરાય જસવંતરાય.
મુ.—અમદાવાદ.

પ્રકાશક,–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી,
મંત્રી, ભિક્ષુ અખંડાનંદ. ઠે. કાલબાદેવીરોડ, મુંબઈ.

LOVE AND BEAR!–'વ્હાઓ અને સહો!'
"વ્હાલી બાબાં! સહન કરવું એય છે એક લ્હાણું"–કલાપી.

આવૃત્તિ બીજી. પ્રત ૫૮૦૦.

શ્રાવણ–ભાદ્રપદ, સં. ૧૯૬૭ (પ્રથમવર્ષ)

કિં. પોષ્ટેજ સાથે, સાદું પૂઠું ૦–૫–૦
પાકું પૂઠું ૦–૧૦–૦. સોનેરી ૧–૪–૦.

# વિવિધ ગ્રંથમાળાનું વાર્ષિક મૂલ્ય.

| હિંદુસ્તાન, બરમા અને સિલોન માટે. | આફ્રિકા માટે. |
|---|---|
| ૧ પહેલા વર્ગનાં પુસ્તકો બદલ રૂ. ૧૨—૦—૦ | ૧૩—૮—૦ |
| ૨ બીજા વર્ગનાં પુસ્તકો બદલ રૂ. ૬—૦—૦. | ૭—૮—૦ |
| ૩ ત્રીજા વર્ગનાં પુસ્તકો બદલ રૂ. ૩—૦—૦. | ૩—૧૨—૦ |
| ૪ ચોથા વર્ગનાં પુસ્તકો બદલ રૂ. ૧—૮—૦. | ૧—૧૪—૦ |

પોષ્ટેજ ખર્ચ માફ. મૂલ્ય અગાઉથી લેવાશે.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રકાશકના બે બોલ.

વિવિધ ગ્રંથમાળાના ચાલુ વર્ષના ત્રીજા મણકા દાખલ 'અબળાહિતદર્પણ' નામે સ્ત્રી ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ થયા પછી આ ૧૦, ૧૧ મણકા તરીકે તે પ્રકારનું આ બીજું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સાત વર્ષ ઉપર નીકળી હતી પરંતુ તેનો અધિક પ્રચાર સામાન્ય જનસમાજ માટે એકંદરે હિતાવહ જણાયાથી, તથા તે હાલ મળી શકતું ન હોવાથી તેની આ બીજી આવૃત્તિ કહાડવામાં આવી છે.

આ પુસ્તકના સુયોગ્ય લેખક અમદાવાદ નિવાસી રા. રા. રામમોહનરાય જસવંતરાય; એમણે આ આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની નિષ્કામ ભાવે રજા આપવાની જે ઉદારતા દર્શાવી છે, તે બદલ ખાતા તરફથી હેમનો ખાસ આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

આ પછીના પૃષ્ટોમાં **'લવાજમ વધશે ?'** **'પોણી કિંમતે'** **'સાભાર સ્વીકાર'** એ મથાળાંઓ નીચે આપેલી અગત્યની બાબતો તરફ દરેક વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

**એક સૂચના**—જે માસનો મણકો હોય તે તે માસની આખરે તૈયાર થઇ બીજા માસની સુદ ૧૦ સુધીમાં રવાના થવાનો નિયમ જોતાં 'તેની પૂનેમ' પછીજ ઉઘરાણી કરવી ઘટે, છતાં આ મણકા માટે ઘણાઓએ તે અગાઉજ ઉઘરાણી કરી હતી એ ભૂલ છે.

ઉપલા નિયમ પ્રમાણે ભાદરવાનો અગીઆરમો મણકો આસોમાં મળવો જોઇએ, છતાં પુસ્તક બે મણકાનું હોવાથી ૧૦ મા મણકાને સમયેજ બેઉ મણકા મોકલી આપવામાં આવ્યા છે.

ચાલુ કાગળો વખતસર ન મળવાથી આ તેમજ અગાઉનાં એકાદ બે પુસ્તકોમાં ન્હડતા કાગળો લેવા પડયા છે. ૐ તત્ સત.

**મુંબઇ–સં. ૧૯૬૭ જન્માષ્ટમી.** **'મંત્રી'**

# લવાજમ વધશે ?

ઉપલા પ્રશ્નનો નક્કીપણે ઉત્તર આપવાને હજી અમો અશક્ત છીયે. ।વમા મણકામાં દરેક વાંચનાર દીઠ બબે ગ્રાહકો થઇ આવવાની ? જરૂર દર્શાવવામાં આવી હતી તેના પરિણામમાં અત્યાર સુધીમાં ।ીચે જણાવેલા ઉત્સાહી અને પ્રત્યનશીલ વાંચક બંધુઓ તરફથી ।ંથમાળાનાં પાંચથી પચીસ સુધી ગ્રાહકો થઇ આવ્યાં છે તે બદલ ।ઓ સર્વને પ્રેમ પૂર્વક ધન્યવાદ આપવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાવનગર | રા. રા. | કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ. |
| નડીયાદ | " | ચુનીલાલ બોધાભાઈ માસ્તર. |
| પેટલાદ | " | પુરૂષોત્તમ ઝીણારામ પાઠક. |
| બોરસદ | " | હરિલાલ મોહનલાલ ઠક્કર. |
| ફોર્ટ સોનગઢ | " | દલપતરામ હરિરામ ભટ્ટ. |
| વળા | " | કાળીદાસ જેચંદ ધોળકીઆ. |
| સિદ્ધપુર | " | શંકરભાઇ નાથાભાઈ રાવળ. |
| અમદાવાદ | " | મગનલાલ મૂળશંકર. |
| કપડવંજ | " | દોલતરામ નૃસિંહરામ શર્મા. |
| રંગુન | " | નથુ નેમીદાસ પારેખ. |
| મુંબઈ | રા. રા. | દલપતરામ નંદરામ શુકલ બી. એ. |
| " | " | શેઠ મોતીલાલ વલભજી. |
| " | " | ડાહ્યાભાઈ પ્રભુદાસ નથુભાઇ. |
| " | " | મહાદેવભાઇ દેશાઇભાઇ. |
| " | " | છોટાલાલ નરોત્તમદાસ શરાફ. |
| સચીન | " | ભાઇલાલ વિશ્વનાથ વ્યાસ. |
| વડોદરા | " | અંબાઇદાસ બાબરભાઈ પટેલ. |

લીલીયા રા. રા. પી. પી. યોગી.
ટીંબરવા „ ખંડુભાઇ મોરારજી.
ખંભાત „ સ્વામીશ્રી મુકુંદાશ્રમજી
ધંધુકા „ ફૂલશંકર લક્ષ્મીરામ.
વિરમગામ „ પુરૂષોત્તમ લલ્લુભાઇ પટેલ.
સુરત „ માણેકલાલ જમનાદાસ ભક્તરાજ.
એઠા „ પ્રીતમલાલ મંગુભાઇ દવે.
મદ્રાસ „ પ્રાગજી સુંદરજી કાનાબાર.
પ્રતાપનગર „ મગનલાલ જમનાદાસ.
ઝેરવાવરા „ મણિલાલ નીછાભાઇ.
ખાખરેચી „ શ્યામચંદ્ર ગોવરધનરામ.
ભાયંદર રા. રા. ગુલાબભાઇ ડાહ્યાભાઇ દેશાઇ.
અડાસ „ મણિલાલ મંછારામ દવે.
સિદ્ધપુર „ જગન્નાથ માધવરામ શર્મા.
આંગદ્રા „ રવિશંકર મુળજીભાઇ ફોટોગ્રાફર.
વડોદરાકાંપ „ ચીમનલાલ શીવદાસ.
દેવગઢબારીઆ „ તુલસીદાસ નારણજી.
બારડોલી „ કેશવરામ રૂગનાથજી.
„ „ ઉમીયાશંકર ભાઇશંકર.
ત્રાજ „ છોટાભાઇ દ્વારકાદાસ મુખીપટેલ.
અમદાવાદ „ ડાકતર ત્રીકમલાલ અમૃતલાલ.
„ „ કેશવલાલ કરૂણાશંકર પાઠક.
„ „ મણિલાલ ગીરધરલાલ.
રંગુન „ ઘેલા નેમચંદ દોશી.
વિરમગામ „ શામળદાસ દ્વારકાદાસ.

| | | |
|---|---|---|
| વિરમગામ | રા. રા. | શ્રી બન્ધુ મંડળ કાર્યાલય. |
| વ્યારા | ,, | મગનલાલ ભૂખણદાસ. |
| ભરૂચ | ,, | મણિશંકર રામચંદ્ર. |
| પેટલાદ | ,, | પ્રાણજીવન અમરેશ્વર. |
| ઘોડાસર | ,, | બાલકૃષ્ણ હરીશંકર ઠાકર. |
| ધોરાજી | ,, | કલ્યાણજી હરીભાઇ. |
| અમરેલી | ,, | ઝવેરચંદ આદીતરામ. |
| કપડવંજ | ,, | અંબાલાલ દામોદર જોશી. |
| દહાણું | ,, | નાનુ નરોત્તમ અઢીઆ. |
| કરાંચી | ,, | ઓધવજી તુલસીદાસ ઠક્કર. |
| અમદાવાદ | ,, | મૂળશંકર ત્રીભોવન મોજણીદાર. |
| રંગુન | ,, | મોહનલાલ સુંદરજી શાહ. |
| ,, | ,, | મોહનલાલ હ. રાજા. |
| ,, | ,, | ડુંગરશી ધરમશી. |
| કેશોદ | ,, | પ્રભુલાલ પ્રીતમલાલ પઢીઆર. |
| વ્યારા | ,, | દેવશીભાઇ લઘુભાઇ મહેતા. |
| મોમ્બાસા | ,, | ડાહ્યાભાઇ શંકરભાઇ પટેલ. |
| મારવાડજંકશન | ,, | છોટાલાલ નરોત્તમદાસ. |
| ગડરા | ,, | ગણપતરામ જીવરામ ત્રિપાઠી. |
| અમદાવાદ | ,, | સોમચંદ ભગવાન. |
| ,, | ,, | અંબાલાલ બુલાખીદાસ. |

ઉપલા ગૃહસ્થોમાંના કોઇ કોઇ તરફથી તો આ ગ્રંથમાળાની શરૂઆતથીજ પુષ્કળ પ્રયત્નપૂર્વક પચાસ, સો, અને તેથી પણ વધુ ગ્રાહકો થઇ આવેલાં છે.

ઉપરાંત કેટલાએક વાંચક બંધુઓ તરફથી અકેક, બબ્બે અને કોઇ કોઇ તરફથી ત્રણ કે ચાર ગ્રાહકો થઇ આવ્યાં છે. અને બીજાં કેટલાંક ગ્રાહકો સ્વાભાવિક રીતે વધ્યાં છે. આ પ્રમાણે હાલનો આશરે કેટલાંક ગ્રાહકોનો વધારો ઉમેરતાં કુલ સંખ્યા અઢી હજાર આશરેની થઈ છે.

શરૂઆતના ઉપલા પરિણામ ઉપરથી ગ્રાહકોની આવશ્યક સંખ્યા માટે જો કે નિરાશા દર્શાવી શકાય નહીં; તોપણ હજી સુધી ગ્રંથમાળાના વાંચનારાઓમાંનો સેંકડે નેવું ટકા જેટલો જે મ્હોટો ભાગ આ બાબતમાં રહેલી પોતાની ફરજ બજાવી શક્યો નથી, તેમના તરફથી બાકી રહેલા મહિના • માસના સમયમાં પણ ઘટતો પ્રયાસ નહીં થાય તો ભય છે કે લવાજમ વધારવું પડયા શિવાય બીજો રસ્તો રહેશે નહીં.

આશા છે કે જે ગ્રાહક બંધુઓએ હજી આ બાબત ધ્યાન પર ન લીધી હોય તેઓ સમય થોડો રહેલો હોવાથી પોતાની લાગણીને સતેજ કરી આવી માત્ર એક સાદી અને સીધી ફરજ સ્વપરના હિતને ખાતર બજાવશેજ.

વિવિધ ગ્રંથમાળાનાં દીવાળી સુધીમાં થનારાં તથા અત્યાર સુધીમાં થયેલાં ગ્રાહકોને સ્વર્ગનાં પુસ્તકો દીવાળી સુધી પોણી કિંમતે મળવાની આ પછી જણાવેલી હકીકત તરફ દરેક વાંચનારનું ધ્યાન ખેંચવામાં આવે છે.

**મુંબઈ, સં. ૧૯૬૭ જન્માષ્ટમી.** **'મંત્રી'**



# પોણી કિંમતે.

પ્રસિદ્ધ ગુજરાતી લેખક વૈદ્ય, અમૃતલાલ સુંદરજી પઢિયાર કે જેઓ આ ખાતામાં ઑનરરી સભાસદ છે ત્હેમની કલમથી લખાયલાં નીચે જણાવેલાં સ્વર્ગનાં પુસ્તકોમાંથી જોઇશે તે તે પુસ્તકો આજથી તે દીવાળી સુધીમાં આ 'વિવિધ ગ્રંથમાળા' ના જેઓ નવિન ગ્રાહક થાય ત્હેમને તથા અત્યાર અગાઉ થઇ ચૂકેલા ગ્રાહકોને માત્ર દીવાળી સુધીને માટે મૂળ કરતાં પોણી કિંમતે આપવાનું ત્હેમણે કબુલ કર્યું છે. દીવાળી પછીથી ગ્રંથમાળાના ગ્રાહક થનારને અથવા દીવાળી પછી એ પુસ્તકો મંગાવનારને આ લાભ મળશે નહીં.

| પુસ્તકોનાં નામ. | મૂળ કિંમત. | પૃષ્ટ સંખ્યા. |
|---|---|---|
| ૧ સ્વર્ગનું વિમાન (ત્રીજી આવૃત્તિ) | રૂ. ૧. | ૪૦૦. |
| ૨ સ્વર્ગની કુંચી (બીજી આવૃત્તિ) | રૂ. ૧. | ૫૦૦. |
| ૩ સ્વર્ગનો ખજાનો (સિલિકમાં નથી) | રૂ. ૧. | ૪૦૦. |
| ૪ સંસારમાં સ્વર્ગ (બીજી આવૃત્તિ) | રૂ. ૧ાા. | ૪૦૦. |
| ૫ સ્ત્રીઓનું સ્વર્ગ ... ... ... | રૂ. ૧ાા. | ૪૫૦. |
| ૬ સાચું સ્વર્ગ ... ... ... | રૂ. ૧ાા. | ૬૦૦. |
| ૭ સ્વર્ગની સીડી ... ... ... | રૂ. ૧ાા. | ૪૫૦. |

ઉપલાં પુસ્તકો ગુજરાત કાઠિયાવાડમાં એટલાં તો પ્રસિદ્ધ અને લોકપ્રિય થઇ ચૂકેલાં છે કે ત્હેને માટે ભલામણ કરવા જરૂર રહેતી નથી.

એ સર્વ પુસ્તકો ત્રણથી ચાર સોનેરી નામો તથા સુશોભિત પાકા પૂઠાવાળાં અને રોયલ બાર પેજી સાઈજનાં છે.

દરેક પુસ્તક વિષેની વધુ માહીતી જોઇયે તો તે આ પુસ્તકની છેવટે જોડેલી જાહેર ખબરમાં આપેલી છે. તેથી વાકેફ થઇ બને ત્હેમણે આ રૂડી તકનો લાભ લેવો.

ઉપલાં પુસ્તકો પોણી કિંમતે આ ખાતાની મુંબઇની ઓફીસમાંથી યા માલીકને ત્યાંથી રૂબરૂ યા વી. પી. દ્વારા મળી શકશે. અમદાવાદ, ભાવનગર તથા નડીયાદની એજન્સીઓમાં બબે આના વધૂ પડશે.

'વ્યવસ્થાપક'

# સાભાર સ્વીકાર.

આ ખાતાના તથા ગ્રંથમાળાના કાર્યમાં નીચેની વિગતે મળેલી સહાયનો આભાર સહિત સ્વીકાર કરવામાં આવે છે.

૧૦૦) **લીંબડીના** નામદાર મહારાજા શ્રી **દોલતસિંહજી** બહાદુર એમના તરફથી જાહેર થયા મુજબ બક્ષીસ ચૈત્ર માસમાં.

૧૨) **પોરબંદરના** એડમીનીસ્ટ્રેટર સાહેબ અને **હડાળાના** નામદાર દરબાર શ્રી **વાળા વાજસૂર વાલેરા,** તરફથી વિવિધ ગ્રંથમાળાનાં લવાજમ ઉપરાંત સહાયક વર્ગના નિયમ પ્રમાણે.

૧૫) **સોનગઢ** નિવાસી રા. રા. **દલપતરામ હરિરામ ભટ્ટ** તરફથી ગ્રંથમાળાની યોજના વાંચીને તે બાબતમાં સહાય બદલ.

૫૧) **રંગુનથી** રા. રા. **અમરચંદ માધવજીની કું.** તરફથી, લવાજમ વધારવાની જરૂર છે. નવમા મણકામાં જણાવેલી હકીકત ઉપરથી સહાય દાખલ.

૫) એક ગરીબ વિધવા બ્હેન તરફથી મદદ તરીકે.

૪) કવિઠા નિવાસી રા. રા. વજેસીંગ માનસીંગ જીણોરા તરફથી ( એમના પિતાશ્રીની સદ્દગતિ નિમિત્ત.

પાા ઓછી શક્તિવાળા સુપાત્ર જનોને વિવિધગ્રંથમાળા માત્ર આઠ આનામાં તેમજ મફત આપવા ખાતે નીચેની રકમો મળી છે. ( એ સહાય જે વ્યક્તિઓને અપાય ત્હેમનાં નામ જાહેરમાં મૂકવાનું યોગ્ય ધાર્યું નથી ).

૧) રા. રા. ચુનીલાલ વીરજી દોશી **કરાંચી.**

૩) રા. રા. હંસરાજ લાલજી **કલકત્તા.**

૧ાા રા. રા. ઠાકરશી મકનજી પારેખ **રંગુન.**

**મુંબઇ સં. ૧૯૬૭ જન્માષ્ટમી.**

'વ્યવસ્થાપક'

# નિવેદન.

## ૧.

**પ્હેલી આવૃત્તિ:**

વાર્તા લખનારને **નજૂમી** થવાનો હક છે; પરન્તુ તે સાથે **ભ**વિષ્યને **વર્તમાન** બનાવી, પ્રજાઓને ઉદયમાર્ગ તરફ ગતિમાન કરતાં સાધનોનું સૂચન કરવું એ, ત્હેની મહાન ફરજ છે. આ વાર્તામાં ઉન્નતિનો એકાદ માર્ગ અને પ્રયાણનાં કાંઇક સાધન,—એટલુંજ સૂચવવાનો પ્રયત્ન થયો છે. સુવર્ણફળપ્રાપ્તિની આશાભૂમિ તો દરેક હૃદયવાટિકામાં હશેજ; પણ આ પ્રયાસથી સૂચવેલાં સાધનો તરફ જનસમૂહની નજર જશે તોપણ લેખક ત્હેની સફળતા માનશે.

ખરૂં જોતાં આ વાર્તા નથી તેમ નવલકથા પણ નથી: પરન્તુ મનુષ્યજીવનનાં ચિત્રો આલેખી, સહૃદય મંડળમાં જન્મ પામેલાં વિચારકુસુમોથી ત્હેમને શોભાવી, વાચક મહાશયો સમક્ષ કથનીના રૂપમાં તે મૂકયાં છે. લેખકે તો માત્ર ગ્રથનારનું કામ કર્યું છે અને ત્હેમાં પણ તે એક સન્મિત્રના* આભાર તળે છે. ખામિઓ ઘણી આવી ગઈ છતાં, વિષયની મહત્તા પોતાની તરફ વાંચનારની આન્તરવૃત્તિઓ વાળશે, એમ આશા છે. નિર્માણ થયેલી એક **સાંસારિક નવલકથાના** પ્રથમ ભાગ રૂપ આ પુસ્તક છે; અને હવે પછી, બીજા વિભાગ તરીકે બ્હાર પડનારી '**બાળા**' નામની વાર્તામાં અત્રે થોડા વધારે ચર્ચાયલા તથા રહી ગયેલા બીજા નવીન વિષયોનું વહન વધારે વિસ્તારવાન થશે, એમ જણાવવાની લેખક રજા લે છે.

હાલોલ, ૧૯૦૪.

---

* રા. શંકરરાય અમૃતરાય, (પાન્ય, બન્ધુસમાજ.)

**બીજી આવૃત્તિ:**

આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ "**યોગિની** અથવા **સાધ્વીઓના જીવન સુવાસ**" એ નામથી ઇ. સ. ૧૯૦૪ માં અમારી બન્ધુસમાજ તરફથી પ્રકટ થઇ હતી; અને અત્રે પ્રકટ થતા "**સુન્દરી સુબોધ**" માસિક પત્રની પ્હેલી ભેટ તરીકે ત્હેના ગ્રાહકોમાં તે વ્હેંચવામાં આવી હતી.

**યોગિની**માં જે કેટલાક "**સ્ત્રીજીવનના મહાપ્રશ્નો**" વિશે વિચાર કરવામાં આવ્યો છે, ત્હેમાંના થોડા તો અલ્પકાળમાંજ અસ્તિત્વમાં આવ્યા છે; અને બીજા પ્રજાહૃદયમાં ધીમે ધીમે પરન્તુ સબળતાથી ઉતરવા માંડયા છે. એ આપણા દેશના અરુણોદયનું શુભ ચિહ્નજ છે. આ પુસ્તક પ્રકાશ પામ્યું તે સમયે સ્ત્રી–બાલકોની ઉન્નતિ માટેની વ્યાવહારિક પ્રવૃત્તિઓ ઘણીજ થોડી હતી; અને સ્ત્રીઓને હાથે સ્વતંત્ર રીતે ચાલતી એક પણ પ્રવૃત્તિ હિન્દુસ્થાનના આ ભાગમાં જણાતી ન્હોતી. જે ઉત્તમ, ઉત્કર્ષક કામ પુણાનો પ્રો. કર્વેનો અનાથ બાલિકાશ્રમ તથા પંઢરપુર, અમદાવાદ, નડિયાદ, વગેરે સ્થળોના અનાથાશ્રમો કરી રહ્યા હતા ત્હેની માનવન્ત નોંધ લેતાં પણ ક્હેવું પડશે કે, જાગ્રતિની ખરી જાદૂઇ ફૂંક લોકજિગરમાં ફૂંકાઇ ન્હોતી. એટલે નવા સૈકાની શરૂઆતમાં '**સુન્દરી સુબોધ**' અને **યોગિની** પ્રકટ થયાં તે વખતે સ્ત્રી–બાલકોના ઉદયની હીલચાલ બહુ મન્દ ભાસતી હતી.

પરન્તુ તે વસ્તુસ્થિતિમાં હાલ બહુ આનન્દદ ફેરફાર થતો નજરે પડે છે. હિન્દીસંસારસુધારાસમાજને અંગે તથા બીજા જૂદી જૂદી કોમોના મેળાવડાની સાથે સ્ત્રીઓ દ્વારાજ ચલાવવામાં આવતી "મહિલા પરિષદો" સ્થળે સ્થળે મળે છે; સુંબાઇનું સેવાસદન તથા અમદાવાદ અને સુરતના "વનિતા વિશ્રામ" ની સુવ્યવસ્થિત, આશાજનક સંસ્થાઓ બહુધા સ્ત્રી–સહાય અને સેવિકાઓના દેશપ્રેમી ઉત્સાહના ફળરૂપ સુન્દરતામાં, સામર્થ્યમાં અને ઉપયોગમાં,–

દરેક દિશામાં અભિવૃદ્ધિ પામતી જોઇએ છીએ. વનિતાવિશ્રામની વ્યવસ્થાપક પતિતપાવનભગિનીઓ તરફથી તો સંપૂર્ણરીતે સ્ત્રી-લેખકોથીજ લખાતું એક માસિક પત્ર પણ પ્રકટ થાય છે; સ્ત્રીઓ માટેનાં ખાસ પુસ્તકાલયો ઠેકાણે ઠેકાણે સુવૃદ્ધિ પામવા લાગ્યાં છે; સ્ત્રી–બાલકો માટે ઔષધાલયો તથા પ્રસૂતિગૃહો પણ ધીમે ધીમે વધ્યે જાય છે; અને ક્ષય રોગ જેવા અસાધ્ય વ્યાધિનું પરિબળ ઓછું કરવા સેવાસદનના પૂજ્ય મન્ત્રિવર્ય તરફથી હીમાલયની તળેટીમાં એક ખાસ ક્ષયરોગ–નિવારકગૃહ ચલાવવામાં આવે છે. કેળવણી વિના જગતનો ઉદ્ધાર નથી એ સત્ય સમજનાર જે થોડા સ્વદેશપ્રેમી સજ્જનો તરફથી કેળવણીની ઉન્નતિ માટે પ્રબળ હીલ-ચાલો જગાવવામાં આવી છે, ત્હેમાં અગ્રસ્થાનને યોગ્ય 'સસ્તું સાહિત્ય-વર્ધક મિત્રમંડળ'ના મન્ત્રિ મહાશય પણ બનતે પ્રયાસે આપણાં સ્ત્રીપુરુષોમાં ઓછામાં ઓછી કિમ્મતે સારાં સારાં પુસ્તકોનો પ્રસાર કરવા લાગ્યા છે, તે તથા સ્ત્રીઓ અને બાળકોને માટે ખાસ ચોપડીઓની માગણીઓ જ્યાં ત્યાં થાય છે, તે જોઇ, દેશોદ્ધારક પ્રવૃત્તિઓનો જાગ્રતિકાળ શરૂ થયો છે એમ માન્યા વિના ચાલતું નથી. જ્યારે આપણી બ્હેનો દક્ષિણ આફ્રિકાની સન્નારીઓની પેઠે આપણા બન્ધુઓનાં અનેક કષ્ટમાં જાતે ભાગ લે છે, દેશ સેવા માટે ઉઘરાણાં કરવામાં સન્મા-નપાત્ર સહાય કરે છે, પોતાનાં અનાથ ભાન્હુનાં દર્દ દુઃખ દૂર કરવા સતત પ્રયાસ કરે છે, અને સત્યજ્ઞાનનો પ્રકાશ પામી અન્યનાં હૃદય-અન્ધારાં ઓછાં કરવા પ્રયત્નવાન થાય છે, ત્યારે દેશોદય સમિપ છે એમ નિઃસંશય શ્રદ્ધા થયા વિના રૂહેતી નથી.

તથાપિ હજી બહુ કરવાનું બાકી રૂહે છે. **સુન્દરી સુબોધ** તરફથી **"સુન્દરી સુબોધ મંડળ"** તથા **"અબળા સહાયક ફંન્ડ"** ની યોજના આપણાં સ્ત્રીબાળકોને યથાશક્તિ સહાય મળે તેટલા માટે **યોગિની**માં સૂચવાયલા માર્ગેજ નિર્માણ કરવામાં આવી છે અને આશા છે કે એ બાલપ્રવૃત્તિ ભવિષ્યમાં સફળ થઈ આ-પણાં પાછળ પડેલાં ભાન્હુઓને લાભદાયી નીવડશે.

'સુન્દરી સુબોધ' મન્દિર, અમદાવાદ. 'સુમન્ત.'
વિ. સં. ૧૯૬૭ ના શ્રાવણ વદ ૫.

" મુજવૃત્ત જેવું ઘણાંકનું સુણશો પુછ્યે આ દેસમાં,
" પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન ક્લેશમાં;
" નરજાત સુખી હશે અહીં કદિ મ્હાલતી સ્વચ્છન્દથી,
" પણ નારીને રોવા વિના નહિં કર્મમાં બીજું કંઇ !"

—સ્નેહમુદ્રા.

" સમ્બન્ધીના મરણ પછી ના સર્વ સમ્બન્ધ તૂટે,
" બ્હેની ! આંહીં વિરહજ ખરો ચિર સમ્બન્ધ ભાસે:
" તો પ્રેમી-જે પ્રણયમયતા જોઇ મ્હાણે વિયોગે,
" મીઠું કિન્તુ ક્ષણિકજ નકી સ્વપ્ન સંયોગ તો છે.

" છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કૈં !
" છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કૈં !

" બાબાં ! ત્હારાં મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
" ઊંચે ઊંચે તુજ દિલ જશે લેઇ ધીમે ઉપાડી."

—કલાપીનો કેકારવ.

" સંસાર માંહિં પ્રયાણ કાજજ પાન્થ ચેતન સર્વ છે;
" બે એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી: કહ્યુ એવું યે.

" એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વિણ નહિ મિત્રતા;
" નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળ પર સ્થિરતા;
" રસઐક્ય વણ મનઐક્ય નહિ એ સૂત્ર શીખવ્યું તે દિને,
" મનઐક્ય વણ નહિ મિત્રતા પ્રભત્રે, ગુરૂજી, કો રીતે.

" સ્ત્રીપુરૂષ કેરૂં લગન એવી મિત્રતાનો હેતુ છે;
" ઘણીવાર આપની પાસથી મ્હેં, તાત, એવુંજ શુણ્યું છે.
" અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
" વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.

" સંસારસ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
" સ્ત્રીપુરૂષની તેથીજ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.

" એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી-ભાવનું;
" રસઐક્યથી ઉત્પન્ન થઇ રસઐક્યનેજ વધારતું."

—સ્નેહમુદ્રા.

# અનુક્રમણિકા.

## સમર્પણ.

( દ્રુતવિલંબિત. )

જનનિનું ઉરપાન કર્યું-કર્યું
યુગલમાં, પ્રીતિવત્સલતાભર્યું
વહ્યુંજ, સંગ રમન્ત ઉમંગમાં
પ્રણયજીવન, હા ! ક્ષણુરંગમાં :

ભગિનીઓ ! પરલોકનિવાસિની !
જનનિઅંતરદિવ્યવિલાસની
ઓલવી ત્હેં સુરવાડી, સૂકાઇ તે
બની અચેતન, ત્હોય સુગન્ધિ છે :

વિસરતું જગ; પ્રીતિનિવાસ જે
તુજ હતા, પર થાય બધાય તે;
તદપિ તે ઉડશે તુજ આત્મની
કદિ ન બન્ધુહૃદેથી-સુવાસિની :

અણુમૂલાં, જગમંડપમાં કંઈ
મનુજજીવનચિત્ર મળ્યાં,-લઇ
સુરભી વિમલ ઉરફૂલે ગુંથી,
ધરું ત્હેને સ્મૃતિ-સુન્દર મંજરી.



# યોગિની

અથવા

# સરસ્વતીના જીવન સુવાસ.

---

" તથાપિ વ્હડવું—હજી 'ઉડવું,' એજ મ્હારી તૃષા. "

*　　*　　*　　*

" ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે. "

*　　*　　*　　*

" બધે છે આર્દ્રતા છાઈ, ત્હેમાં કંઈ ભળવું ભલું. "

---

## પ્રકરણ ૧ લું : સાસરૂં.

" પડ્યા જખમ સૌ સહ્યા, સહીશ હું હજુએ બહુ,
" ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;
" અપાર પડશે અને જિગર, હાય ! આળું થયું,
" કઠિન ન બનો છતાં હૃદય એજ યાચું, પ્રભુ ! "

—કલાપી.

---

### ૧. વીંટી ખોવાઈ !

" જી ! ઓ જી ! પેલી જોગણની વાત ત્હેં સાંભળી કે ? " ધમધમાટ કરી ચાલતી એક તરુણ સ્ત્રી ઘરમાં પેસતાં બોલી.

"શી, કમુ ?" એક આધેડ વયની સ્ત્રી જે ઘરના ચોકમાં પડેલી મ્હોટી ચોખંડી પાટ ઉપર બેશી દાળ વીંણતી હતી, ત્હેણે પૂછ્યું: "કઈ જોગણ ?"

કમળા લૂગડાં બદલી ત્હેની મા ભાગીરથી પાસે આવી, પાન સોપારીની રકાબી પડી હતી ત્હેમાંથી સોપારીની ભૂકીનો એક મ્હોટો ભૂકડો મ્હોંમાં નાંખી, ઘાણીચણાની પેઠે કચડકચડ ચાવતી, પાટ ઉપર બેઠી.

"જી, ઇસ્ટેશન ઉપર પેલું માતાજીનું મન્દિર નવું થયું છે ને, ત્યાં એક જોગણ આવીને ત્રણેક દિવસથી ઉતરી છે. ક્હે છે કે એ પુષ્કરજીથી આવી છે ને અહિં થોડા દ્હાડા રહી દ્વારકાં જવાની છે. તે એણે ગઈ કાલે હરિકથા કરી'તી. એવી સારી રીતે એ બાઇ બોલે છે ને શાસ્તરની વાતો એવી સારી રીતે સમજાવે છે કે,–જી ! તું જાણે છે ને, મ્હારા સસરા તો બધાંનું વાંકુ બોલે છે ને બ્રાહ્મણને કોઇ દ્હાડો શીધું કે કશુંયે આપતા નથી,–તેયે ઘેર આવીને રાતે એનાં બેસતમ વખાણ કરતા'તા. લોક ક્હે છે કે એ ડાકોરની બ્રાહ્મણી છે ને બાળ રાંડ છે; અને હાલ એની ઉમર પાંત-રીશેક વરસ કરતાં વધારે નથી. પણ એનું જ્ઞાન તો એટલું બધું છે કે બ્રાહ્મણિયા નિશાળના શાસ્ત્રી અને અમારો કીકો નદીપાર જાય છે ને એ નિશાળના માસ્તરની સાથે સંસ્કૃતમાં એ એવી તો કડ-કડાટ વાતો કરતી'તી કે બધા દંગ થઇ ગયા. મ્હારા દિયર ને એ,–બધાયે કથા સાંભળવા ગયા'તા તે પણ એનાં હદથી જાદે વખાણ કરતા'તા. એક બે દ્હાડામાં ઘણું કરીને અમારે ઘેર એને કથા કર-વાને બોલાવશે ખરા.–ને, જી, ક્હે છે કે કથાની ગોઠવણ એને ત્યાં ઘણી સારી થાય છે. બાયડીઓ એની પાસે અને પછી થોડો મારગ મૂકીને ભાયડાઓ બેસે છે. જરૂર ન હોય ત્યાં સુધી એ નીચેથી

ઊંચુંજ જોતી નથી ને જરા નવરી પડી કે તરત હાથમાંની માળા ફેરવવાની; અમથી તો બેશી રહેતીજ નથી. શરીરે ફક્ત ભગવાં લૂગડાં ધારણ કરે છે અને........"

"કમુ, કોની–પેલી જોગણની વાત કરે છે કે?" એક યુવાન વિધવા ઘરમાં પ્રવેશ કરતાં બોલી, "જી, જ્યાં જઇએ ત્યાં એનીજ વાતને વાત! બીજું કાંઇ સંભળાતુંજ નથી ને! કોણ જાણે, બા; ખરૂં હશે કે નહિ તે તો ઉપસ્યાને ખબર, પણ લોકો તો વાતો કરે છે કે એને માતાજી સાક્ષાત્ હાજરાહજુર છે. ક્હે છે કે એ કોઇની પાસેથી પૈ પણ લેતી નથી ને શરીરે માંદી સાજી રહે છે પણ કોઇ દહાડો એને હરકત પડતી નથી ને જ્યાં જાય છે ત્યાં પૂજાય છે. ધનકોર માશી તો એમ ક્હેતાં'તાં, હો, કમુ, કે એ બધી ગપ છે ને પૈસા ધૂતી ખાવાની વાત છે,—'લોભિયા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે!' ને એવી માતાજીની એના ઉપર મ્હેર હોય તો આમ ગામે ગામ ભટકે શું કરવા? એ...પોતાના ઘરમાં બેશીને ચમન ન કરે? આમ કર્યું ને તેમ કર્યું ને લોકો એકઠા કર્યા ત્હેમાં શું? ને, એંહ! એતો પીરનો મહિમા એમના પૂજારી વધારે. જોજે ને કાંઇએ કાળું અન્તે નીકળવાનું ને નીકળવાનું!–ને આમાંયે કાંઇ ભેદ હશે, હોં! આપણા પેલા મહારાજ ગુલાબગર બાવાનું આખરે શું જણાયું'તું?"

"લલી! તું તો કોઇ દહાડો બદલાવાનીજ નથી," કમળાએ જરા તપી જઇ તડુકો કર્યો; ક્યાં ત્હારો ગુલાબગર બાવલો ને ક્યાં આ બાઇ? એંહ!...એતો આ બાઇનાં પગરખાં ઉચકવાને યે લાયક નથી; ને ધનકોર માશીનેયે શું કહું? જેની ત્હેની કુથલી કર્યા કરવી! હું ત્હમારાં બધાંના જેવી તુલી નથી તો, કે તપાસ કર્યા વના કંઇયે કહું. તુંજ કહે છે કે પાઇનીયે કોઇ પાસે આશા રાખતી નથી: ને એનું શાસ્તરનું જ્ઞાન એવું છે કે ભલભલા શાસ્ત્રી પુરાણીઓને

પણ ટક્કર મારે! તુંજ વિચાર કરને કે મ્હારા સસરાને બીજા સુધારાવાળા પણ એનાં વખાણ કરે છે ત્યારે એનામાં કાંઇ તો હશે? ગુલાબગરને તો મ્હેં જોયો ત્યારથીજ મ્હને એનું મ્હોં ગમતું ન્હોતું:—ને ત્હમે બધાં તો એની પાછળ ગાંડાં ગાંડાં થઇ જતાં'તાં! આ બાઇનું કામ તો બહુ ચોખ્ખું છે. પેલા ત્હમારા બાવલાને તો નિત મિષ્ટાંન વગર ભાવતું નહિ અને એના ઠાકોરજીને પંખા જોઇએ ને પલંગ જોઇએ ને રાજભોગ જોઇએ ને માનભોગ જોઇએ; રોજ રોજ કાંઇની કાંઇયે ભેટ તો મૂકવી જોઇએજ—ને ઠાલે હાથે તો જવાયજ નહિ! આ બિચારી તો જાર બાજરીનો રોટલો ને નરમ શાક વગર કાંઇ ખાતી નથી ને કોઇની પાસેથી કાંઇ લેતી નથી; ત્હોયે એનોયે પિછો કોઇ મૂકતું નથી! શી દુનિયાં છે?"

લલિતા વખત વિચારી ગઇ; તકરારનું પરિણામ પોતાની વિરૂદ્ધમાં ઉતરશે ધારી કમળાની તરફેણદારી ભણી પોતાના મતનું સુકાન ત્હેણે તરત ફેરવી દીધું. "જોજે બા, વળી મ્હારો વાંક ક્હાડતી! હું તો કંઇયે ક્હેતી નથી. ત્હેં જેવી વાત સાંભળેલી, ત્હેની મ્હેં પણ સાંભળી'તી, તે કહી. ને ધનકોર માશીએ બિચારાંએ સાંભળ્યું એવું એમણે કહ્યું હશે. પણ ત્હને ત્હારે સાસરે ખબર પડી કે બીજા કોઇને ત્યાં?"

"મ્હારા સસરા ગયા'તા તે ઘરમાં વાત કરતા'તા. ને મ્હારા દિયરને એ,—બધાયે એનાં બહુ વખાણ કરતા'તા." કમળાએ શાન્ત પડી જવાબ દીધો. "તું જાણે છે સ્તો કે એ બધા સુધારાવાળા છે, પણ તેએ આ બાઇનું તો બહુ સારૂં બોલતા'તા."

"ત્યારે તો ખરૂં હશે, છે" લલિતાએ કહ્યું, "એ બધા તો સો ગળણે ગળે ત્યારે પાણી પીયે એવા છે; કમુ, ત્યારે તો બાપાને કહીને આપણેયે એની કથા સાંભળવા જવાનું ઠરાવીએ. છે, તું આવીશને?"

"હું આવીશ ત્યારે આ બધું ઘરનું કામ કોણ કરશે?" ભાગીરથીએ અકળાતી હોય એમ મ્હોં કરી જવાબ દીધો. "બળ્યાં! મ્હારા રાંડના તે કરમમાં કથા શી? હું તે એ કથા સાંભળીશ કે આ મ્હારા કરમની કથા કરીશ? મ્હારો તો-હું મરીશ ત્યાં લગી-છૂટકોજ થવાનો નથી."

"એમ અકળામણ શું કરવા કરે છે, જી?" કમળા બોલી, "લાવ, આમ ખશેડી દે થાળી; જોને, હું સપાટાબંધ દાળ વીણી ક્‌હાડું છું. ત્હને નાની ના કહીએ છીએ પણ તું માને છે ક્યાં?-ર્‌હેવા દેને કામતો એની મેળે આટોકું થશે. ત્હારે શરીરે પણ હમણાંનું ક્યાં ઠીક ર્‌હે છે? જી, ત્હારે તો હવે ત્હારૂં શરીર પ્હેલું સંભાળવાનું છે. આટલી તું છે તો અમને બધાંને ઢાંકીને બેઠી છે; તું નહિ હોય ત્યારેજ બધાંયને ખબર પડવાની છે તો!"

"અરે કમુ, ત્હને શી વાત કહું?" લલિતા વચમાં બોલી ઉઠી, "હમણાંનો તો દરરોજ જીને રાતે તાવ ભરાય છે ને શરીર ધીકી જાય છે. એતો એનો ખરો સ્વભાવ છે તે ર્‌હેવાતું નથી, બાકી બીજું કોઈ હોયને તો ઉભુંયે થાય નહિ;-દીકરાની બબ્બે વહુઓ ઘરમાં, પણ કોઇ એના હાથમાંથી કામ મૂકાવવાની હતી?"

"અરે એતો બધાંય ઠીક છે," ભાગીરથીએ ધીમા સ્વરથી કહ્યું. "હું ન કરૂં તો કોણ કરે? ને કહુંયે કોને? આ બિચારી લલીને કાલે રાતે ઢગલા ઉધરશ ચ્હડી'તી, ને મ્હોંયે મળતું ન્હોતું. હું ન કરૂં તો બધું એને માથે આવી પડે! એની કાંઇ જાત છે? અમે તો આગળનાં છીએ તે આટલો ઢસયડો ખેંચીએ છીએ ને આટલુંયે કરીએ છીએ; ત્હમારાથી એમાંનું કાંઇ બનવાનું નથી. વળી ત્હારાં સાસરિયાં આડાં, ત્હને મોકલે નહિ; ને ઘરમાં તો બધાં જોવાનાં છે!-વખત થાય ત્હારે પાટલા ઉપર આવીને બેસવાનાં!-

ન્હાની વહુ એનાં છૈયાં છોકર ને ભાયડાની ઠઠમઠમાં ને ઠઠમઠમાં... ને પેલી !–એનું તો નામજ બાળને. ક્હે, હવે બીજું કોઇ ઘરમાં– હાથમાંથી કામ મૂકાવે એવું છે ?"

"જી, હુંતો પેલું કહું છું કમુને; હા, આપણાથી તો નહિ ક્‌હેવાય." લલિતા બોલી.

"હા. ક્‌હેને." ભાગીરથીએ હાથના લ્હેંકા કરતાં કહ્યું. "ઉલટો ચોર કોટવાળને દંડશે ? કાંઇ એનાં કે એના બાપનાં ઓશિયાળાં છીએ ? હુંતો એમને પણ આજ ક્‌હેવાની છું કે, 'આ જુવો; આખો દહાડો જેનું ત્હમે તાણતાણ કરો છો તેજ ત્હમારાં લાડકવાયાંનાં લક્ષણ !'–પણ હાય હાય, એમનામાંજ કાંઇ રામ નથી એટલે કરવું શું ? નહિ તો ઘરમાં આવું અખાડું ચાલે ?"

"પણ એવું છે શું, લલી ? મ્હોટાં ભાભીનું છે કાંઇ ?" કમળાએ પૂછ્યું.

"ત્યારે એના વગર હોય બીજા કોનું ? ત્હને 'મ્હોટાં ભાભી, મ્હોટાં ભાભી' થઇ રહ્યું છે ને એની તો...!" મ્હો મરડી લલિતા બોલી: "જો બા, એમ થયું કે, પેલી મ્હારી વીંટી હતી ને, ચન્દુ મુંબઈ ગયો ત્યારે લેતો આવ્યો' તો–તે વીંટી આઠેક દિવસથી મ્હને જડતી ન્હોતી. મ્હેં જાણ્યું જે હશે, જડશે. જીવ તો ઘણોયે બળતો'તો; પણ આપણાથી ભર્યા ભાદર્યા ઘરમાં કોને પુછાય ને કોને ક્‌હેવાય ? હું મ્હારી મેળે મ્હોં મીચીને બેશી રહી'તી. ત્હને કે જીને પણ ન્હોતું કહ્યું, મ્હારા મનમાં જે પાછી એ અકળાશે. એવામાં આજ બપોરે હું ને ન્હાની ભાભી મેડીએ બેઠાં'તાં ત્યાં થઇને લવંગી પેલી–ની ઝાંપી ઉપર લઇ જતી'તી. અમે તો ઝાંપીમાં શું શું છે તે જોવા અમસ્તી, સ્હેજજ એની પાસેથી લઇ ઉઘાડી. અંદર જોઇએ તો કબજાના લૂગડાની બેવડમાં મ્હારાવાળીજ

વીંટી! મ્હેં ન્હાની ભાભીને સાબદી રાખ્યાં ને તરત વીંટી ક્હાડી લઇ જીને લાવીને બતાવી; તે એણે પણ તરતજ ઓળખી.–ક્હે હવે જોયાં ત્હારાં, 'મ્હોટાં ભાભી'નાં પરાક્રમ? એતો ઉપરથીજ આવી મીનીમુખી છે, ને હશી હશીને જરા ડાહી ડાહી વાતો કરે એટલે ત્હારા જેવાં ભોળિયાં હોય તે ગાંડાં ગાંડાં થઇ જાયઃ બાકી એતો છે તે છે. એંહ!...બ્હાર છે ને ત્હેનાથીયે વધારે તો એ અંદર છે! નઠારી નઠારી ત્હોયે એનાથી તો ન્હાની ઘણી સારી. એતો ઠીક થયું કે એ પાસે બેઠી'તી, નહિ તો બધાં મળીને મ્હને પણ જૂઠી બનાવત."

"ના. ના. ત્હારે તે એવાં એમનાં શાં રાજપાટ કે ઠકરાત લેવાં'તાં, તે તું જૂઠું ક્હે;" કમળાએ લલિતાના પક્ષમાં ભળતાં કહ્યું. "પણ ત્હેં એમને પછી પૂછ્યું'તું કે વીંટી ઝાંપીમાં ક્યાંથી આવી?"

હા. એ પણ ચૂક્યાં નથી. એતો ક્હે કે મ્હારાભાઇએ મ્હને કરાવી આપી છે...પાછા બહુ મ્હોટા એમના ભાઇ વીંટીઓ કરાવી આપનારા જોયા ન હોય તો!–પણ, હેં કમુ, ત્હેં કોઈ દ્હાડો એની આંગળિયે એવી વીંટી જોઇ'તી? આનો તો બાપા પાસેજ ન્યાય કરાવવો છે. આવી રીતે જાય ત્યારે તો ઘરમાં રૂહેવાયે નહિ. આજ તો વીંટી ગઇ ને કાલ કાંઇ બીજું હોય–એમ જાય તે સારૂં નહિ. ને મ્હારૂં તો બધું છૂટું છવાયુંજ રૂહેવાનું. જાય ત્યારે પડે બિચારા ચાકર માણસને માથે અને...પણ, બોલ્ય કમુ, આમાં મ્હારો કાંઇ વાંક છે?"

"નારે બા, એમાં ત્હારો શો વાંક? આમ ઘરમાંથી ચીજની ચીજ જાય ને બોલીયે પણ નહિ?" કમળાએ જવાબ દીધો; "બા, મ્હારાથી તો ન રૂહેવાય. પણ લલી, હું એમને એવાં ન્હોતી જાણતી, હોં."

"અરે એ વાંઝણી તો છે તે છે ?" ભાગીરથીએ વચમાં ટાપશી પુરી. "બિચારી લલીને જરાએ જંપાવારો આવવા દેતી નથી. આ ગુલાબ છે સ્તો; બધાંની સાથે હસવું, બોલવું, વાતો ચીતો કરવી. આતો એમાંનું કાંઈ નહિ. કામ કરે ત્હેમાંયે કાંઇ શકાર નહિ; ને તેયે પોતાના ભાયડાનું, એટલે આટલુંયે કરે–પણ બળ્યું એનું કામ કરવું ! એનું નામજ બાળ્યને !"

કોઇ માણસ ઉતરવાથી દાદર ખખડવાના અવાજે આ ફરિયાદનામું થોડીવાર બંધ પાડ્યું.

## ૨. અગ્નિમાં ઘી !

પરસાળને દાદરેથી ગુલાબ નીચે ઉતરી. ત્હેણે હાથમાં એક બાળક લીધેલું હતું. "કેમ કમુ બ્હેન ?" ત્હેણે કમળા તરફ જોઇ, પૂછ્યું.

"સારૂં ભાભી" કમળાએ ત્હેની સામે મ્હોં મલકાવી જવાબ દીધો; અને ત્હેના હાથમાંના બાળકને પોતાના ખોળામાં લઇ, વ્હાલથી ત્હેને રમાડવા લાગી. "કેમ છે, અરુણ ?–કેમ લુચ્ચા ! કેવો હસે છે ?"

"જીને શરીરે અત્યારે કેમ છે ? લલી બ્હેન," ગુલાબે લલિતાને પૂછ્યું. "ક્હો ન ક્હો પણ કાંઇ—નિતના જેવુંયે આજતો લાગતું નથી ! હમણાંનું, કમુ બ્હેન, જીને શરીરે સારૂંજ રહેતું નથી."

"અરે ! એતો હમણાંજ જરા બેઠી થઇ છે. એને કે ક્હાડે સારૂં રૂહે છે તે ?" લલિતાએ કહ્યું.–"આતો પેલી વીંટીની વાત ચાલતી'તી. ક્હો ન્હાની ભાભી ત્હમે પાસેજ હતાં ને ? ક્હો બા, કાંઇ મ્હારો વાંક છે–હું કાંઇયે બોલી છું ?"

"હાય હાય, બાંપ !–એતો એમનાથીજ એવું થાય ! એંહ ! હાંકણીમાં પાણી ઘાલી બૂડી મરવું પડે બૂડી ! આજ તો વીંટી છે

ને કાલે શું ન હોય, કુમુ બ્હેન ? અમારા તો મનમાંયે નહિ ને ચંતમાંયે નહિ; ને અમે તો બેઠાં બેઠાં ઘરની વાતો કરતાં'તાં. એવામાં પેલી એમની ઝાંપી લઇને ઉપર જતી'તી. ત્યારે મ્હારા રાંડના મ્હોંમાંથી જરા એટલું નીકળી ગયું: મેં'કુ—'લલી બ્હેન ! મ્હોટાં ભાભીની ઝાંપીમાં પણ ચોપડીઓજ હશે તો ?' ત્યારે બ્હેન હસી પડયાં ને કહે 'બળ્યું, ભાભી, ઝાંપીમાં તે ચોપડીઓ માતી હશે ? ત્હમે તો એવાંને એવાંજ રહ્યાં !' પેલી દાદરા ઉપર ચ્હડી એટલામાં બ્હેને મ્હને પૂછ્યું, 'ભાભી, ઝાંપીમાં શું હશે ?–મંગાવીને જોઇશું ?' ત્યારે મ્હેં કહ્યું, 'ચોપડીઓ વગર ભણેલાં ભાભીની પાસે બીજું શું હોય ? સો સો રૂપિયાની સરત, જો અંદરથી એકાદ ચોપડી પણ ન નીકળે તો !' લલી બ્હેને એને પાછી બોલાવીને ઝાંપી ઉઘાડી અંદર જુવે તો ઓટવાના બે ત્રણ કબજા ને એક ટોપી ભરવા માંડી છે તે–એટલું ને એક ન્હાનો ગીતાજીનો ગુટકો : ને કાપ જોવાને એક કબજો ઉકેલવા જઇએ છીએ કે તરત વીંટી બ્હાર નીકળી નીચે પડી !—લલી બ્હેને તે લઇ લીધી ને બોલી ઉઠયાં: 'ભાભી, આ વીંટી તો મ્હારી !' કુમુ બ્હેન મ્હને પણ એમજ લાગ્યું. કારણ એ વીંટી તો એમણે–મુંબઇ ગયા ત્યારે આણી'તી. મેં'કુ–'લલી બ્હેન, હા, બા; એતો ત્હમારા વાળીજ વીંટી !' પછી લલી બ્હેને જીને કહ્યું; જીને શરીરે ઠીક ન્હોતું તોપણ માંડમાંડ ઉઠયાં ! મ્હોટાં ભાભીને પૂછી જોવાનું લલી બ્હેનને કહ્યું. પણ એતો કહે કે મ્હને મ્હારા ભાઇએ કરાવી આપી છે. નીચેયે ન ઉતર્યાં ને બીજો એક અક્ષરે ન બોલ્યાં ! કેમ લલી બ્હેન, એમજ થયું'તું ને ?"

"હા, ભાભી." લલિતા બોલી, "કુમુને પણ મ્હેં બધું બન્યું'તું તે કહી સંભળાવ્યું છે. કહે કુમુ, હવે કોનો વાંક ?—ભાભીએ જે કહ્યું તે ત્હેં સાંભળ્યું ને ?"

"હા, હા, પણ ત્હારૂં કહ્યું કોણ ખોટું માને છે તે. પાછાં ન્હાનાં ભાભીયે સાંજ હતાં ને." કમળાએ વિચારમાં ને વિચારમાં જવાબ દીધો. "મ્હને તો એમ થાય છે કે એમના જેવાં સારા ઘરનાં ને ભણેલાં ગણેલાં આવું કરે ત્યારે બીજાનું તો—!"

"ત્હને ભણેલાં ગણેલાં સારાં લાગતાં હશે!" કચડાગીમાં મ્હોં મચડી લલિતા બોલી ઉઠી; "એંહ!—એ રાંડો તો તળેની ઉતરડ ગગડાવે! એમના કરતાં તો આપણે સારાં, ભોળાં ને ભળભળિયાં! જે આવ્યું તે કહી નાંખીએ. કેમ, જી, હું ખરૂં કહું છું ને?"

"જોને બા, લલી! કમુને ત્યાં તો બધું સુધરેલું વાજું થઈ ગયું છે, એટલે નહિ નહિ ત્હોયે થોડોયે એ બધાંનો ચેપ એને લાગ્યા વગર રહે નહિ. પણ એને દુનિયાંદારીના અનુભવ હજી હવે લેવાના છે; તડકી છાંયડી જોવાની છે–એ જોશે ત્યારેજ ખબરો પડશે તો, કે કેટલી વીશીએ સો થાય છે; ને ત્યારેજ ખાત્રી થશે કે ફલાણું આવું અને ઢીંકણું આવું!" ભાગીરથીએ ધીમે ધીમે ટચકા મારતાં કહ્યું.

"પણ જી, એટલું તો ખરૂંજને, કે સારા ઘરનાં થઇને આવું કામ કરે ત્યારે—" કમળાએ ભાગીરથી તરફ જોઇ પૂછ્યું.

"મૂઇ એ રાંડો! સારા ઘરની–જોઇ ન હોય તો?" ભાગીરથી જરા ચ્હીડાઇને બોલી ઉઠીઃ "હેં, કમુ, પૈસો તો ઢેડનાયે ઘરમાં હશે માટે એ કળવાન થયો કે? જોને બા, ધનલખમીના બાપના ઘરમાં તો–એંહ, અંનને ને દાંતને તો વેર હતું અને વિદ્યાનંદના દાદા તો રસોઇની ડોઇ ફેરવવાનો ધંધો કરતા'તા! નાતમાં ખરા કળિયા તો આપણે ગવરીશંકરવાળા, જાનીને તરવાડીના ઘરનાં–અને ત્હારાં મોસાળિયાંઃ એટલાં તો ખરાં. મ્હોટા જગંન ને નાતમેળા થયેલા તે એમને ઘેર, ને સમારંભ પણ થયેલા; બાકી બીજાં બધાં તો લઇ

પહેલાં ! વિદ્યાનન્દ જરા તરા કમાતો થયો એટલે તેનું ઘર ઉંચું થઇ ગયું ?" તિરસ્કાર કરતી હોય એમ મ્હો મચડી, ઓઠથી 'પૂં'કાર કરી ત્હેણે પોતાનું ભાષણ બંધ કર્યું.

"ને સારા ઘરની હોય તો,–કમુ, સાંભળ ભાભી ક્હે તે–એવું કરે કે ? ભણેલાં ગણેલાં બધાંયે એ તો–અમે તો, એમને ઘરથી જાણીએ છીએ: ત્હારા જેવાંને છેતરી જાય !" લલિતા બોલી.

"શું હતું, ભાભી ?" કમળાએ ગુલાબને પૂછ્યું.

"બા, જુવોને કમુ બ્હેન," ગુલાબે કહ્યું; "એ તો શણીનું વચન સોયે ગયું !–આતો મ્હેં આજજ લલી બ્હેનને વાત કરી'તી: વાતમાં ને વાતમાં વાત નીકળી ગઇ, બાકી મ્હારી બાયે તો સાફ નાજ કહી'તી કે કોઇને કાંઇ કહીશ નહિ. નકામો કલેશ થાય ને આપણા હાથમાં કાંઇ આવે નહિ. જેનું લાગ્યું, જે ભોગવશે !–એ તો એમ બન્યું કે હું ધનકોરમાશીને ત્યાં થઇને મ્હારી બાને ત્યાં જતી'તી, ને ઓટલે ચ્હડું છું તો બાયણાના વચમાં, ઉમરા ઉપર, સિંદૂરવાળું લીંબુ વચમાં સોય ખોશેલી એવું, કોઇ મૂકી ગયેલું ! મ્હેંતો તરત બૂમ પાડીને મ્હારી બાને ઓટલે બોલાવી: ને આડોશી પાડોશી બધાં જોતજોતામાં એકઠાં થઇ ગયાં. પૂછપરછ કરતાં કોઇક કહ્યું કે એક કણબીનો છોકરો આવ્યો'તો, એ મૂકીને ન્હાશી ગયો હશે; શાથી જે એને ઓટલા ઉપર ચ્હડી, બારણું ઉઘાડયા વગર ઉતરી પાછો જતાં એણે જોયો'તો. આમ વાત થાય છે ત્યાં આવ્ય, કોઇ નહિ ને, મ્હારી ફુલી કાકી ! ને એતો ત્યાં લગી ક્હેવા મંડી કે 'ધનલખમી વગર બીજા કોઇનું એ કામજ નહિ !–ક્હે કે 'એ રાંડો–માને દીકરી બંનેને છુંદીએ એવી છે. એને છોકરૂં નહિ ને એ વાંઝણી રહી, ત્હેમાં મ્હારી દીકરી શું કરે ?' આમ વાત થતી'તી એવામાં અધુરામાં પૂરૂં મ્હારા દાદા પણ આવી પહોંચ્યા !

એ તો લાકડી લઇને જતા'તા લ્હડવા વિધાનંદને ઘેર. મ્હેં એમને વારી રાખ્યા કે, 'દાદા, એમાં મારા જીવને નકામો ક્લેશ થશે, ને કરશે તે ભોગવશે આપણે શું ?–આ રાંડ છોકરી માનતી નથી ને ઉપરની ઉપર રૂહે છે; બાકી તે દ્હાડાનું મ્હને તો એવું થઇ ગયું છે કે કોઇ દ્હાડો કાંકનું કાંક–નવું જૂનું થવાનું છે ને મ્હારે નીચું જોવાનું છે।"

"ભાભી, હવે ત્હમે આ વાત કહી એટલે જોજોને લવંગી કેવી ઉપર જાય છે ? રાંડનો ટાંટિયોજ કાપી નાંખું।" લલિતા બોલી ઉઠી, "તે દ્હાડેજ મ્હને કહ્યું હોતને તો બાપા ને ભાઇ લગી હું એ વાત લઇ જાત."

"પાછા બાપા ને ભાઇજ ત્હમારૂં કહ્યું માને એવા છે તો !" ભાગીરથી બબડી. "ભાઇને તો એ રાંડે કોણ જાણે શુંયે કામણ કર્યું છે કે આગળનો એ ભાઇજ ન્હોય ! બાયડીની હાયે હા, ને નાયે ના. એ ભાઈજ પાછા...... !

"ત્યારે હુંયે ક્યાં ભાઇની ઓશિયાળી છું જે !" લલિતા હાથ લાંબો કરી વચમાં બોલી ઉઠી: "બાપા છે ત્યાં લગી ભાઇ થાય છે કોણ ? હા !–જી, હું ત્હને સારૂ કહું છું કે આપણે કાંઇ ભાઇભાભીના હુંસા ખાઇ રૂહેવાનાં નથી ! એમનો પૈસો એમને ગંધાય !"

"હજી પૈસો કમાય તો ખરા ! ત્હારે તો ખાસ્સું સારૂં બેશ છે–ત્હારે કોના હુંસા ખાવાના છે ? ત્હારા બાપા ઘણું જીવો, પણ એ નહિ હોય ત્યારેયે તું કાંઇ ભાઇભોજાઇની ઓશિયાળી નથી."

વાત આમની આમ કેટલાક વખત સુધી આમળા ખાતી ખાતી આગળ વધી.

### ૩. એક ગૃહ ચિત્ર:

મણિધરપ્રસાદ રજિસ્ટ્રેશન ખાતામાં લાંબા વખત સુધી નોકરી કરી, પેન્શન લઇ હવે ઘેર બેઠા હતા. માણસ સારા સ્વભાવના અને સમયને અનુસરીને ચાલનાર પરન્તુ પ્રમાણિક હોવાથી તેઓ બહુ પૈસો તો એકઠો કરી શક્યા ન્હોતા, પણ નાતજાતમાં તથા શહેર સરકારમાં આબરૂ સારી મેળવવાને ભાગ્યશાળી થયા હતા. એમને બે પુત્ર, પ્રબોધચન્દ્ર અને ચન્દ્રકાન્ત (જેને ઘરમાં ચન્દુ એ ટૂંકા નામથી બોલાવવામાં આવતો હતો) અને બે પુત્રીઓ લલિતા અને કમળા, મળી ચાર સંતાન હતાં. લલિતા સાસરે ગયા પછી થોડાજ વખતમાં વિધવા થયેલી હોવાથી ભાગીરથી–એમનાં પત્ની, ત્હેને સર્વ પ્રકારની છૂટ આપતાં અને ત્હેનું ધાર્યું થવા દેતાં: આથી પરિણામ એ આવ્યું કે, લલિતાને એનાં સાસરિયાં સાથે નહિ બનવાથી એ પિયરમાંજ રહેતી હતી. પ્રબોધચન્દ્રનું લગ્ન વિદ્વત્તા, નીતિ અને હુંશિયારી માટે આખા ગૂજરાતમાં જાણિતા થઇ ગયેલા ડેપ્યુટી કલેક્ટર રાવબહાદુર વિદ્યાનન્દની પુત્રી સરસ્વતી સાથે થયેલું હતું અને ત્હેને અત્યાર સુધીમાં કાંઇ સંતતિ ન્હોતી; જો કે હાલ થોડા વખતથી સરસ્વતીની મા ધનલક્ષ્મી તરફથી એમ કહેવામાં આવતું હતું કે એને સીમન્ત છે અને બે ત્રણ મહિના થયા છે પણ તે વાત એનાં સાસરિયાં ખરી માનતાં નહિ હતાં. ચન્દ્રકાન્તનું લગ્ન એક સાધારણ સ્થિતિના ઘરની કન્યા ગુલાબ સાથે થયું હતું અને ત્હેને હાલ લવિંગી અને અરુણ બે બાળકો હયાત હતાં. કમળાને સુપ્રસિદ્ધ સુધારક વકીલ અવન્તિરામને ઘેર પરણાવી હતી. પ્રબોધચન્દ્રે, પોતાના પિતાના આગ્રહને વશ થઇ, એમ. એ.ની પરીક્ષા ઊંચે નંબરે પસાર કર્યા પછી રેવન્યુખાતામાં નોકરી લીધી હતી જ્યાં ત્હેને હાલ દર મહિને વીસ રૂપિયા મળતા હતા; પરન્તુ મામલતદાર થવાને જરૂરની

દરેક પરીક્ષા ત્હેણે માન સાથે પસાર કરી દીધેલી હોવાથી હવે થોડા વખતમાં ત્હેને સારો દરજ્જો મળવાનો સંભવ હતો. ચન્દ્રકાન્ત એટલો ચાલાક બુદ્ધિશાળી ન્હોતો. બેત્રણવાર મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં નપાસ થયા પછી ત્હેણે હૉસ્પિટલ આસિસ્ટંટની પરીક્ષા માંડમાંડ પસાર કરી હતી અને હાલમાં થોડું થયાં સ્વતંત્ર દાક્તર તરીકે ત્હેણે શહેરમાં દવાખાનું ઉઘાડ્યું હતું.

રાતે વાળુ વખતે મણિધરપ્રસાદ ઘેર આવ્યા અને દશમી જમવા બેઠા. ઘરમાં રાંધવાનું કામ હમ્મેશાં સરસ્વતીને માથે રહેતું અને તે પ્રમાણે આજ પણ એજ રાંધતી હતી.—લાગ જોઇને ડોશીએ વાત ઉપાડીઃ 'આમ બન્યું'તું ને 'તેમ બન્યું'તું–થી વાત શરૂ થઇ. મણિધરપ્રસાદ સાધારણ રીતે શાન્ત પ્રકૃતિના માણસ હોઇ, ઘણું-ખરૂં ઘરની ભાંજગડમાં પડતા નહિ અને આવી ફરિયાદો ઘણીખરી વાર થયાં કરતી તેથી ખરેખરા કંટાળી ગયેલા હતા; જેથી તે ઉપર બીલકુલ લક્ષ આપતા નહિ. પરન્તુ દરરોજ માથા ઉપર ટક્ટકારો થયાં કરે તો કોઇક દિવસ પણ ત્હેની અસર તો થયા વિના નજ રહે! ઉપરાંત વળી આજ તો કમળાનું નામ પણ આ ફરિયાદમાં દાખલ કરવામાં આવ્યું હતું અને 'કમુ પણ કહેતી'તી કે હું બાપાનેકહેવાની છું કે આમ થાય તે સારૂ નહિઃ એમાં તો ઘરની શોભા ઘટે!'—એ શબ્દોએ પણ જરાતરા વધુ અસર કરી, કારણ જો કે તેઓ મ્હોંએ કબૂલ કરતા ન્હોતા તોપણ એ જાણીતી વાત હતી કે કમળા એમની વ્હાલામાં વ્હાલી પુત્રી હતી; બીજું એમના મનમાં ખાત્રી હતી કે કમળા અન્યાયથી વર્તે એવી નથી અને કંઇકવાર મ્હોટી ભાભીનાં એણે લીધેલાં ઉપરાણાંથી એ એમના મનમાં સાબીત થઇ ગયેલું હતું. એટલે આજ સઘળી દિશાઓમાંથી એમના ઉપર દબાણ લાવવાનો પ્રયત્ન થતો હતો, તે સફળ થવાનો ખાસ સંભવ

હતો !અને પવન પણ જૂદીજ દિશામાં અત્યારે વાતો હતો ! લલિતા અને ભાગીરથીએ ફરિયાદ શરૂ કરી અને ગુલાબ ભાભીનું નામ અંદર સાક્ષી તરીકે ભેળવવામાં આવ્યું;' અને વળી વીંટીની સાથે કામણટૂંમણની વાત પણ યુક્તિબંધ ભેળવવામાં આવી, એટલે કાંઇ બાકીજ રહ્યું નહિ ! સરસ્વતીએ વીંટી ચોરી લીધી;' અને એણે તથા એની માએ અરુણના ઉપર કામણ કરવા ગુલાબના ઓટલા ઉપર મંત્રેલું લીંબુ મૂકાવ્યું: ધનલક્ષ્મીએ પોતે બંને મા દીકરીને અને મણિધરપ્રસાદને ગાળો દીધી; એનાં પિયરિયાંએ ધનકોર માશીને મ્હોંયે 'લક્ષ્મીને બધું આપી દઇને દીકરાને ભીખ મંગાવવાના છે!' એમ કહ્યું; વગેરે, વગેરે,–અનેક વાતો કહી નાંખી, અને આમાંની બધી નહિ તો થોડીયે વાતો ખોટી નહિ હોય એમ ડોસાને લાગ્યા વિના રહ્યું નહિ. બીજું વળી પોતાને ગાળો દીધી એ વધારે લાગ્યું; અને વીંટીની વાત આટલા સાક્ષીપુરાવા સાથે થઇ તે તો ખરી હોવીજ જોઇએ એમ, એમનો અભિપ્રાય થયો. તેઓ જૂના જમાનાના ગૃહસ્થ હોઇ, પોતાનો દરજ્જો તથા 'લાજ મરજાદના નિયમો' પાળવા–પળાવવામાં આગ્રહી હતા; અને જોકે ઘણુંખરૂં ગૃહસંસારનાં તોફાનમાં તેઓ પડતા નહિ અને વખતે પડવાની વૃત્તિ થાય તોપણ ત્હેમનું ત્યાં ઝાઝું ચલણ ન હોવાથી પોતે પોતાના ભારમાંજ રહેતા: છતાં પણ, આજ એમનો મિજાજ હાથથી ગયો !

પ્રબોધચન્દ્રનું ઘરમાં સારૂં માન હતું. અત્યાર સુધીમાં તે એક પણ પરીક્ષામાં નપાસ થયેલો નહિ હોવાથી તથા ન્હાનપણથીજ દર વર્ષે ત્હેણે ઘણુંખરૂં સારાં સારાં ઇનામ અને સ્કોલરશિપો મેળવેલી હોવાથી, ખર્ચખૂટણમાં ત્હેનો હાથ છૂટો હોઇ, તે હમ્મેશાં લગભગ સ્વતંત્ર જેવોજ રહેલો હતો. ઉપરાંત તે બધાં બાળકોમાં મ્હોટો અને કેટલાક વખત સુધી એકનો એક પુત્ર હતો; અને ત્હેનો સ્વભાવ

શાન્ત, મૃદુ, પ્રેમાળ અને નિસ્વાર્થી હોવાથી તે બધાંને ઘણોજ કામનો થઇ પડતો. આથી પરિણામ એ આવ્યું કે પ્હેલેથીજ ઘરમાં ત્હેનો વક્કર બંધાતો ગયો; અને એક વખત એવો પણ હતો કે પ્રબોધબાઇ ક્હે તેજ થાય ! અન્તે ત્હેનું લગ્ન થયું અને સરસ્વતી સાસરે ર્‌હેતી થઇ. ત્હેની પણ પ્રકૃતિ ત્હેવીજ વ્હાલસોઇ, પરગજુ અને કામગરી હતી; તેથી હવે ઘરમાં સર્વની સાથે સારૂં રાખવાનો અને બધાંને ખુશી રાખવાનો પ્રયત્ન આ બંને જણાંએ-પતિપત્નીએ સાથેજ કરવા માંડયો. પરન્તુ અનેક અનેક, જૂદા જૂદા પ્રકારનાં કારણોને લીધે ત્હેમાં તેઓ ધીમે ધીમે વધારે વધારે નિષ્ફળ થવા લાગ્યાં અને અન્તે હમણાં હમણાંમાં સરસ્વતીની ઉપર લગભગ આખું ઘર ખાસ દુસ્મનાવટ રાખતું થઇ ગયું હતું ! ગમે તેમ હતું પણ અત્યાર સુધી પ્રબોધચન્દ્રને મ્હોંયે આવી કાંઇ બીના ઉઘાડી રીતે આવી ન્હોતી અને તેથી આજ આ પ્રમાણે ત્હેણે સાંભળ્યું તે પ્રથમજ હોવાથી ત્હેને અન્તઃકરણમાં અત્યંત વેદના થવા લાગી અને એનું ખાવું સઘળું રાખ થઇ ગયું ! ગુસ્સો ઘણો ચ્હડેલો હતો છતાં શાન્ત દેખાવથી સઘળું સાંભળી લઇ, જમી ઉઠયા કે તરતજ મણિધરપ્રસાદ એક પણ અક્ષર બોલ્યા શિવાય પોતાની ઓરડીમાં જઇને બેઠા; ત્હેમને ક્રોધ તો બધાંના જેટલોજ ચ્હડયો હતો પણ એ ડાહ્યા હતા; તેથી મ્હોટા થયેલા પુત્રને બધાંના દેખતાં અને ત્હેમાંયે ત્હેની સ્ત્રી દેખતાં કાંઇ પણ કહેવું એમને દુરસ્ત નહિ લાગવાથી, ત્હેને પોતાની પાસે બોલાવ્યો અને મર્યાદામાં રહીને પણ સૂચક રીતે જેટલું ક્હેવાનું એમને ઘટિત લાગ્યું તેટલું કહ્યું. 'આપણા ઘરમાં આવું થાય તે સારૂં નહિ; ત્હમારા ઉપર તો અમારો મુખ્ય આધાર છે ને ત્હમેજ કુટુમ્બમાં આવો કલેશ થતો અટકાવો નહિ તે ઠીક નહિ; તમારી સ્ત્રીને ક્હો-લલીને ક્હો-ગમે ત્હેને ક્હો પણ આવું

હવેથી થવું ન જોઇએ; વીંટીની તો કાંઇ વસાત નથી પણ આપણા કુટુમ્બની એમાં પ્રતિષ્ઠા ઓછી થઇ જાય; અમારાં તો હવે વળતાં પાણી છે અને અમે બંને તો બે દિવસના પરોણા જેવાં છીએ એ-ટલે લક્ષ્મીની બધી સંભાળ ત્હમારે બધાંને માથે છે ને એ બાબતની હું તો બીલકુલ કાળજી રાખતોજ ન્હોતો—તે જ મ્હારે આ બધું સાં-ભળવું પડે, ત્હમને આટલુંએ ક્હેવું પડે, એ મ્હને શરમ ભરેલું છે! ચન્દુ તો બાળકને બેસમજ છે, એટલે હવે ઘરનો ભાર તો ત્હમારે બધાંયે ઉપાડી લેવો જોઇએ; ત્હમારી જીને અને ખાસ કરીને લક્ષ્મીને જેમ બને તેમ ખુશીમાં રાખવાં જોઇએ; હજી ત્હમારે દુનિયાના તડકા છાંયા વેઠવાના છે અને આપણા ઘરની લાયકાત અને માઝા સઘળાનો ત્હમારા ઉપર આધાર છે-માટે આવું હવેથી ફરી કદિ પણ બનવું ન જોઇએ;'—ઇત્યાદિ જાત જાતની એળિયાની ગોળીઓ ડોસાએ ગોળે વીંટી વીંટીને ત્હેને ગળાવી.

પ્રબોધચન્દ્ર આ સર્વ સાંભળીજ રહ્યો; સ્હામા જવાબ દેવાની ત્હેની પ્રકૃતિ ન્હોતી અને ત્હેમાં વળી આજ કાંઇ પણ જો બોલે તો 'અર્થનો અનર્થ' કરી લેવામાં આવે એમ ધારી, અંતે વ્યાખ્યાન પૂરૂં થયું એટલે તે ઉઠયો. પરન્તુ ઘરમાં ચાલતા ભારત–ભાગવતનો ત્યાં સુધી પણ પાર આવ્યો ન્હોતો!

## ૪. પતિ પત્ની:

આજ ઘરમાં ત્રણ જણ ભૂખ્યાં રહ્યાં હતા; ક્રોધના આવેશથી મણિધરપ્રસાદ, ખિન્નતાથી પ્રબોધચન્દ્ર, અને ગમગીનીથી સરસ્વતી. ત્હેમાંયે પ્રબોધચન્દ્રને તો ખરૂં જોતાં ભૂખ રહીજ ન્હોતી; બલ્કે આ ક્લેશ કંકાસની લ્હાણીમાંથી ત્હેને તો કંઇક દિવસો સુધી પચી શકે નહિ ત્હેવું મળી આવેલું હતું! તે પોતાને સૂવા બેસવાને ત્રિજે માળે

જઈ, શોકના આવેગથી અસંત હૃદયકષ્ટ ભોગવતો ખાટ ઉપર પડ્યો. થોડીવાર થઇ એટલે આંસુથી ઉભરાતી આંખો લ્હોતી સરસ્વતી પણ ઉપર આવી; તે તો જમવા બેઠીજ ન્હોતી. જોકે આવા કંકાસના બનાવ ત્હેને અસ્વાભાવિક ન્હોતા, સાસુ અને નણંદ દરરોજ કાંઇને કાંઇ ખોડખાંપણ–કાંઇને કાંઈ વાંક (પછી ત્હારો નહિ તો ત્હારી માનો–ત્હારી માનો નહિ તો ત્હારાં પિયરિયાંનો!) ક્હાડયાંજ કરતાં, તેથી ત્હેને તો આવું સાંભળવાની ટેવ પડી ગઇ હતી. પણ આજ તો પતિ અને સસરા સમક્ષ–અને તે પણ ચોરી જેવો ગંભીર આરોપ!–એથી ત્હેન બહુ લાગી આવ્યું હતું.

મેડીમાં પેસતાંજ પાસે એક કોચ પડ્યો હતો ત્હેના ઉપર ત્હેણે પડતું નાંખ્યુ અને ઉંધું માથું નાંખી રોવાનું શરૂ કર્યું. પ્રબોધચન્દ્ર વિચારમાં હતો તેથી ત્હેણે સરસ્વતીને આવતી જોઈ ન્હોતી. થોડીવાર પછી ત્હેણે ડુસકાં સાંભળ્યાં અને પાછું જુવ તા ત્હેને બેક્રાટ રોતી જોઈ. ધીમે રહીને તે ઉઠયો અને પત્ની પાસે ગયો. નિત્યની મૃદુ, શરમાળ, વિવેકી, અને છલોછલ પ્રેમથી ઉભરાતા હૃદયવાળી સરસ્વતી ક્ષણભર આજ બદલાઇ ગઈ હતી; તેથી ત્હેણે પતિનો હાથ તરછોડી નાંખ્યો અને જેમ જેમ ત્હેને છાની રાખવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તે વધારે વધારે રોવા લાગી. અન્તે પ્રબોધચન્દ્ર થાકયો અને પાછો જઇને ખાટમાં પડ્યો.

આમને આમ અડધો કલાક ચાલ્યું! પણ સરસ્વતી રોતી રહી નહિ. અન્તે ત્હેનું હૃદય દયાના મોજાંથી પાછું છવાઇ ગયું. તે ફરીથી ત્હેની પાસે ગયો અને માંડમાંડ રોતી રાખી તે 'ના, ના,' ક્હેતી હતી તોપણ ત્હેને ખેંચીને ખાટ આગળ લઇ આવી, પાસે બેસાડી.

"આ બધું હતું શું? આજ આટલું બધું શા માટે થયું તે તો ક્હે," ત્હેણે પત્નીના શોકગ્રસ્ત મનને વાતચીતમાં દોરવા પ્રયત્ન કરતાં પૂછ્યું.

ઉત્તર દેવાને બદલે પત્નીએ પોતાના પતિના ખભા ઉપર માથું નાંખી ફરીથી રોવા માંડયું. મહા પ્રયત્ને ખાળેલાં આંસુનું વ્હેણ પાછું પૂરપાટ ચાલવા લાગ્યું.

"મ્હારા સમ, રુવે તો;" પ્રબોધચન્દ્રે આગ્રહ કરતાં કહ્યું." આમ રોવાથી તું નકામી ત્હારી આંખોને નુકશાન કરીશ ને વિના કારણ માંદી પડીશ."

"મૂઇ હું! આંખો ફુટતી હોય કે ખાટલે પડી મરી જતી હોઉં તો બધાંનેયે નિરાંત થાય: હું છૂટું, ત્હમે છૂટા થાઓ અને ઘરમાંથી પાપ જાય!–હુંજ ભૂંડી છું! આટલું બધું કરૂં–કારવું, વૈતરૂં કૂટું, એ બધું પાણીમાં; ને શરપાવ બાંધવાના તે તો આ!–મૂઇ હું! મરી જતી હોઉં તો આ દુઃખમાંથી છૂટું!" આંખોમાંથી આંસુ પાછાં ચોધાર ચાલવા માંડયાં.

"જો પાછી રૂવે છે કે?" પતિએ ત્હેને છાતી સરસી દાબી આશ્વાસન આપતાં કહ્યું, "મ્હને તું કહે તો ખરી કે હતું શું?"

"ત્હમને કહેથી ત્હમે શું કરવાના હતા? એ તો ત્હમે બધાંયે ઠીક છો–બધાંયે મ્હારા લોહીનાં તરસ્યાં છો; પણ હું નહિ હોઉંની ત્યારેજ ખબરો પડશે તો! પેલી–કામમાં કાંઇ અડાગે દેતી નથી, –ત્હેને કોઇ એક અક્ષરે કહે છે? ત્હમારાં બ્હેને ન કરે ને કોઇયે ન કરે, ને ઘરનું બધુંયે કામ હુંજ કરૂં!–પણ ત્હેનીયે મ્હારે કયાં ના છે? એમ કરતાંયે જંપીને બેસવા દેતાં નથી.–ત્હેમાંયે મ્હારે માથે ચોરી મૂકી? હું તો બસ અત્યારે ને અત્યારે મ્હારે ત્યાં જઈ ભાઇને મોકલું છું કે ખરૂં કરાવો, એ વીંટી કોની હતી તે. એ બધી ભીખારણોના જેવી મ્હને પણ જાણતાં હશે! આ ત્હમે અને આ ત્હમારૂં ઘર છે. હું તો જાઉંછું મ્હારે પિયર. ને ભાઇ આવીને બાપાની ખાત્રી કરી આપશે ત્યારેજ હું આ ઘરમાં પગ મૂકીશ. હું એકલીજ મજૂરણ

અને રંધવારીની પેઠે ધંધો કરીશ ને બીજાં બધાં પગ ઉપર પગ ચ્હડાવીને બેશી રહી હુકમ કરશે ને ખોટાં ખોટાં આળ ચ્હડાવશે? ધર્યું રહ્યું એ સાસરૂં ને ધર્યું રહ્યું એ ઘર! ત્હમે ત્હમારે એ બધાંનાં પગરખાં સાફ કરજો ને બધાંનું કહ્યું સારૂં લાગતું હોય તો મધ મૂકીને ચાટજો! હું તો મ્હારે–હવે એક મિનિટ પણ અહિં રૂહેવાની નથી.” સરસ્વતી રોતી રોતી, ગુસ્સામાંને ગુસ્સામાં ઉભી થઇ.

“ વ્હાલી, વ્હાલી! આ શું?” કોઇ પણ દિવસ નહિ સાંભળેલા શબ્દો પત્નીના મ્હોંમાંથી નીકળતા જોઇ પ્રબોધચન્દ્ર બોલી ઉઠયો અને ત્હેનો હાથ પકડી તેને પાછી ખાટ ઉપર બેસાડી. “વ્હાલી! આવું બોલાય? હોય, મૂર્ખ માણસો હોય તે ગમે તેમ બોલે; એમને બોલવું હોય તો ભલે બોલે. હું ત્હને કહું ત્યારે ખરૂં. ખરૂં કરાવવું એનો અર્થ એ કે એ બાબતમાં શક પણ પડયો છે, એમ માનવું પરન્તુ મ્હને ત્હારા ઉપર શક પડે? ત્હારા ઉપર?–ભલે એમને એ વીંટી રાખવી હોય તો રાખી લે. હવે તું એ વાત સંભારીશજ નહિ તે. એવી દસ વીંટીઓ હું ત્હને કરાવી આપીશ. જો, તું ડાહી થઇને આવું ત્હારાથી બોલાય?—ગાંડી!”

“ભલે અમે ગાંડાં રહ્યાં,” આંસુ લ્હોતી સરસ્વતી જરા શાન્ત થઇ બોલી, “આ બધાં ડાહ્યાં છે એવાં અમે નથી એજ સારૂં છે; નહિ તો ખબર પડત.” પોતાનાથી ગુસ્સામાં પતિને કહેવાઇ ગયેલા શબ્દો યાદ આવતાં તે જરા શાન્ત થઇ અને મનમાં શરમાતી–દિલગીર થતી હોય એમ જણાવા લાગ્યું.

“આમ ગુસ્સે થવાય? તે દિવસ ત્હેં શું કબૂલ કર્યું હતું?” પતિએ ત્હેને માથે હાથ ફેરવતાં કહ્યું, “રોવું નહિ, ગુસ્સે થવું નહિ, અને બીજુ—શું?” જાણે ભૂલી ગયો હોયની એમ ડોળ કરતાં હસતે મ્હોંગે એમ પ્રબોધચન્દ્રે પૂછયું.

"એમતો ત્હમે કાંઇ ભૂલો એવા નથી: ત્યોને હું કહું, 'ખુશીમાં રૂહેવું,' એજ કે બીજું ?—તે બધું અમારે ક્યાં ના કબૂલ છે ? પણ આજતો, વ્હાલા ! જરા ભૂલી જવાય એવું નહોતું ?" શરમાતે સ્હેરે- સ્હેજ હસ્તે મ્હોંયે તે પતિની સાથે પ્રેમભર્યાં નયન મેળવતી બોલી.

ઉઘાડી બારીમાંથી સ્મિત ભરી ચન્દા 'દૂધ જેવી ઉજળી' ચાંદનીનો અમી છંટકાવ કરી રહી હતી; અને શીતળ વાયુની મિઠ્ઠી લ્હેરો શાન્તિનો સંગીત ભર્યો સુવાસ અંતરાત્માની ઊંડી ઊંડી કું- જોમાં ઉતારતી હતી. પ્રેમના પવિત્ર આનન્દને આ કુદરતનાં બાલકો- દેવદૂતોએ સતેજ કર્યો: જેથી જગતના હળાહળ ઝેરની પીડા પણ ઘડીભર વિસારે પડી છે.

## ૫. સ્હવાર:

અરુણોદય પૂરો થયો નહિ હતો એવામાં સરસ્વતી જાગી ઉઠી. રાત્રિના ક્લેશ કંકાસ તો ક્યારનાયે સ્મરણમન્દિરમાંથી અદૃશ્ય થઇ ગયા હતા; પરન્તુ ત્હેની રહીસહી અસર—પોતાનાથી બોલાઇ ગયેલા શબ્દોની કડવી યાદદાસ્તી જે ત્હેના મનને વ્યથા કર્યા કરતી હતી તે પણ હવે સ્હવારની પવિત્ર ઠંડકમાં લુપ્ત થઇ ગઇ. જગજાળમાં ફસાઇ પડી, ત્હેના વિચાર જે વિષમ ક્લેશના કિચ્ચડમાં મલીન થવા પામ્યા હતા, તે સર્વમાં નિર્દોષતા, વિશુદ્ધિ અને નિર્મળતાની દિવ્ય લહરિઓએ વિસ્મૃતિનું અમૃત રેલાવી, ત્હેના પતિભક્ત હૃદયના ઉન્નત સંસ્કારને પાછા સચેતન બનાવી દીધા.

પ્રબોધચન્દ્ર જાગ્રત થયો ત્યારે ત્હેને પોતાની હમેશની મધુરી સરસ્વતીમાં પણ આજ કંઇ વધારે ફેરફાર જણાયો. તે ઉભો થવા જાય છે એવામાં તો પત્ની ત્હેને પગે પડી અને ત્હેના ખોળામાં માથું મૂકી પોતાના રાત્રિના અપરાધને માટે ક્ષમા માગવા માંડી: "ઓ મ્હારા વ્હાલા ! મ્હને મ્હારો રાતનો ગુસ્સો માફ કરો; મ્હને બધું

તો સાંભરતું નથી, પણ જે સ્હેજસાજ યાદ છે તે ઉપરથી મનમાં એમ થઇ આવે છે કે એવું મ્હારાથી બોલાયુંજ કેમ? ને તે પણ ત્હમને!—એ બોલતા પહેલાં જીભ કેમ ન કપાઇ ગઇ?—વ્હાલા! મ્હારો આટલો વાંક માફ કરો; મ્હારા સમ, ન માફ કરો તો."

પ્રબોધચન્દ્રે માંડમાંડ ત્હેનું માથું ઉંચું કર્યું. સરસ્વતીની આંખમાં આંસુ ઉભરાવા માંડયા હતાં. ત્હેના અંતઃકરણમાં પોતાની પત્નિના હૃદયની કોમળતાએ ઘણીજ અસર કરી. "વ્હાલી! જો પાછી રુવે છે કે! રાતેજ ત્હને ન્હોતું કહ્યું કે મ્હેં સાફ કર્યું છે? હવે ચાલ, શાન્ત થઇ જા; જ્યાં સુધી આંખમાં એક પણ આંસુ હશે અને મ્હોં હસતું નહિ હોય ત્યાં સુધી હું ત્હારી સાથે બોલવાનોજ નથી." ત્હેણે મ્હોં મલકાવી કહ્યું.

સરસ્વતીએ ગવનના છેડાથી આંખમાંનાં આંસુ લોહી નાંખ્યાં અને મ્હોં જરા હસતું રાખી, ત્હેના પગ આગળ આવીને બેઠી.

"હજી અંતરમાંનો ઊંડો-ઊંડો ગુસ્સો ઓછો થયો જણાતો નથી," પ્રબોધચન્દ્ર હશીને બોલ્યો અને ત્હેના હાથ પકડી પોતાની પાસે ખેંચીને બેસાડી. "વ્હાલી, હું કબૂલ કરૂં છું કે ત્હને બધાં ઉપર ખોટું લાગ્યું હશે," ત્હેણે કહ્યું; "મ્હને પણ ખોટું લાગ્યા વગર રહ્યું હશે?-ત્હારૂં આવું અનાહૂતનું વાંકુ બોલે-આ પ્રમાણે ત્હારે માથે ખોટાં આળ ચ્હડાવે ને મ્હને ગુસ્સો આવ્યા વગર રહે? પણ, વ્હાલી, હાલ એનો કાંઈ ઉપાય છે? જેમને આપણાં પોતાનાં કર્યાં ત્હેમને પારકાં ગણતાં દિલ બહુ દુભાય છે. રાતે મ્હનેજ-હું સમજું તો-બાપાએ કાંઇ ઓછું કહ્યું' તું?—પણ શું કરવું? હુંયે સાંભળીજ રહ્યોને!"

"હેં વ્હાલા! ત્હમને પણ આ વખત ન મૂકયા કે?" સરસ્વતીએ જરા સ્મિત હાસ્ય કરતાં પૂછ્યું, "મ્હને તો, વ્હાલા, ત્હમે

રાતે એ વિષેની બીલકુલ વાત પણ ન્હોતી કરી. ત્યારે હું એટલી જૂદીને ?-બાપાએ શું કહ્યું'તું, વ્હાલા ?"

"એમાં જૂદાપણાની કાંઈ વાત નથી," પ્રબોધચન્દ્ર ત્હેની સાથે મ્હોં મલકાવતાં બોલ્યો, "એમાં મહત્વનું કાંઈ હતુંજ નહિ. બીજું મ્હારૂં પણ હૃદય રાતે બહુ ખિન્ન થયું હતું, ત્હેમાં વળી પાછું ત્હારૂં આખ્યાન મ્હારે સાંભળવું પડયું ! ઓફિસમાં આખો દિવસ કામ કરીએ ને ઘેર આવીએ ત્યારે પાછો કંકાસ તો સામોને સામોજ; ને રાતે 'જમ્યા-ન જમ્યા' કરીને ઉપર આવીએ ત્યારે પાછાં ત્હે-મારાં રોદણાં અમારે સાંભળવાનાં !" ત્હેનો ચ્હેરો બોલતે બોલતે મ્લાન થઇ ગયો.

"જુવો પાછા ત્હમે દિલગીર થયા કે ?" પત્નીએ કહ્યું, "મ્હારા સમ, એમાંથી કાંઈ જરા પણ મનમાં રાખો તો.-વ્હાલા ! મ્હારા સમ જો, ત્હમારૂં મ્હોં હસતું ન કરો તો. હવેથી હું ત્હમે ક્હેશો તેજ પ્રમાણે વર્તીશ. ચાલો અમે રાતે ગુસ્સે થયાં, ત્હેને માટે અમને સજા કરો !"

"મ્હેં કહ્યું ને, કે ત્હને માફ કર્યું; ચાલ હવે એ વાત જ ભૂલી જા." પ્રબોધચન્દ્રે જરા આગ્રહપૂર્વક કહ્યું. "મ્હારે માટે દાતણ લાવ અને મ્હને પાણી આણી આપ. હવેથી એવું ન કરીશ."

"ના, ના, ના વ્હાલા ! મ્હારા સમ જો, મ્હને મ્હારા ગુનાને માટે સજા ન કરો તો. ત્હમે ક્હો તે કરૂં. પણ મ્હારો વાંક થયો છે ત્હેની સજા કરો, ત્યાર પછીજ અહિંથી ઉઠવા દેવાની." સરસ્વતી બોલી.

"ત્હારે સજાજ જોઇએ છે તો લે સજા કરૂં. જો, મ્હેં ત્હને પેલી ત્રણ વાતો કબૂલ કરાવી છે તેજ પ્રમાણે વર્તવું. 'રોવું નહિ,-ગુસ્સે ન થવું,-અને ખુશીમાં ર્હેવું.' તે ઉપરાંત ત્હને ખાસ શિક્ષ

એટલી કરવાની કે ત્હારે આ બધાંય ઘરનાં માણસોની સાથે પ્હેલાંની પેઠેજ સારી રીતે રૂહેવું–ગઇ કાલની વાત ભૂલી જવી–અને વીંટી પાછી માગવી નહિ. હું ત્હને નવી કરાવી આપીશ.”

સરસ્વતીની મુખાકૃતિમાં સ્હેજ ફેર થયો, તે જોઈ તે ફરીથી બોલ્યો, “હું તો ધારતોજ હતો કે તું નકામી સજા માગી લે છે; અને હવે મ્હેં મ્હારો વિચાર ત્હને જણાવ્યો ત્યારે તું તે પ્રમાણે નહિ કરે તો મ્હને ખોટું લાગશે. ભલે, એ બધાંને માટે નહિ તો મ્હારે માટે! આપણે બે જૂદાં છીએ?—જો જૂદાં નથી તો પછી મ્હારી મરજી વિરૂદ્ધ ચાલવાની ત્હારી વૃત્તિ પણ કેમ થાય?”

“ના, વ્હાલા, ત્હમારા કહ્યા પ્રમાણે ચાલવાની હું ક્યાં ના કહું છું?–અને મ્હને એવી વીંટીની જરા પણ દરકાર નથી–તેમ મ્હારે હવે તે જોઇતીયે નથીઃ પણ આતો એ બધાં મ્હારી સાથે કેવું રાખે છે?–તે તો ત્હમે જુવો છો. મ્હારા મનમાં તો એમ છે કે ચન્દુ-ભાઇને કહીને ભાઇને ત્યાં તપાસ કરાવી બધાંની ખાત્રી કરી આપું કે એ વીંટી મ્હારી છે. એમાં કાંઇ ખોટું છે? ગમે તેમ થાય તો પણ મ્હારે ખરૂં તો કરાવવુંજ છે.”

“ખોટા ખરાનો અહિં સવાલ નથી,” પ્રબોધચન્દ્રે જવાબ દીધોઃ “ત્હારે મ્હારા શિવાય બીજા કોની ખાત્રી કરવાની છે? રસિકભાઇ પંડે આવીને ક્હેશે તોપણ એમનું કહ્યું આ લોકો હાલ માનવાનાં નથી; તો પછી નકામી માથાકૂટ અને જીવઉકાળો કરીને કાંઈ કામ? ખરૂં કરાવવાથી પણ ફળ શું?—માટે આટલી વાર મ્હારૂં કહ્યું માન; અને મ્હારા સોગન પાળીને મ્હેં કહ્યું છે એમજ પ્રમાણે ચાલ. મ્હારી તો એ મરજી છે, પછી ત્હારી જેવી ઇચ્છા!”

“ના, વ્હાલા! મ્હારા ઉપર એમ ખોટું લગાડવાનું નથી,” સરસ્વતી તરત બોલી ઉઠી. “હ્યોને, ત્હમે ક્હો છો એમ કરીશ;

પછી કાંઈ છે ? ત્હમારી મરજી તે મ્હારી પણ મરજી. ચાલો હવે ખુશી થાઓ. મ્હારા સમ, વ્હાલા ! ત્હમારા કહ્યા પ્રમાણેજ ચાલીશ. હવે મ્હને માફ કરો."

પ્રબોધચન્દ્રે હશીને ત્હેને છાતી સરસી દાબી, અને ત્હેના પ્રેમભર્યા મ્હો ઉપર હૃદયમાં છલકાઇ જતી વ્હાલની ઉર્મિઓથી ચુંબન લઇ તે બોલ્યો, "વ્હાલી ! એક વાત ત્હારે ખસૂસ યાદ રાખવાની છે-અને તે મ્હેં ત્હને ઘણીવાર કહી પણ છે કે, 'જીંદગીમાં ખરેખરૂં સુખ મેળવવાનો એકજ ઉપાય છે; અને તે એ છે કે, આપણી આસપાસનાં મનુષ્યોને સુખી કરવાને પ્રયત્ન કરવો બીજાંઓને આપણે જેમ જેમ વધારે ચ્હાઇએ છીએ તેમ તેમ આપણો આત્મા વધારે વધારે ઉન્નતિ પામી, પ્રેમમય થતો જાય છે; અને તેથીજ હું ત્હને પણ મ્હારી સાથે ઉચ્ચ વૃત્તિઓમાં દોરવા પ્રયત્ન કરૂં છું. દુનિયામાંથી દુઃખ તો દૂર થઇ શકવાનું નથી, અને તે દરેક મનુષ્યને થોડું વધારે ભોગવવું તો પડવાનુંજ છે, તો પછી પોતાને માટે દુઃખી થઇએ ત્હેના કરતાં બીજાઓને માટે દુઃખ ભોગવીએ તે ખરેખર વધારે સારૂં છેઃ **પ્રેમ અને ધૈર્ય-ચ્હાવું અને સ્હેવું**, એ તેથીજ ઉત્તમમાં ઉત્તમ આશય ગણાય છે. માટે વ્હાલી ! હવેથી તું આટલું તો ભૂલતી નહિજ અને કદિ હું ભૂલ કરતો હોઉં તોપણ ત્હારે જરૂર તે યાદ લાવી મ્હને પણ સુધારવો. એ માર્ગજ આપણો ઉદ્ધાર છે."

પોતાના વિદ્વાન્, આત્મત્યાગી, પ્રેમભક્ત પતિના આ મિષ્ટ શબ્દોએ તે પત્નીને પ્રીતિના અપૂર્વ વ્હેણમાં વહાવી, અને ત્હેના શરીરને ગાઢ આલિંગન આપીને, તે જીવનની સુવર્ણ ઘટિકાના સ્વર્ગીય સુખનો અનુભવ કરતી ઉભીજ રહી.

---

# પ્રકરણ ૨ જું; ઉન્નતિનાં આગળ પગલાં.

"Offerl oving thoughts and Acts to all." *The Light of Asia.*

( સર્વને પ્રેમભર્યા શબ્દો અને કર્મો અર્પણ કરો. )

---

**૧. સ્ત્રીઓ માટે દવાખાનું:**

શ્રીમતી નિર્મળબાળા ઠાકુર એક અલૌકિક વીરરમણિ હતી. ત્હેના પિતા દાક્તર પ્રતાપચન્દ્રરાય ઠાકુર હિન્દના સુપ્રસિદ્ધ વૈદ્યોમાં પણ માન પામતા હતા; અને સરકારે, ત્હેમણે પેન્શન લીધા પછી, સી. આઇ. ઇ. નો માનવંતો ખિતાબ ત્હેમને આપી, ત્હેમની વફાદારી ભરેલી નોકરીની કદર યોગ્ય રીતે કરી હતી. હાલ તેઓ કાઠિયાવાડના એક મ્હોટા રાજ્યમાં મુખ્ય દાક્તરનું કામ કરતા હતા. નિર્મળબાળા ન્હાનપણુથીજ–માતા રહિત થવાથી–પિતાની પાસે ઉછરી હતી, અને પ્રતાપચન્દ્રરાય જેવા બાલવત્સલ પિતા પાસે સર્વ પ્રકારની છૂટમાં મ્હોટી થઇ હતી. ત્હેને પોતાની માતૃભાષા બંગાળીનું સંપૂર્ણ જ્ઞાન હતું, તે ઉપરાંત ગૂજરાતમાં ત્હેણે પોતાનું સઘળું જીવન ગાળેલું હોવાથી ગૂજરાતી ભાષા પણ ત્હેવીજ સારી રીતે તે જાણતી હતી. ઇંગ્રેજીમાં પણ તે પ્રવીણ થઇ હતી અને ગયે વર્ષે વૈદ્યકની છેલ્લી પરીક્ષા ત્હેણે માન સાથે પસાર કરી હતી. બાલ્યાવસ્થામાં મળેલી છૂટના પ્રમાણમાં ત્હેની જીંદગીના અભિલાષનો વિકાસ ખરેખર આશ્ચર્યજનકજ હતો. યૌવનમાં આવવા માંડયા પછી સ્વદેશી બ્હેનોની ઉન્નતિ માટે તે અત્યંત ઉત્સુક થઇ રહી હતી અને દાક્તરની પરીક્ષા પસાર કર્યા પછી ત્હેની સ્વદેશપ્રેમ, સ્વાર્થત્યાગ અને પરોપકારની સ્વાભાવિક વૃત્તિઓ ઘણીજ ખીલી નીકળી હતી.

પ્રતાપચન્દ્રરાય હવે થોડા સમયમાં નોકરી મૂકી દઈ, પોતાનું જીવન વાનપ્રસ્થ અવસ્થામાં ગાળવાના સંપૂર્ણ અને દૃઢ નિશ્ચય ઉપર

આવી પહોંચ્યા હતા. કાઠિયાવાડની પોલિટિકલ ( ખટપટો ભરેલી ) આબોહવા હ્હેમને પ્રથમથીજ અપ્રિય હોવાથી, નોકરી મૂકી દીધા પછીના નિવાસસ્થાન તરીકે હ્હેમણે ગૂજરાતના મધ્યસ્થાન અમદાવાદને પસંદ કર્યું હતું; અને ત્યાં પ્રથમથીજ એક સારો સુશોભિત બંગલો બંધાવી રાખ્યો હતો. તેમ કરવાનું બીજું એક કારણ એ પણ હતું કે, ત્યાં હ્હેમના કેટલાક ખાસ મિત્રો રહેતા હતા અને વધારામાં વળી હ્હેમણે પુત્ર તરીકે ઉછેરેલા એક દૂરના સગાના—ન્હાનપણથીજ માતા પિતા રહિત થયેલા—પુત્ર, નવીનચન્દ્રને ત્યાંની કૉલેજમાં નોકરી મળેલી હતી; આ સર્વ કારણોને લીધે દાક્તરની પરીક્ષા પાસ કર્યા પછી નિર્મળ બાળાએ પણ અમદાવાદમાં રહીનેજ લોકોને ઉપયોગી થવા પ્રયાસ કરવાના ઠરાવ ઉપર આવી, શહેરના એક ઉજળા લત્તામાં સ્ત્રીઓ માટે દવાખાનું ઉઘાડયું હતું.

નવીનચન્દ્ર અને પ્રબોધચન્દ્ર હાઇસ્કૂલ અને કૉલેજમાં સાથે હતા અને એમ. એ. ની પરીક્ષા પણ હ્હેમણે સાથેજ પસાર કરી હતી. તે બંને જણ કૉલેજના અભ્યાસમાં, એવા ખાસ પ્રીતિ પરિચયમાં આવ્યા હતા કે ઘણું ખરૂં, તેઓ સાથેજ અભ્યાસ કરતા. હ્હેમની વચ્ચે બંધાવા માંડેલી મિત્રતામાં સરખા સ્વભાવ અને એકજ પ્રકારની મનોવૃત્તિઓએ જોતજોતામાં વધારો કર્યો હતો, અને અન્તે તેઓ એક બીજાના ખાસ મિત્ર થઇ રહ્યા હતા. પ્રબોધચન્દ્રને સરકારી નોકરીમાં દાખલ થવું પડયું અને નવીનચન્દ્રને કૉલેજમાં પ્રોફેસરની જગો મળી એટલે હાલમાં જો કે હ્હેમને—એક બીજાને મળવાનું ઓછું થયું હતું; તોપણ ‘ સમયવર્તી ( જરૂર હોય હ્હેના પ્રમાણમાં અને તેટલાજ વખત સુધીના ) મિત્રો ’ ના જેવા તેઓ નહિ હોવાથી, હ્હેમની મૈત્રિના ગાઢ સંબન્ધમાં દરરોજ ઘટાડાને બદલે વધારોજ થયાં કરતો હતો.

બંગલામાં નિર્મળબાળા અને નવીનચન્દ્ર હાલ એકલાં રહેતાં હતાં: પ્રતાપચન્દ્રરાય વાનપ્રસ્થ થવાનો ઘણા વખતથી વિચાર કરતા હતા પરન્તુ ઠાકોર સાહેબના સપ્રેમ આગ્રહને માન આપી ત્હેમનાથી હજી છૂટું થવાયું ન્હોતું. નિર્મળબાળાને પણ પોતાના રાજ્યમાંજ સારી નોકરી આપવાનો કાર્યભારી મંડળ તરફથી વિચાર જણાવાયલો છતાં પણ, તેથી ઉલટું નોકરી મૂકી દેવાની વિરૂદ્ધનાં આકર્ષણોમાં એક વધશે ધારી, તથા પોતાની એકની એક તનયાની લાગણીઓને સ્વતંત્ર હવામાંજ ખીલવા દેવી દુરસ્ત માની, ત્હેમણે તે માગણી કબૂલ રાખી ન્હોતી. અને ખરેખર જો નિર્મળબાળાનો પોતાનો આગ્રહ દવાખાનું ક્‌હાડવાનો ન હોત તો, ત્હેમણે તો ત્હેવો વિચાર પણ કદિ કર્યો ન હોત; કારણ પૈસાની બાબતમાં, ત્હેમની જીંદગીની કમાણીજ, ત્હેમને સઘળાંને ખરચાળ રીતે રહેતાં પણ બસ થાય, ત્હેના કરતાં ઘણી વધારે હતી. બંગાળામાં કોઇ સગાં સંબન્ધી રહ્યાં નહિ હોવાથી તથા ગુજરાતમાંજ આખું જીવન ગાળેલું હોવાથી, ત્હેમને આ તરફ રૂહેવાનું ઘણું અનુકૂળ અને માફક હતું, અને તેથીજ ત્હેમણે અહિં રૂહેવાનો નિશ્ચય કર્યો હતો.

નિર્મળબાળાએ દવાખાનું ક્‌હાડયું; પૈસા કમાવાની સ્હેજ પણ દરકાર નહિ હોવાથી તથા પોતાના ધંધામાં પ્રવીણ હોવા ઉપરાંત, સ્વાભાવિક રીતે જાતે ઘણી ઉદાર, મીલનસાર અને માયાળુ હોવાથી થોડા વખતમાં તે ઠેકાણે ઠેકાણે પંકાવા તથા પ્રીતિ સ્થાન થવા લાગી. શાહેરમાં સ્ત્રીઓ માટે સરકારી દવાખાનું તો હતું પરન્તુ એવાં ઓપધાલયોમાં દર્દીઓ કરતાં પોતાના ઉપરીઓની મેહેરબાની મેળવવાનો દાક્તરો વધારે પ્રયત્ન કરે છે, તેથી ત્હેમની સારવાર તરફ બીલકૂલ કાળજી રખાતી નથી; અને એવાં દવાખાનાં ધાર્યાના પ્રમાણમાં ઘણાં ઓછાં ઉપયોગી થઈ પડે છે. અને તેથી ખાસ કરીને સ્ત્રીઓ માટેનાં ખાનગી દવાખાનાંની હમ્મેશાં જરૂર રહ્યાંજ કરે છે.

નિર્મળબાળા એક ઔષધાલય ક્‌હાડીનેજ બેશી ન રહી; ગરીબોને ત્યાં તે ફી લીધા વગર જતી અને ત્હેમની મફત દવા કરતી. અને શ્રીમન્તોને ત્યાંથી જેટલું મળતું તે બધું ગરીબ સ્ત્રીઓની સારવારમાં તથા સંભાળ માટે ખર્ચી નાંખતી. થોડા વખતમાં ત્હેણે એક અનાથબાલિકાશ્રમ (તંગીમાં આવી પડેલી વિધવાઓ તથા અનાથ બાળકીઓ અને નિરાધાર સ્ત્રીઓ માટેનું મકાન) ઉભું કરવાનો પ્રયત્ન કરવા માંડયો અને પત્નીશાળા (પરણેલી સ્ત્રીઓ માટે નિશાળ) ઉઘાડવાની ઇચ્છા જણાવા માંડી. આ ઉપરાંત સ્ત્રીકેળવણીને લગતા સઘળા સવાલો ત્હેણે હાથમાં લીધા અને ત્હેમાં પણ ઉત્સાહથી મહેનત કરવા લાગી.

પ્રતાપચન્દ્રરાય બ્રાહ્મધર્મી અને સંસાર સુધારક હતા. તેથી તે બાબતમાં પણ ત્હેમની હૃદય વૃત્તિઓની સજ્જડ છાપ ત્હેમની પાસે રહેલાં આ બંને બાળકો ઉપર પડી હતી. નવીનચન્દ્રે નોકરી લીધા પછી એક સુધારક મંડળની સ્થાપના કરી હતી. જેમાં સભાસદો દર અઠવાડિયે એકવાર ભાષણો અગર વ્યાખ્યાનો આપી, હિન્દુસ્થાનમાં સંસાર સુધારો પ્રવર્ત્તાવવાનો ત્હેમણે માથે લીધેલો ભગીરથ પ્રયત્ન સફળ કરવા ધારણા રાખતા હતા! નવીનચન્દ્ર આ સર્વ ખામિઓથી અજ્ઞાત ન્હોતો; પરન્તુ 'ન મામા કરતાં ક્‌હેણો મામો સારો' એ ક્‌હેવતને અનુસરીને પોતે સ્થાપેલું મંડળ તે ટગુમગુ ટકાવી રાખતો હતો. તે ઘણો આગ્રહી અને ખંતીલો હતો પરન્તુ જે પ્રજામાં—નર્મદાશંકર અને કરસનદાસ અને મહીપતરામ જેવા વીરનરોની જગો ઘણા લાંબા વખતથી ખાલી પડેલી તે ખાલીજ રહી છે.—એવી મનોબળની શિથિલતા છે, ત્યાં ત્હેના જેવો પરદેશી એકલો ઘણુંજ ઓછું કરી શકે એ સ્વાભાવિક હતું.

દેશકાળની સ્થિતિ આમ હતી એવામાં નિર્મળબાળા જે મુંબાઈ

રહી અભ્યાસ કરતી હતી તે પાસ થઈ અમદાવાદમાં આવી. જે કામ પુરુષોના ઉપર ઘણો થોડોજ આધાર રાખે છે, જેમાં તેઓ બ્હાર–જાહેરમાં પણ ભાષણો કે વિવાદો શિવાય બીજું કાંઈ ઓછુંજ કરી શકે છે, જેની અંદર ખાસ અન્તઃપુરોમાંથી થતા પ્રયત્નો વિના ફળ પ્રાપ્તિની ઘણી નજીવીજ આશા રહે છે, તે કામ હ્હેણે તરત માથે લઇ લીધુંઃ અને બેશક, સ્ત્રી તરીકે–પંડિતા તરીકે–સ્ત્રીવૈદ્ય તરીકે, હ્હેમાં સર્વ રીતે તે યોગ્યજ હતી. હ્હેણે ધીમે ધીમે, ઠેકાણે ઠેકાણે, સારાં સારાં કુટુંબોમાં જવા આવવાનો પરિચય વધારવા માંડયો; ગરીબ સ્ત્રીઓની સાથે સહવાસ કરવા માંડયો; અને દવાખાનાઓમાં, અનાથાશ્રમોમાં, જ્યાં ત્યાં રોગીઓની સંભાળ માટે જઇ તથા પોતાની પાસેથી પણ પૈસા હ્હેમની સગવડ માટે ખર્ચી, સર્વસ્થળે તે પ્રિય થઇ પડવા લાગી.

'મંદવાડની પથારી પાસે બેશી સારવાર કરવાના જેવું બીજું કાંઇ પુણ્ય નથી, અનાથ માટે દયા ભાવ રાખવાના જેવું બીજું કાંઇ મહાકાર્ય નથી, દુનિયાંને ઉપયોગી થઇ પડવાના જેવો જીંદગી સારી રીતે ગાળવાનો બીજો કોઇ માર્ગ નથી,'–એવી એવી અનેક મિઠ્ઠી મિઠ્ઠી સુબોધક વાતો સાંભળનારનાં મનરંજન થાય એવી કથનીઓમાં ભેળવી, તે જ્યાં જતી ત્યાં કરતી અને હ્હેનું પોતાનું જીવન, પિતાની પાસે અઢળક પૈસો હોવા છતાં, દેશ સેવામાં હ્હેણે અર્પણ કર્યું છે, એ વાતના સ્મરણથી આ સર્વને સબળ પુષ્ટિ મળતી. ટૂંકામાં, હ્હેના આગમનનું એક ઘણુંજ સારૂં ફળ એ થયું કે, મ્હોટાં મ્હોટાં પૈસાવાળાં કુટુંબોમાં ધીમે ધીમે પોતાને માથેની જવાબદારી પ્રત્યે સ્ત્રી મંડળની બુદ્ધિનો ઉદય થતો ચાલ્યો અને શ્રોતાઓની ઇચ્છા અને વૃત્તિઓને અનુકૂળ પરન્તુ ઉત્કર્ષક વિચાર લહરિઓ હ્હેમનાં ચિત્તોમાં જાગૃત થવાથી કેટલેક સ્થળે તે ઘણી સારી રીતે

પોતાના પ્રયત્નમાં સફળ થવા લાગી હતી. બાલ્યાવસ્થાથી મળેલું સંસ્કૃતનું સારૂં જ્ઞાન ત્હેને આ કામમાં ઘણું ઉપયોગી થઈ પડ્યું અને શાસ્ત્રોમાંથી વાતો કરનાર તથા પોતાનાંજ પ્રિય પુસ્તકોમાંનાં દૃષ્ટાન્તો તથા શ્લોકો રજુ કરનાર આ બાલિકા જૂના વિચારનાં કુટુંબોમાં પણ સર્વદા સન્માન અને પ્રેમ ભર્યો સત્કાર પામવા લાગી.

**૨. સંસાર સુધારક મંડળ.**

**નવીનચન્દ્રે** જે મંડળની સ્થાપના કરી તે પ્હેલાં બીજી ત્હેવાજ પ્રકારની મંડળીઓ અગર સમાજો શહેરમાં ન્હોતી એમ નહિ; ઘણીયે સ્થપાઇ હતી; પરન્તુ તે સર્વે જન્મથીજ મરવાની આળસે જીવે એવી હોવાથી, અલ્પકાળ, નામનું આયુષ્ ભોગવી અન્તે અસ્તગ્રસ્ત થઇ ગઇ હતી. ગૂજરાતીઓનો એક મહાગુણ તે સર્વમાં એક સરખો દેખાયાં કરતો હતો; પ્રારંભશૂરા; અને પછી આળસુ અને બેદરકાર; અને છેવટે બળહીન અને જીવનહીન !–એટલે આવા પ્રકારની નિરંતર રાખવાની એક સરખી જાગૃતિની ખામિના ભોગરૂપ તે સર્વે મંડળીઓ અને સમાજો દૃષ્ટિગોચર થતી હતી. અને નવીનચન્દ્રવાળી સમાજ પણ ત્હેમાં જો એક બે દક્ષિણી ગૃહસ્થો ત્હેની સાથે આગ્રહથી ભાગ લેતા ન હોત તો ક્યારનીયે મૃત્યુશૈયા ઉપર સૂતી હોત !

આ મંડળનું મંડાણ અને ત્હેની કાર્યભાર વ્યવસ્થા–અન્ય સર્વે ત્હેવા પ્રકારની સંસ્થાઓની પેઠેજ–ભભકાબંધ અને ઝગકેદાર હતાં. **સરદાર બહાદુર** દિનમણિલાલ ઇનામદાર **સી. એસ.** આઇ. ત્હેના પ્રમુખ હતા; મીલવાળા શેઠ **શંકરદાસ લખપતી, રાવ સાહેબ** દિનકરરાવ **સબોર્ડિનેટ** જજ, તથા સરકારી વકીલ **અવન્તિરામ**, ઉપપ્રમુખ હતા; અને કેળવણી ખાતાવાળા **જગન્નાથ દેવદત્ત જોશી. બી. એ.** તથા **નવીનચન્દ્ર** સહમંત્રીઓ હતા. કમીશનર, કલેક્ટર અને ડિસ્ટ્રીક્ટ જજ, ત્હેના મુરબ્બી થયા હતા અને

તેથી હ્હેની પ્રતિષ્ઠા બહુ સારી પડી ગઈ હતી. સભાસદોની સંખ્યા પણ ઠીક હતી અને હ્હેમાં શહેરના કેટલાક જાણિતા અને બ્હાર પડતા ગૃહસ્થો તથા યુવકો જોવામાં આવતા હતા. 'ગૌરીશંકર ગદ્ય' અને 'પાર્વતીશંકર પદ્ય' નો લેખક અને પ્રકાશક શ્રીયુત્ ગૌરીશંકર પાર્વતીશંકર, શીઘ્રકવિ, પ્રખ્યાત ભાહુતી ભાપણકાર ભીમશંકર શર્મા, રોજિંદા પત્રનો અધિપતિ ધામધૂમરામ વર્મા, તથા ઉછરતો વકીલ અને શહેરી મિ. ગરબડિયા, વગેરે અનેક નાગરિકો હ્હેમાં આગળ પડતો ભાગ લેવાનો ડોળ કરતા હતા; ઉપરાંત વળી બુકસેલર અને જનરલ એજન્ટ ગપ્પીરામ સ્વાર્થીરામ, પરમહંસ રામાનન્દજી, શાસ્ત્રી વેદાન્તીરામ, અને દાક્તર મારખમાર પણ, હ્હેના સભાસદો સમક્ષ ભાપણની ભયંકર ગર્જનાઓ કરતા–તડાકાની ગોળીઓ વ્હેંચતા હતા!

જ્યાં બોલવામાંજ બધું શૂરત્વ સમાયલું છે, અને તે પ્રમાણે ચાલવાનું સ્હેજ ચિંતવન પણ નથી, ત્યાં ફત્તેહ ન મળે અને અભિલાપાઓ ફલિભૂત ન થાય એમાં કાંઇ નવાઇ નથી. જે મંડળમાં દાખલ થવાનો હેતુ મ્હોટાઓની ખુશામત અથવા કાંઇ લાભ ફ્હાડી લેવાની વૃત્તિ અગર કોઇક દિવસ પણ તે 'ફળદાયિકા' થઇ પડવાની આશા, એજ હોય ત્યાં ઉત્સાહ અથવા આગ્રહ નજરે ન પડે તો હ્હેમાં આશ્ચર્ય પામવાનું નથીઃ આ સર્વ નાગરીકો ઉપરજ જો બધો આધાર રહ્યો હોત તો તો થોડો વખત પણ સુધારા—સમાજની જીંદગી ટકી શકત નહિ. પરન્તુ હ્હેમાં જે થોડા સ્વદેશપ્રેમી, આત્મત્યાગી વીરલા હતા હ્હેમને લીધેજ હ્હેનું ખરૂં બંધારણ હતું અને હ્હેમના ઉપરજ હ્હેના જીવનની મહેચ્છાઓ ટકી રહી હતી. દિનકરરાવ, જગન્નાથ અને નવીનચન્દ્ર આવા પ્રકારના દેશભક્તો હતા. તે ઉપરાંત કૉલેજના કેટલાક યુવકો પણ હ્હેમની સાથે ઘણીજ

અંતથી મ્હેનત કર્યે જતા હતા. અને પ્રબોધચન્દ્ર તથા થોડાક સરકારી નોકરિયાત યુવાનો પણ ત્હેમાં પોતાનાથી બની શકતો ભાગ લેતા હતા. ધાર્યા કરતાં આ મંડળ બહુ મ્હોટું અને નકામા-નામના સભાસદોથી ઉભરાઇ જવાથી ઘણું અવ્યવસ્થિત થઇ જવા પામ્યું હતું ત્હેને માટે નવીનચંદ્ર ઘણો દિલગીર થતો અને વખત આવ્યે ત્હેને સાફ કરી, પવિત્ર કરવાની જરૂર છે એમ જણાવતો.

પરન્તુ આવી આવી પણ એક સંસાર સુધારા સમાજ તો સ્થાપન થઇ ચૂકી હતી; અને નિર્મળબાળાએ દવાખાનું ઉઘાડયું તથા દેશોદયની યોજનાઓ હાથમાં લીધી તે વખત તે જીવતી તો હતીજ. તેથી કેટલીક બાબતમાં ત્હેને બહુ સવડ થઇ ગઈ, અને જેમ જેમ તે પોતાની શુભેચ્છાઓમાં આગળ વધતી ગઇ તેમ તેમ-જો કે ત્હેને વારંવાર અડચણો તો નડયાં કરતીજ હતી તોપણ-તે મંડળના કોઇ કોઇ સભાસદો ઉપર ત્હેની સારી અસર થવા લાગી અને ત્હેમનાં કુટુંબોમાં થવા માંડેલા ફેરફારને લીધે પણ જણાવા લાગ્યું કે કોઇ ઉદયબળનું ચક્ર પ્રવૃત્તિમાન તો છેજ.

**૩ યોગીની:**

શહેર બ્હારના દેવી મન્દિરમાં થોડા દિવસથી મહાદેવી નામની એક સાધ્વી સ્ત્રીએ મુકામ કર્યો હતો. જ્યાં તે દરરોજ સ્હવારમાં કથા-ભજન-કીર્તન કરતી હતી. એની કથા કહેવાની ઢબ એવી તો મનોહર હતી, ત્હેનો કંઠ એવો મધુર હતો, ત્હેની સમજાવવાની રીત એવી સુન્દર હતી, કે પ્હેલે દિવસથીજ તે મન્દિર જ્યાં પ્રાતઃકાળની આરતી વખતે દસ પંદર મનુષ્યો પણ ભાગ્યેજ જોવામાં આવતાં, ત્યાં શ્રોતાઓની ભીડ થવા લાગી અને અલ્પ સમયમાં ત્હેનું નામ શહેરમાં ઘેરે ઘેર જાણિતું થઈ ગયું.

મહાદેવી એક ગૂજરાતી બ્રાહ્મણ કુટુંબમાં જન્મ પામી, લગ્ન

થયા પછી તરતજ આઠ વર્ષની કુમળી વયમાં બાળ વિધવા થઇ હતી. હેના પિતા હેને બે વર્ષની મૂકી મૃત્યુ પામેલા હોવાથી, હેની માતા હવે હેના પાસે આવેલા **શ્રી શાન્તિદાસજીના** આશ્રમમાં ગુરૂપત્ની **ભક્તિમૈયા** પાસે લઇ જઇ રહી હતી અને તે પવિત્ર સ્થળમાંજ **મહાદેવીના** યૌવન વિકાસનો કઠિન સમય પસાર થયો હતો. તે સોળેક વર્ષની થઈ ત્યારે હેનું મૂળનામ **મહાલક્ષ્મી** હતું હેમાં સ્હેજ ફેરફાર કરીને **મહાદેવી** કરી હેને દિક્ષા આપવામાં આવી અને **શ્રી શાન્તિદાસજીના નિવૃત્તિ** નિવાસ આશ્રમમાં **ભક્તિમૈયા** સાથે કેટલોક વખત શાસ્ત્રાદિનાં આન્તર રહસ્યોનું અધ્યયન કર્યા પછી, હેમની સાથે તે **ભારતનાં** સર્વ પુણ્યશીલ ધામોની યાત્રા જઇ આવી, જેમાં પણ અનેક મહાત્માઓ તથા સાધ્વીઓના સત્સંગથી હેનાં હૃદય તથા બુદ્ધિ, જ્ઞાન અને ભક્તિમાં સારી રીતે ખીલ્યાં. આ સમયે હેની માતા તો ક્યારનીએ ગુજરી ગયેલી હતી પરન્તુ યાત્રાથી પાછાં આવ્યા પછી ઘાટઘાટનું પાણી લાગવાને લીધે–**ભક્તિમૈયા** પણ થોડાકાળ મંદવાડ ભોગવી પરલોકવાસી થયાં. આ સમયે **નિવૃત્તિનિવાસ આશ્રમમાં** હેમની ખોટ થોડે અંશે પણ પૂરી પાડી શકે એવી **મહાદેવી** શિવાય બીજી કોઇ સાધ્વી નહિં હોવાથી, બત્રીસ વર્ષની ન્હાની ઉમ્મરે **આશ્રમના** સ્ત્રી વિભાગની સંભાળ, શિક્ષણ આદિનું કામ હેને માથે આવી પડયું, અને તે હેણે એવી સારી રીતે બજાવ્યું કે હેના ગુરૂને પણ પોતાની શિષ્યાના અનુપમ આત્મબળ અને સામર્થ્યની થોડા વખતમાંજ ખાત્રી થઈ ગઈ.

**શ્રી શાન્તિદાસજી** પૂર્વાશ્રમમાં ઉત્તર હિન્દુસ્થાનના એક શ્રીમાન્ વણિકના એકના એક પુત્ર હતા. હેમણે યૌવનમાં અનેક ભાષાઓ અને શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યા ઉપરાંત યુનિવર્સિટીની ઘણી માનવન્તી ડિગ્રીઓ પણ મેળવેલી હતી. પચીસથી ત્રીસ વર્ષ સુધીનો

સમય ત્હેમણે ઇંગ્લંડ જઇ અધ્યયન કરવામાં તથા દુનિયાંના પ્રવાસમાં ગાળેલો હતો; અને આથી ત્હેમની મનોવૃત્તિઓ અને વિચાર ઘણા પ્રફુલ્લિત થયા હતા. ઘેર આવ્યા પછી ત્હેમનું લગ્ન જે અત્યાર સુધી ત્હેમના આગ્રહને લીધે મુલતવી રાખવામાં આવેલું હતું તે એક સ્વજ્ઞાતિની બાલિકા સાથે કરવામાં આવ્યું પરન્તુ એવામાંજ દૈવયોગથી કોઈ એવો અકસ્માત થયો કે જેમાં ત્હેમના પિતા અને માતા જોતજોતામાં મૃત્યુ વશ થયાં. મૂળથીજ દયાશીલ પ્રકૃતિ અને ત્હેમાં આ પ્રમાણે અચાનક પોતાનાં આ બંને પ્રીતિપાત્ર જીવનો નાશ પામ્યાં, તે જોઈ ત્હેમને અત્યંત ક્ષોભ થયો અને પરિણામે વિરાગ—તીવ્ર, ઉત્તમ વિરાગ થયો; ત્હેમનાં પત્ની જે તે સમયે વિવાહિતા કન્યા રૂપેજ હતાં ત્હેમના કોમળ, પરન્તુ સંસ્કાર ભર્યા, અન્તઃકરણ ઉપર પતિના થોડા શબ્દોની ગાઢ અસર થઇ અને આ પ્રમાણે તે પતિપત્નીના વિચારનું સંમીલન થતાં, ઘરનો સર્વ વ્યાપાર અને મિલ્કત પોતાના પાંચ સાત પેઢીથી ચાલ્યા આવતા નિમકહલાલ મુનીમ કુટુંબના મિત્રને સોંપી, તે બંને સાથેજ યાત્રાએ નીકળી ગયાં. સારા ગુરુનો સંગ તથા પૂર્વ પુણ્યનો ઉદય, એ બંને મહાબળો ત્હેમની તરફથી પ્રવૃત્તિમાન હોવાથી, કેટલાક કાળ પછી એક પવિત્ર પરન્તુ એકાન્ત ધામમાં ત્હેમણે 'નિવૃત્તિનિવાસ' એ નામનો આશ્રમ બાંધ્યો જ્યાં સ્ત્રી અને પુરૂષો બંને જૂદાં રહી શકે એવી યોજના કરવામાં આવી; અને ત્યાં દુઃખી સ્ત્રીપુરૂષોને શાન્ત કરવાનું, સાધુજનો ઉપર પરમાર્થ કરવાનું, અને સર્વ શિષ્યમંડળનો ઉત્કર્ષ થયાં કરે એમ પ્રયત્નો કરવાનું—ચાલુ થયું; પ્રસંશનીય રીતિઓનું અનુકરણ કરવાથી, તેઓ ધીમે ધીમે પોતાની ઘણીખરી મહેચ્છાઓ પાર પાડવાને શક્તિમાન થયા હતા. મુનીમ અને ત્હેનું કુટુંબ ત્હેમના શિષ્યોમાં પ્રથમ હતાં અને જોકે તે અને ત્હેની સ્ત્રી હાલ

નિવૃત્તિનિવાસમાં રહેતાં હતાં તોપણ ત્હેના બે પુત્રો ત્હેનું સઘળું કામકાજ ચલાવતા અને ઉપજનો સઘળો વધારો દરવર્ષે **શ્રી શાન્તિદાસજી**ની ઇચ્છાઅનુસાર સત્કાર્યોમાં વપરાતો હતો.

આવા પુણ્યસ્થાનમાં **મહાદેવી** ઉછરી, આવા સંસ્કારી મહાત્માની પ્રીતિનું સ્થાન થઇ; આવાં જગદંબા સ્વરૂપ **ભક્તિમૈયા**ની સેવામાં ન્હાનપણથીજ સમર્પાઇ; અનેક શાસ્ત્રોનું સદ્‍ગુરુદ્વારા જ્ઞાન મેળવી શકી; ભારતોન્નતિનાં કંઈ કંઇ કલ્પનામન્દિર ગુરુજીના શ્રીમુખે જન્મ પામેલાં ત્હેના પાયા હૃદયમાં ચણી શકી; આત્મોન્નતિના કઠિન માર્ગ માટે જરૂરની પવિત્રતા, પ્રીતિ, ભક્તિ, સહૃદયતા, દયા આદિ અનેક દિવ્યસત્વોની સાથે ત્હેના આત્મવિલાસ તન્મય થયા; આ સર્વેનું પરિણામ એ આવ્યું કે, અનાથ સ્ત્રીઓનાં દુઃખી જીવનોમાં શાન્તિનું અમૃત રેડવાને તે ઉત્સુક થઇ ગઇ, અને અન્તે ભક્તિમૈયાના પરલોકગમનને કેટલોક કાળ ગયા પછી ગુરુની આજ્ઞા તે મેળવી શકી કે તરતજ, ભારતયાત્રા કરવાને તે એકલીજ નીકળી પડી અને ફરતી ફરતી હાલમાં અમદાવાદમાં આવી પ્હોચી હતી.

યોગિની **મહાદેવી**નું નામ થોડા સમયથી આખા હિન્દુસ્થાનમાં પ્રસંશા પામવા લાગ્યું હતું; પોતે ધારતી હતી તેટલી તે લોકોથી અજ્ઞાન ન્હોતી. મુનીમના પુત્રો આશ્રમના કોશાધ્યક્ષ અને વ્યવસ્થાપક તરીકે ત્હેના અતિથિઓની ઘણીજ સંભાળ રાખતા, અને જે આશ્રમવાસીઓ યાત્રા કરવા નીકળતા ત્હેમને સવડ કરી આપવાનું કામ ત્હેમનું પોતાનું ગણાતું. આથી સર્વ સ્થળે ત્હેમણે જૂદા જૂદા પ્રકારની ગોઠવણો કરી રાખેલી હતી. પરન્તુ **મહાદેવી**નાં વ્યાખ્યાનો અને કથાકીર્તન વર્તમાનપત્રો દ્વારા ક્યારનાંયે સુપ્રસિદ્ધ થએલાં હતાં; આથી ત્હેના આગમનની રાહ કેટલાક ધાર્મિક પુરુષો જોયાં કરતા હતા અને ત્હેને માટે ઉતારાની ગોઠવણ દેવીમન્દિરમાં કરનાર પણ તેઓજ હતા.

મહાદેવીના આચાર વિચાર ત્હેના ઉચ્ચજીવનના હેતુઓને સર્વ રીતે દીપાવે એવાજ હતા. તે પાછલી રાતે જાગૃત થઈ ઠંડા પાણીથી દરરોજ તારાસ્નાન કરતી, અને તે સમયથી તે સ્હવારના આઠ વાગ્યા સુધી પૂજા અને નિત્યકર્મમાં રોકાતી. પછી કથા કરતી, જેમાં ભજનકીર્તન પણ ભળતાં હોવાથી લગભગ બે કલાક સુધી તે કામ ચાલતું; કથા શ્રવણ કરવા આવનાર સ્ત્રીપુરૂષોને જવા આવવાની તથા બેસવાની ખાસ જૂદીજ વ્યવસ્થાની ત્હેના આગ્રહથી દરેક સ્થળે સંભાળ રાખવામાં આવતી. ત્યારથી એક વાગ્યા સુધીનો સમય તે શાસ્ત્રોના અધ્યયન માટે અથવા સંતસમાગમ માટે રાખતી. પછી તે ભોજન લેતી; આ ભોજનમાં બાજરીનો રોટલો અને કોઇ પણ પ્રકારનું હલકામાં હલકું નરમ શાક અથવા દાળનું પાણી તે શિવાય બીજું કાંઇ તે ખાતી નહિં. ત્યારબાદ જે કોઇ ત્હેની પાસે આવે ત્હેને મળી, વાતચીત કરતી; અથવા કોઇનો આગ્રહ હોય તો ત્હેને ત્યાં કથા કરવા જતી. પરન્તુ આવી કથાઓ ખાસ સ્ત્રીઓને માટેજ કરવામાં આવતી. રાતે લગભગ બાર એક વાગ્યા સુધી તે પૂજા અને માળા કરવામાં રોકાતી અને પછી શયન કરતી, પરન્તુ તે પણ એક કામળી જમીન ઉપર પાથરીનેજ.

આવા પ્રકારની જીંદગી ભોગવવા છતાં તે સર્વદા આનન્દમાંજ જોવામાં આવતી, અને કદિપણ—ગમે ત્હેવું કારણ હોય તોપણ—તે શાન્તિ, મધુરતા, અને વત્સલતાનો ત્યાગ કરતી નહિ. દુઃખી ભારતીય બાળાઓ,—અનાથ વિધવાઓ, પશુવત્ જીંદગી ગાળતી સ્ત્રીઓ, ત્રાસ પામીએ ત્હેવાં કષ્ટનો હમ્મેશાં ભોગ થઇ પડતી યુવતીઓ,—ની સ્થિતિ કેવી રીતે સુધારવી, એ ત્હેના મનોરાજ્યના સર્વ તરંગોની ક્ષિતિજ હતી, અને ત્હેનેજ માટે ત્હેના આત્મબળે પોતાના ઉપર ઉપાડી લીધેલું, ત્હેના હૃદયના વિચારનું સિન્ધુમન્થન નિરંતર થયાં કરતું હતું.

# પ્રકરણ ૩ જું: પિયર.

" કદી કાંટા લાગે, અમર તુજ એ કંટક હજો,
" તથાપિ બીજાથી જરી વધુ હવે કોમળ થજો."

*     *     *     *

" ભલે મૃદુ રહી સહી જખમ છેક ચુરો થતું,
" કઠિન ન બનો કદિ હૃદય એજ યાચું પ્રભુ!"

કલાપિ.

## ૧ દિયરભોજાઇ:

સરસ્વતી ર્‌હાંજે ખડકીમાં હીંચકા ઉપર બેઠી બેઠી ચોપડી વાંચતી હતી; આ હીંચકાની સામે એક મ્હોટી જાળી હતી, જેમાંથી ઓટલા ઉપર થઈ રસ્તામાં નજર પડતી હતી. એવામાં બારણું ઉઘડયું અને બૂટ પાટલૂન ચશ્માં તથા દક્ષિણી પાઘડીનું ખોખું પ્હેરેલો એક યુવાન અંદર દાખલ થયો; ત્હેણે 'કોલર' અને 'નેકટાઇ' ગળામાં લગાવી દીધેલાં હતાં અને ગજવામાં છાતીના ધબકારા સાંભળવાની નળી બ્હાર નીકળતી હતી.

" ઓહો ચન્દુભાઈ! આવોને, ત્હમે અત્યારે કયાંથી ભૂલા પડયા?" સરસ્વતી બોલી ઉઠી અને હીંચકો ખાલી કરી સામી જાળીમાં જઇને બેઠી; "હમણાંના ત્હમે તો બહુ મોંઘા થયા છો, ભાઇ, બિલકુલ ઘરમાંયે જણાતા નથીને," ત્હેણે મ્હોં મલકાવીને કહ્યું.

ચન્દ્રકાન્ત હીંચકા ઉપર બેઠો: "ભાભી! સાળું, ઘરમાં રૂહેવા જેવુંએ કયાં રહ્યું છે તે! હું તો ઘણોખરો વખત કલબમાં અને દવાખાનામાંજ ગાળું છું. ડોશીનીએ બુદ્ધિ બગડી છે ને તેથી લલી

જેમ ન્હડાવે છે તેમ ન્હડે છે ! જુવો કાલ રાતેજ; મ્હને તો એવો ગુસ્સો આવ્યો'તો કે બધાંને કંઇ કંઇ સંભળાવું. સાળાંઓને બીજો કાંઇ ધંધોજ નથી. મ્હોટાભાઇને ડોસા બેઠા'તા ત્હેમાં, નહિં તો... ......!" તે કપાળે તલ્લૈયાં ન્હડાવતો બોલ્યો.

સરસ્વતી હશી પડી. "ભાઇ, ત્હમે તો એવાને એવાજ રહ્યા!" ત્હેણે કહ્યું, "હોય, એ તો બોલે; જરા અકળામણ આવી હશે. રાતે તો જરા મ્હને પણ ગુસ્સો આવ્યો'તો, હોં; પણ હવે તો કાંઈ નથી. બીજું તો કાંઇ નહિં પણ વીંટી...!" તે જરા ખિન્ન થઈ હોય તેમ બોલતી અચકી ગઇ.

"ત્યારે એજ ખુબી છે તો ! જાણે દુનિયામાં કાંઈ બીજી એવી ત્રણ રુપૈડીની વીંટી મળે છે ?" ત્હેણે કહ્યું. "જાણે બધાં લખેશરીનાં...હોયની, તેમ પાછાં ત્હમારા ઉપર ત્હેની ચોરી મૂકી ! ને અરુણને ત્હમે મારી નાંખવા માગો છો ! ! ! સાળાં ચોર ! એ બધાંયને હું શું કહું ?–બહુ પાછી લાખ્ખો રુપિયાની દોલત કે મ્હારાં રાજપાટ ત્હમારે લેવાં'તાં ખરાંને ! એ તો મ્હોટા ભાઈજ એવા છે, હું હોઉંની તો–જોવા જેવું થઇ જાય. સાળાં કોઇને ઘરમાં કામ તો કરવું નહિં. મ્હને તો ફિકરજ એ હતી કે આજ સ્હવારે કોઇ રાંધવાનું નથી ! એકને તાવ ન્હડશે ને એકને ઉધરશ આવશે–ને બધું લગભગ જૂઠું ! તાવ તો ત્હમને આવે છે, ને નહિં સંભાળોને તો, ભાભી ! આગળ ઉપર પસ્તાશો. માટે જરૂર દવા કરો. મ્હારી નહિં તો મિસ ઠાકુરની. એને ને ત્હમારે તો સારૂં છે, ને એ ત્હમારાં બહુ વખાણ કરતી'તી." "પણ ભાઇ, હું ત્હમારીયે દવા પીવાની કયાં ના કહું છું ?" તે મ્હોં મલકાવીને બોલી, "ને ઘરમાં હોઇએ ત્યાં સુધી કામ કર્યા વગર કાંઇ ચાલે ?"

"ઠીક ત્યારે,–કુટાતાં પીટાતાં પણ કામ કરજો ને બહુ માંદાં

થાઓ ત્યારે ચન્દુને સંભારજો ! મ્હારે શું ?–હું તો ખરેખરૂં કહું છું; ને ત્રણ દિવસ ઉપર તો મ્હેં મ્હોટા ભાઇને પણ કહ્યું'તું. એ બાબતમાં તો ત્હમે બંને બહુ બેદરકાર રૂહો છો."

"પણ જ્યારે ત્હમે આટલા બધા કાળજીવાળા છો, ત્યારે લવિંગીની આંખોનું કેમ કાંઈ કરતા નથી ? ત્હમે કોઇ દ્હાડે એના સામુંયે જૂવો છો ખરા ?" સરસ્વતીએ પૂછ્યું.

"જોઇએ તો બધુંય છીએ," ચન્દ્રકાન્તે જવાબ દીધો. "પણ ભાભી, આખો દિવસ કાંઈ હું આંખમાં દવા પાડવાને ઘેર બેશી રહું? હું દવા લાવું છું ને એક બે વાર પાડું છું. પણ પછી ?–કોઇને કાંઇ દરકાર નથી ને કાંઈ કહીએ તો કડવા ધાય !"

ખુલ્લા દિલના દિયરને આવી પોતાની ખાનગી બાબતો ઉઘાડી કરતો જોયો કે તરત સરસ્વતીએ વાત બદલી.

"ચન્દુભાઇ, મ્હેં સાંભળ્યું છે કે મહાદેવી કરીને એક બાઇ આવ્યાં છે તે ઘણી સારી કથા કરે છે." "હા ભાભી," ત્હેણે જવાબ દીધો, "ઘણીજ સરસ. પેલો આર્યસમાજનો શર્મા આવ્યો'તો, અને પેલો બ્રહ્મચારી–તે બંને ઠીક ક્‌હેતા'તા; પણ આની આગળ તો એ કોઇ હીસાબમાંજ નહિ. આજ તો મિસ. ઠાકુર પણ એની પાસે જવાની છે. એ બાઇની ખરી ખુબી એ છે કે સર્વ ધર્મ ઉપર, બધાં મનુષ્યોના અભિપ્રાય તરફ સમભાવ. નવીનબાબુ ક્‌હેતા'તા કે મિસ. ઠાકુરને ને એમને ઠીક બનશે; કારણ બંનેના સ્વભાવ લગભગ મળતા આવે છે."

ચન્દ્રકાન્તે ઘડિયાળ જોઈ અને તે બોલ્યો, "ભાભી, ત્યારે હું જાઉછું." તે ઉભો થયો.

"આવજો, ભાઇ," ત્હેણે સ્મિતભર્યા મ્હોંયે કહ્યું, અમસ્તાજ આવ્યા'તા કે આ તરફ કાંઇ કામ બામ હતું ?"

"લ્યો, ત્યારે, જે કામે હું આવ્યો'તો, તે તો ભૂલીજ ગયો'તો-ને," તે બોલી ઉઠયો, "ભાભી, રસિકભાઇ છે કે ?"

"ના ભાઇ, હમણાંજ બ્હાર ગયા. કાંઇ ખાસ કામ હતું ?"

"ના. ના.—પણ હા; જરા જરૂર જેવું તો હતુંસ્તો. ને હવે મ્હારે એક બે દર્દીઓને જોવા જવું છે એટલે મ્હારાથી રૂહેવાય ત્હેવું નથી. ત્હમે જરા એ આવે તો વાત કરી મૂકશો ?– મ્હારે એમની સલાહ લેવી છે તેથી બ્હાર નીકળે તો મ્હારે દવાખાને આવી જાય."

"હા, પણ ત્હમારી પેઠે બરોબર મ્હારાથી વખતે નહિં કહી શકાય ને ત્હમે પાછા મ્હારો વાંક ક્હાડશો," તે બોલી.

"ના. ના. ભૂલ થાય એવું કાંઈ નથી: ત્હમે ત્હમારી મેળે આ કાગળો એમને આપજો; અને ક્હેજો કે સ્હવારે એ મ્હને મળે, અગર હું એમને મળીશ.–એતો એમ છે, કે મ્હારે એક કેસમાં જુબાની આપવા જવાનું છે, અને મ્હારે થોડા દિવસ ઉપર પેલા સાળા મ્યુનીસીપાલેટીના માણસ સાથે જરા ચકમક ઝરી'તી, ને તેથી એણે ઇન્સ્પેક્ટરને કહીને મ્હારા ઉપર ગંદકીની ફરીયાદ કરાવી છે. એમાં માલ તો કાંઇ નથી પણ ત્હોયે વકીલની સલાહ લઇને કામ કરવું સારૂં. હું જાઉં છું ત્યારે, ભાભી." ચન્દ્રકાન્તે સરસ્વતીને કાગળોનું એક બંડલ આપ્યું અને જવાને બારણું ઉઘાડયું. "આવજો, ચન્દુભાઇ!" તે બોલી; અને પાછી હાથમાંની ચોપડી ઉઘાડી હીંચકા ઉપર બેશી ત્હેણે વાંચવાનું શરૂ કર્યું.

## ૨. વિદ્યાનન્દનું કુટુંબ:

રાવ બહાદુર વિદ્યાનન્દ કૃષ્ણાનન્દ ડેપ્યુટી કલેકટર, પેન્શન લીધા પછી થોડાજ વખત જીવ્યા; ત્હેમણે દેહ ત્યાગ કર્યો તે વખત

ત્હેમનો પુત્ર રસિકભાઇ **બી. એ.** થઇ **એલ. એલ. બી.** માં અને ત્હેમનો જમાઇ પ્રબોધચન્દ્ર **એમ. એ.** માં તાજાજ પાસ થયેલા હતા, એટલે જેવા પ્રકારનું, સંતોષમાં ત્હેમનું જીવન પસાર થયું હતું ત્હેવાજ પ્રકારનું, નિવૃત્તિમાં ત્હેમનું મૃત્યુ પણ થયું. 'કરણી ત્હેવી પાર ઉતરણી' એ લોક વાક્ય ત્હેમની બાબતમાં ઘણુંજ, અસરકારક રીતે, સાચું પડયું હતું. ત્હેમનાં પત્ની ધનલક્ષ્મી શ્રદ્ધાળુ, દયાદાન તરફ વૃત્તિવાળાં, સાદાં અને સ્હેલાં, એકમાર્ગી તથા વ્હાલસોયાં હતાં. પતિના સ્વર્ગવાસ પછી તેઓ પોતાનો ઘણોખરો વખત દેવ-સેવામાંજ ગાળતાં હતાં.

રસિકભાઇ અને સરસ્વતી, એ બંનેને ન્હાનપણમાં વિદ્યાનન્દે સારી કેળવણી ખાસ જાતે મહેનત લઇ આપી હતી; ત્હેમની રમત ગમ્મતો—ત્હેમના બાલ વિચાર—ત્હેમની કોમળ મનોવૃત્તિઓ અને લાગણીઓ ભર્યા આચાર એ સર્વે ઉપર જાતે લક્ષ રાખી, ત્હેમને ઉત્તમ માર્ગે વાળ્યા હતા. પોતે જૂના જમાનાના, જૂના વિચારના, અને જૂની વૃત્તિ–પ્રવૃત્તિઓમાં ઉછરેલા હોવા છતાં, જેમ જેમ ચ્હડતે દરજ્જે ચ્હડતા ગયા, જેમ જેમ સાહેબલોકો અને વિદ્વાનોના પરિચયમાં વધારેને વધારે આવતા ગયા, તેમ તેમ ત્હેમનાં મનબુદ્ધિ વિકાસ પામતાં ગયાં: અને જાતે ખંતીલા, આગ્રહી, અને ઉત્સાહી હોવાથી જેટલું બાકી રહ્યું હતું તે ત્હેમણે પુસ્તકો દ્વારા પણ પ્રાપ્ત કરી લીધું. બાળકોને ઉછેરવા અને કેળવવાની બાબતમાં, વિદ્યાનન્દે ઘણો વિચાર કર્યા પછી અમુક નિશ્ચય કરેલો હતો, જે ત્હેમને જ્યારે વ્યવહારમાં મૂકવાનો વખત આવ્યો ત્યારે તે પાછા ન પડયા. તેમનું લગ્ન મોડું થયું હતું અને તેથી જ્યારે રસિકભાઇ અને સરસ્વતી અભ્યાસ શરૂ કરવાના વયનાં થયાં ત્યારે ત્હેમના પોતાના વિચાર બાળકેળવણીની પદ્ધતિની બાબતમાં ક્યારનાયે દૃઢ થઈ ગયા હતા. ધર્મ,

નીતિ અને જ્ઞાન એ ત્રણે સાથેજ કેળવવાં જોઇએ; બુદ્ધિ કરતાં પણ મનનો વિકાસ થાય એ વધારે અગત્યનું છે; ચોપડી હાથમાં આપી અમુક પાઠ ગોખી ક્હાડવાથી નહિં, પરન્તુ માતા પિતા અને કુટુંબી જનમંડળમાંજ રાખી સુનિશ્ચિત શિક્ષણ રીતિથી બાળકોને અભ્યાસ કરાવવો જોઇએ; સારી સોબતની અસર થતાં જેટલો વખત લાગે છે ત્હેના કરતાં ખરાબ સોબતની અસર ઘણીજ વ્હેલી થઇ જાય છે, માટે ત્હેનાથી શિક્ષકે ખાસ બ્હીતા રહેવું જોઇએ; અને બાળકો મુરબ્બીઓની સાથે મિત્રભાવથી, છતાં મર્યાદામાં રહે, એવી ત્હેમની હૃદયવૃત્તિઓ બંધાવી જોઇએ; આવી આવી અનેક વિચારશ્રેણિઓ જે પ્હેલાં ત્હેમના હૃદયતરંગોમાં ઘૂમતી તે ત્હેમણે પોતાનાંજ બાળકો અને પત્નીને કેળવવામાં અજમાવી, અને જોકે ત્હેમાં તેઓ સંપૂર્ણ રીતે તો વિજય મેળવી શક્યા નહિં,–કારણ આપણા હિન્દુસંસારમાં અનેક જીવનવ્યક્તિઓ જેનો સમાવેશ થયેલો હોય છે તે આવા પ્રયત્નોની આડે આવ્યા વિના રહેતી નથી,–તોપણ એટલું તો થયુંજ કે અન્ય અનેક ગૃહસંસારનાં તોફાન ત્હેમને સાંથી ઘણાંખરાં અદૃશ્ય થયાં, અને આપણા લોકોમાં કોઈ કોઇ ઠેકાણેજ ફક્ત જોવામાં આવતી જીવનશાન્તિ તેઓ જેમ જેમ ઉતરતી અવસ્થામાં આવવા લાગ્યા તેમ તેમ ભોગવતા થયા. બંને બાળકોમાં ત્હેમણે ન્હાનપણથી ધર્મ ઉપર શ્રદ્ધાશીલતા રખાવી હતી એટલુંજ નહિં પણ નવરાશનો ઘણોખરો વખત તેઓ ત્હેમને, તથા ધનલક્ષ્મી–જેમને પૂરૂં લખી વાંચતાં પણ ન્હોતું આવડતું ત્હેમને,–પાસે બેસાડી ધર્મશાસ્ત્રોની વાતો કરતા, ત્હેમના બાળસંશય દૂર કરતા, આડી અવળી પણ નીતિ અને બુદ્ધિની કેળવણીને આવશ્યક બીજી અનેક વાર્તાઓ કહેતા, અને જ્યાં તેઓ જતાં ત્યાં જવાથી ત્હેમને લાભ થશે કે નહિં એ બાબત ઉપર ખાસ લક્ષ રાખતા. રસિકભાઈ અને સરસ્વતીના ઉપર

આથી શાળાની કેળવણીને અંગે કંઇકવાર લાગુ પડતા દોષ તથા કુસંગતિના ગેરલાભની બહુ અસર થવા પામી નહિં. ઉલટું નિશાળના શિક્ષણથી તેઓ–આવા પ્રકારની ગૃહકેળવણીના પ્રભાવે કદાચ ધર્માંધ થાત તે થતાં અટકી, સારાસાર જોવાની–વિવેક બુદ્ધિ વાપરતાં શીખ્યાં; અને બાળકોની સોબતમાં, ફક્ત ઘેરજ રહેવાથી 'ઘરઘેલાં' થઈ જાય છે ત્હેવાં નહિં થતાં, તેઓ બ્હારની દુનિયાંનો અનુભવ લેતાં થયાં. સંસ્કૃત ગુજરાતી અને ઇંગ્રેજી, થોડું વધારે પણ વિદ્યાનન્દે ત્હેમને પોતાની પાસે રાખી શીખવ્યું હતું; અને ત્હેમાંથી સરસ્વતીએ સંસ્કૃત અને ઇંગ્રેજી તો જો કે લગભગ–મહાવરા વિના વિસારે મૂક્યું હતું તોપણ તે ગુજરાતીમાં તો સારી પ્રવીણ થઇ હતી.

બંને બાળકોનાં લગ્ન થયાંઃ સારો પતિ મેળવવાને સરસ્વતી જેટલી ભાગ્યશાળી થઇ હતી, તેટલોજ સારી પત્ની મેળવવાને રસિકભાઈ ભાગ્યશાળી થયો નહિં હતો. સુશીલા એક સાધારણ પાંચમી ચોપડી સુધી ભણેલી બાલા હતી; અને જો કે ત્હેના સાસરે આવ્યા પછી રસિકભાઇએ ચોપડીઓ આપી ત્હેનો અભ્યાસ વધારવાનો પ્રયત્ન તો કર્યો હતો, પરન્તુ પોતે પોતાની અધ્યયન પ્રવૃત્તિમાં રાત દ્હાડો રોકાઈ રૂહેતો હોવાથી પત્નીને કેળવવા તરફ તે પુરતું લક્ષ આપી શક્યો ન્હોતો. અને પાછળથી તો ધીમે ધીમે પત્નીની ત્હેવી વૃત્તિ પણ ઓછી થઈ ગઇ હતી; કારણ મૂળથીજ સુશીલાને ચોપડી વાંચવાનો ઘણો કંટાળો હતો. તે પોતાના પિયરથી ઇર્ષ્યા, ફૂહોપણ, છર, તામસી પ્રકૃતિ, મિજાજ, વગેરે અનેક દુર્ગુણ લેતી આવી હતી. અને તેથી–ધનલક્ષ્મી ઘણાં શાન્ત, સમજુ અને ભોળાં હતાં; સરસ્વતી ઘણી વ્હાલસોઇ, મધુર અને કામ કરી છૂટે એવી હતી; રસિકભાઇ બહુ નિખાલસ, માયાળુ અને પત્નીભક્ત હતો; છતાં પણ–ત્હેમના ઘરમાં પણ વખતો વખત કંકાસનાં છમકલાં–કદિ કદિ ક્લેશની ઝાંખી–થયા વગર રૂહેતાં નહિં.

પરન્તુ વહુનો ઘરમાં વક્કર પાડવો કે નહિં, તે ઘણુંખરૂં—તે સાસરામાં નવીન હોય છે ત્યારે—સાસુ નણંદો વગેરે ઉપર ખાસ આધાર રાખે છે. વહુ ગમે ત્હેવી ખરાબ હોય તોપણ તેઓ પોતાનાં અતઃકરણની એક સરખી મધુરતાથી તેના મન ઉપર થોડી વધારે પણ અસર કર્યા વગર રૂહેતાં નથી; અને ત્હેનાં પિયરિયાં ત્હેને ગમે તેટલી ચ્હડાવતાં હોય, આસપાસનાં આડોશીપાડોશી અને ત્હેની બ્હેનપણીઓની ગમે ત્હેવી ખોટી શિખામણ ત્હેને મળ્યાં કરતી હોય તો પણ, જો પતિ એકસરખા આગ્રહ, ખંત, પ્રેમ, અને સમયવર્તીપણાથી પત્નિને સુધારવાનું કામ માથે લે છે, તો જરૂર તે પોતાના ધારેલા કાર્યમાં ઘણી વધારે ફતેહ મેળવ્યા વગર રૂહેતો નથી. તેથી ઉલટું, અમે કેટલીક જગોએ નજરોનજર જોયું છે કે ઘણી ડાહી, વિવેકી, અને શાણી વહુઓ ફક્ત પતિની બેદરકારી અને સાસુનણંદોના દોષને લીધેજ હઠીલી, જાતરખી, વિવેકહીન, બેતમા, અને સાસરે જવાનો કંટાળો ખાતી થઈ ગઇ છે! અને આવા વર્તનનાં કડવાં ફળ પાછાં એજ સાસુ નણંદો અને એજ પતિને આખી જીંદગીભર અને ખાસ કરીને પાછલી અવસ્થામાં ભોગવવાં પડે છે. પરન્તુ આવો કુટુંબદોષનો કડવો અનુભવ કરતી વહુઓ જ્યારે પોતે સાસુ થાય છે ત્યારે તે ભૂલી જાય છે, એ વિચિત્રતા પણ અમારી નજરે પડ્યા વિના રહી નથી! ગમે તેમ હો પણ, એટલું તો નક્કીજ છે કે જેટલે અંશે બાળકોને સારાં કરવાને માટે માતપિતા જવાબદાર છે, તેટલેજ, બલ્કે તેથી પણ વધારે અંશે વહુઓના ઉપર ખરાબ અસર કરવાને માટે ખાસ કરીને ત્હેમનાં સાસરિયાંજ જોખમદાર છે!

સુશીલામાં ઘણા સારા ગુણ પણ હતા. તે કામ કરવામાં આળસુ ન્હોતી. તે પોતાના પતિને પરમેશ્વર માનતી હતી. અને

તે માયાળુ, કોમળ અન્તઃકરણવાળી અને પોતાના ઘરની–પિયરની તેમ સાસરાની–આબરૂને માટે ટેક વાળી હતી. આથી સાસુ, નણંદ અને પતિની એક સરખી ભલાઇ તથા મિઠાશની ધીમે ધીમે હેના મન ઉપર છાપ પડવા લાગી હતી અને જો કે કોઇ કોઇ વાર હેમના ગૃહસંસારમાં કંકાસના ચમકારા તથા કલેશની ગાજવીજ થતી, તો પણ તે બહુ વખત ટકતું ન્હોતું. સારી કે નઠારી પ્રકૃતિઓ બળવાન ત્યારેજ થાય છે કે જ્યારે હેમને પુષ્ટિ મળેઃ અહિં કલેશ કંકાસનાં છમકલાં ઉપર શાન્તિ–વારિનો છંટકાવ થતો, અને પછી તેજ સ્થળે થઇને પ્રીતિની–સમભાવની દૂધધારા વહન કરતી. એટલે પછી સારૂં ફળ થયા વિના રૂહેજ કેમ?

**કુટુંબ સ્નેહઃ**

"બા, ભાઇ હજી આવ્યા નહિં," સરસ્વતીએ ધનલક્ષ્મીને કહ્યું "હું તો હવે જાઉં છું."

"ઉતાવળ હોય તો જા; નહિં તો થોડીવારમાં તો એ જરૂર આવશે. મ્હને કહેતા ગયા'તા કે બ્હેનને જવા ન દઇશ." ધનલક્ષ્મીએ જવાબ દીધો.

એવામાં બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો અને સુશીલા અંદર દાખલ થઇ. "આ ભાભી આવ્યાં," સરસ્વતી બોલી. "સારૂં થયું, ભાભી, નહિં તો હું જતી'તી."

"કેમ, બ્હેન," સુશીલાએ પૂછ્યું; "હમને તાવનું કેમ છે?"

"અરે એતો કયારનોયે ઉડી ગયો, ભાભી" હેણે કહ્યું. "આપણને તો કશુંયે થવાનું નથી.–રમા કયાં ગઈ?"

એ આજ મ્હારે ત્યાં રહ્યાં છે. બા, ન્હા મૂક્યો છે? અત્યારે કોઈ વાળું કરવાનું નથી; ને કહેતા ગયા'તા કે રાતે ન્હાજ પીશ· બ્હેન પાછાં જવાની ઉતાવળ કરશે," સુશીલા બોલી.

"ના. ભાભી," સરસ્વતીએ કહ્યું; "અત્યારે માફ કરો, મ્હને નકામી વાર થશે ને મ્હારે ત્યાં વાળુનું મોડું થશે."

"જા, બા, જા ત્યારે; ત્હમારા જીવને દુઃખ થાય એમ ન કરશો," ધનલક્ષ્મી બોલી ઉઠયાં. "બ્હેન, અત્યારે ત્હારે ઉતાવળ હોય તો જા, બા; પણ કાલે બને તો જરા વ્હેલી આવજે, હેં."

"અરે, બા! એમાં શી વાર થવાની છે તે? ના, બ્હેન; ચ્હા પીને જવાનું છે. અરે, ત્હમારે ત્યાં તો દસ વાગે થાય તો તો વ્હેલું. ત્યારે અત્યારથી ત્યાં જઇને કરવું છે શું?"

બારણું ખખડયું અને રસિકભાઇએ અંદર આવી બૂટ ક્હાડયાં. "લ્યો આ ત્હમારા ભાઇ આવ્યા," સુશીલા બોલી. "હવે જાઓ ત્હમારે જવું હોય તો ખુશીથી;" તે મજાકમાં બોલી, ચ્હા મૂકવા ઉઠી.

"ઓહો, બ્હેન! ત્હમે બેઠાં છો કે?" રસિકભાઇએ અંદર આવી પરસાળી ઉપરની એક ખુરશીપર બેસતાં કહ્યું, "સો સો રુપિયાની સરત, સાસરે જાઉં જાઉં કરતી હશે; ખરૂં કહેજે, બા!" તે ખડખડાટ હશી પડયો.

"ભાઈ, એતો સાસરિયાંનાં કામ છે," ધનલક્ષ્મીએ કહ્યું. "બીજું બધું રૂહે પણ ત્યાંનું કામ કોઇ બીજું આવીને કરે?"

"અરે! માંડ માંડ આટલો વખતે રોકાયાં છે," સુશીલાએ જરા લાજ ક્હાડી, પરસાળમાં શગડી ઉપર ન્હાવાનું પાણી ઉકાળતી હતી ત્યાંથી, ધીમેથી પણ સંભળાય એવી રીતે હસતાં હસતાં કહ્યું; "નહિં તો કયારનાંયે જતાં રહ્યાં હોત. બાને તો એકજ વાત—'જાઓ, બા!' કોઈ દહાડો રૂહેવાનું મ્હેં એમને મ્હોંયેથી સાંભળ્યુંજ નથી."

સરસ્વતિ ને રસિકભાઇ હશી પડયાં. "એ તો ખરૂં, હો, ભાઈ, પણ બાનો સ્વભાવજ એવો, જે રખેને કોઇના જીવને દુઃખ થતું!" સરસ્વતી બોલી.

"બ્હેન ! આજ તો એક વધામણીની વાત લાવ્યો છું. પેલી યોગિનીની વાત તો ત્હેં સાંભળી હશે."

"હા. ભાઇ; આજ બપોરે બાએ એની બધી હકીકત મને કહી હતી. એમની કથા, ભાઇ, આપણાથી ન સંભળાય ? બા, ત્હમે, ભાભી ને હું એક દ્હાડે એમને ત્યાં તો જઇ આવીએ ? ભાઇ, સિ-ગ્રામ નવરૂં હોય તે દિવસે ક્‌હેજો."

"અરે, સાંભળ તો ખરી;" રસિકભાઇએ કહ્યું. "બ્હેન, આવી ગાંડી ઉતાવળ કરતી ક્યાંથી થઇ ? પરમ દિવસ અવન્તિરામને ત્યાં કથા છે, સ્હાંજના ચારવાગેઃ ફક્ત સ્ત્રીઓ માટેજ. તે હું આજ એમની પાસે જરા કામ હતું તે ગયો'તો ત્યારે એમને ત્યાંથી બધાંયે બહુ આગ્રહ કર્યો ને ત્હમને બધાંને મોકલવાનું કહ્યું; ને મ્હેં પણ હા પાડી છે. એ બાઈ કથા બહુ સારી કહે છે. કેમ, જઈશ ને ?"

"હા ભાઈ; બા ને ભાભી જવાનાં હશે તો હુંયે જઇશ; પણ મ્હારૂં નક્કિ નહિં. હું કાલે કહીશ."

"કેમ, સાસુજીની પરવાનગી જોઇશે ?"

"ના. ના. એમાં પરવાનગી શાની ? આતો વખતે કાંઈ કામ-કાજ હોય ને ઘેર ર્‌હેવાની જરૂર પડે, તેથી."

"કામકાજ હોય તો એક દહાડો મોડું થશે." સુશીલાએ ચ્હાનો પ્યાલો દરેક જણ પાસે મૂકતાં કહ્યું, "પણ બ્હેન, જરૂર આવવાનો વિચાર તો રાખજોજ; ત્હમે નહિં આવો તો અમે પણ નહિં જઇએ."

"ભાભી, હું ઘણું કરીને તો આવીશજ. આ ચ્હાના પ્યાલા ત્હમે શું કામ લાવ્યાં ? મ્હને ક્‌હેવુંતું ને; હું ન લાવત ! ત્હમે તો, ભાઇ સાહેબ, બહુ પાડીલાં છો !"

"ના, ના, એમાં કરવુંતું શું?" ભાભીએ જવાબ દીધો. "પાડીલાં તો ત્હમે છો, બ્હેન!—કે 'રખેને મ્હારૂં કોઇ જરાયે કામ કરી જતું!"

"ભાઇ, મ્હારા દિયર કાંઇ કામનાં કાગળિયાં આપી ગયા છે તે મ્હેં ટેબલ ઉપર મૂક્યાં છે, હોં," સરસ્વતીએ કહ્યું; અને ચ્હા પી, પાનસોપારી ખાઇ તે સાસરે ગઈ અને રસિકભાઇ પણ મેડીએ જવાને ઉભો થયો.

"બા, મ્હારે અત્યારે નથી જમવું"

"કેમ ભાઈ, ત્હમે દ્હાડે તો કાંઇ ખાધું નથી ને?" ધનલક્ષ્મીએ પૂછ્યું. "મ્હને તો વહુએ કહ્યું ત્યારની ફાળ પડી છે કે કાંઇ શરીરે ઠીક બીક નહિં હોય!"

"ના, બા. શરીરે તો સારૂં છે; પણ કાલે સ્હવારે જરા વ્હેલું જમવું છે. કોર્ટમાં વ્હેલું જવાનું છે." તે મ્હેડીએ ચ્હડ્યો.

## ૪. ન્હાનું સરખું છમકલું!

રાતના આઠેક વાગ્યા હતા, તે વખત એક આધેડવયની સ્ત્રી વિદ્યાનન્દના ઘરમાં પેઠી. સાસુવહુ બેઠાં હતાં. ધનલક્ષ્મી મન્દિરના ઉમરા આગળ પાટલા ઉપર બેશી માળા કરતાં હતાં અને સુશીલા હીંચકા ઉપર બેઠી બેઠી સ્હવારને માટે શાક સમારતી હતી. "આવો, ધોળી બ્હેન! અત્યારે ક્યાંથી ભૂલાં પડ્યાં?" તે બોલી.

"મ્હેં"કુ, માશીબાને મળતી જાઉં; તે જરા આમ આવી."

"આવોને, હીંચકા ઉપર બેસો."

"ના, બા, હું તો અહીંજ બેસીશ." ધોળી, ધનલક્ષ્મી પાસે જઇ બેઠી.

"અલિ, હીંચકા ઉપર બેશને," ધનલક્ષ્મીએ કહ્યું; "આમ ભોંય ઉપર શા સારૂ બેસાંછાં?"

"ના બા. કોઈને, પાસે બેશીએ તે ગમે ને કોઈને ના ગમે." તે બોલી, "એ તે કાંઈ સરસતી દીઠી ?"

"આવોને બ્હેન, હીંચકા ઉપર; મ્હેં કી દ્હાડે એવું કાંઈ કહ્યું, આમ અમસ્તું ખોટું લગાડો છો ?" સુશીલાએ પુછ્યું.

"વહુ, ત્હમે ખોટું લગાડશો નહિં, બેટા," ધનલક્ષ્મી બોલી ઉઠી; " એ તો છેજ એવી ફૂડાપાડી !"

"ત્હમારાં 'વહુ-બેટા' સારાં ને અમે ફૂડાપાડાં !—છો રહ્યાં અમે જેવાં છીએ ત્હેવાં !—પણ ત્હમારાં લાડકવાયાં વહુને પૂછો તો ખરાં કે, ત્હમે પેલી રૂપાળીને મ્હોંયે શું શું કહી આવ્યાં'તાં ! માશી-બા, ત્હમે તો બહુ ભોળિયાં છો !—ડાહી ડાહી વાતો કરી એટલે વહુ બહુ સારી ! પણ એ હુ, એ તો જે જાણે તેજ જાણે !"

"ધોળીબા, મ્હેં તો કાંઇ કહ્યું નથી; મ્હારા જીવના સમ ! ત્હમે કહો ત્હેના સમ ખાઉં. હા; ને હું તો કહું છું કે, મ્હારું ખોટું નામ દેતું હશે ત્હેના ભોગ !—હું શું કરૂં બા, લોકો તો ગમે ત્હેવી વાત ઉરાડશે ! ઉલટી મ્હનેજ રૂપાળીબા તો કહેતી'તી કે, 'અલિ, ધોળી ઘણુંખરૂં ત્હારે ઘેર જમે છે—તે શું ?' મ્હેં'કુ 'જમેસ્તો, પોતાનું પિયર છે.' જો ધોળીબ્હેન, આ આટલાવના બીજું કાંઈ બોલી હોઉં તો—એના સમ ! પછી બીજી વધારીને વાતો જે કરતું હોય તે જાણે; ભોગ એમના !"

"એમ ભોગ બોગ કરશો નહિં. જાણ્યુંને, સુશીલાવહુ ! આં-ખમાં આંસુ આણી ધોળી બોલી. "એ તો અમેય બધુંયે સમજીએ છીએ. માશીબા કાંઇ ન કહે ને ભાભયે કાંઇ ન કહે, ત્હેમાં કોઈ-મ્હારા ઉપર એટલાં શાનાં તતડી જાઓ છો ?—એમ ભોગ બોગ કરશો નહિં. ભોગ હોય ત્હેમના !"

"અલિ, અલિ ! ધોળી ! આ શું ?—વહુ, બા, ત્હમે હમણાં

બોલશો નહિં. હોય, છો બોલે, એને અત્યારે ઘેલછા આવી છે.” ધનલક્ષ્મી વચમાં બોલ્યાં.

“ એમની એમજ છકાવી મૂકી છે તો ! મ્હારી માશીનું ઘર છે ને ખાઇશ–ને લૂંટાવી દઇશ. ત્હેમાં બીજાંને શું ! એમ મ્હારી જરાયે બ્હાર જઇને હવેથી વાત કરી જુવે તો !–હા. એ તો સરસતી સાથે ફાવ્યું છે,–હું તો છીભજ મ્હાર ખેંચી કહાડું !” ઘોળી વધારે વધારે ગુસ્સે થતી બોલી.

“ ઘોળીબા, તમે વધારે ઓછું બોલશો નહિં. હા, એવા કાંઇ ત્હમારા છણકા લપકા હું ખાવાની નથી ! બધુંયે ખાઓ ને બધુંયે લૂંટાવી દોને, ત્હેમાં મ્હારે શું ? કોઇ કોઇનું નશીબ કાંઇ કોઇએ વેચી ખાધું છે ?–હું મ્હારે બોલી નથી, ચાલી નથી, ને મ્હારું ખોટું નામ દો છો ? ત્હમને કહ્યું કોણે ?–ત્હમે ક્‌હેતાં હો તો રૂપાળીબાને બોલાવીને અત્યારે ને અત્યારે ત્હમારા દેખતાં પૂછી જોઉં: પછી કાંઇ છે ?–ને એ ક્‌હે કે હું કશુંયે બોલી છું તો પછી ત્હમારું ખાસડું ને મ્હારો વાંસો ! પણ આમ અનાહૂતનું કહો છો ત્યારે રીસ ચ્હડે છે. એને બોલાવીને પૂછી જુવો–ને ખરૂં કરાવો.”

“ પૂછ્યાં પૂછ્યાં એ તો !–પૂછીજ મૂક્યાં છે તો !” ઘોળી બોલી. “ બહુ પાછાં ખરૂં કરાવનારાં જોયાં ન હોય તો ?–માશીબા અત્યારે બેઠાં છે ને ત્હમે આમ કરો છો ત્યારે એ નહિં હોય ત્યારે તો ત્હમે શું શું નહિં કરો ?–હું ખોટી, તે પાછું રૂપાળીને પૂછી જોવું છે ! હું મરૂં, કે મ્હારા છીવના સમ, કે આ માશીબાને ગળે હાથ–જો એણે એમ ન કહ્યું હોય તો !”

“ પણ ત્યારે એને બોલાવીને મ્હારા દેખતાં હું જે બોલી હોઉં તે ક્‌હેવડાવોને,” સુશીલા બોલી. “ એટલે તરત ખરૂં કોણ ને ખોટું કોણ તે જણાશે.”

"હા. બા, હા. અમે જાઠાં! થયું? ત્હમે મ્હોટાં સતવાદીનાં પૂંછડી!–આ, એ'હ...વહુ, એ તો આ બિચારાં માશીબા–ને, તે આવાં ભલાં છે ને પરમેશ્વરનું માણસ છે, ત્હેમાં આટલો છાક ત્હમ- નેયે સૂઝે છે. જેવાં કે સરસતીનાં મ્હારા જેવાં સાસરિયાં મળ્યાં હોતને તો પાંદડે પાણીપાત–પાંદડે! ને આ બધાંયે ધમધમાટ ને તમતમાટ–ને ખરાં ખોટાં–બધુંયે ભૂલી જાત!"

જાુવો, જાુવો બા! ધોળી બ્હેન કાંઈ બોલે છે? પછી મ્હારો વાંક તો નીકળવાનોજ છે!–પણ કાંઇ હું એમની ઓશિયાળી નથી કે આમ મ્હારા ઉપર આટલા છણકા–તરફોડા કરે ને હું સાંભળી રહું," સુશીલા રોતી રોતી બોલી.

"માશીબા, જાુવો ત્હમારી વહુ બોલે છે તે. હું ક્યાં કહું છું કે કોઇ મ્હારું ઓશિયાળું છે?–લ્યોને હવે ત્હમારે ઘેર આવે ત્હેનેજ સોગન છે. ચાલો ઉઠો, ધર્યું રહ્યું ત્હમારું ઘર! ત્હમારા જેવાં તો બહુયે દીઠાં છે!" ધોળી આંસુ ભરી આંખે ગુસ્સામાં પોતાને સા- સરે જવાને ઉભી થઇ.

"ત્યારે ત્હમારા જેવાંયે બહુ દીઠાં છે, સમજ્યાંને: એમ કાંઇ મ્હારા ઉપર તડુકા કરવાના નથી." સુશીલા આંસુ લ્હોતી બોલી, "આવશો, તો ત્હમારૂં ઘર છે, ને નહિં આવો તો મ્હારે માટે તો કાંઈ ઓછાંજ આવો છો?"

"વહુ, વહુ! ત્હમે મ્હેડીએ જાઓ, બા. એક અક્ષર બોલો તો મ્હારા સમ–માતાજીના સમ–ભાઇના સમ!" ધનલક્ષ્મી ઉઠી, બંનેને શાન્ત પાડવાને પ્રયત્ન કરતાં બોલી: "ને ધોળી, તુંયે ડાહી થઇને આવું બોલે છે? વહુને એવું કહેવાય?–એ ન્હાની છે તે નથી સમજતી પણ તુંયે આવડી મ્હોટી થઇને–ત્હારાં બધાં વરસ ક્યાં ધાલ્યાં?–ધોળી, બા," વાંસે હાથ ફેરવતાં ધનલક્ષ્મીએ પૂછ્યું,

“ ત્હારે શરીરે ઠીક નથી ! આવ્ય મ્હારી સાથે, આવ્ય હીંચકે બેસ. કોઇએ કાંઇ કહ્યું છે–કે ત્હને કાંઇ થયું છે !—જો બેટા, મ્હારે તો ત્હમે બંને સરખાં–મ્હારાથી ત્હમને કોઇને કાંઈ કહેવાવાનું હતું ! એ રાંડ રૂપાળી તો જૂઠી છેઃ એના બોલવા ઉપર તે આટલો બધો કલેશ શો ? માટે બેયે જણ છાંનાં રહી જાઓ–મ્હારા સમ રુવો તો ! ”

ધનલક્ષ્મીએ બંનેને માંડમાંડ છૂટાં પાડી છાનાં રાખ્યાં; સુશીલાને સમજાવીને મ્હેડીએ મોકલી અને ધોળીને પાસે લઇને હીંચકે બેશી, એનું ઉકળેલું મન શાન્ત થાય એમ ધીમે ધીમે વાતચીતમાં ત્હેને ઉતારી.–થોડીવાર પછી ધનલક્ષ્મીએ જાતે ઉઠીને શગડી ઉપર દશમી કરી, અને પોતાને જમવાની વૃત્તિ નહિં હોવા છતાં, સુશીલાને નીચે બોલાવી, ત્હેને તથા ધોળીને–તે બંને ‘ના,ના’ ક્હેતાં હતાં છતાં પણ ‘સમ સગરા ’ ખવડાવીને, ઘણોજ આગ્રહ કરી, પોતાની સાથે વાળુ કરવા બેસાડયાંઃ ગમે ત્હેવો ગુસ્સો જમ્યા પછી શાન્ત થાય છે, અને ત્હેમાં પણ ખાસ કરીને પ્રેમ, ધૈર્ય અને શાન્તિ ભરેલા વાતાવરણમાં લાંબો વખત તો તે રૂહેવા પામતોજ નથી. ત્હેણે જમતે જમતે અનેક મિઠ્ઠી વાતો ક્હાડી, પોતાના આગળના અનુભવ કહ્યા, ‘ ક્હેતા ક્હેતી’માં વાતો કેવી રીતે વધી જાય છે ત્હેના દાખલા રજુ કર્યા, અને પોતાને જાતે એવી ભાંજગડોમાં કેટલું સહન કરવું પડયું હતું; એવી એવી અનેક કથનીઓએ બંને જણને સંપૂર્ણ રીતે શાન્ત કર્યાં. પ્હેલાં એક બીજાની સામે પણ જોતાં ન્હોતાં તે જોવા માંડયું, રોષભરી આંખથી જોતાં હતાં તે રોષ ઉડી ગયો, બોલતાં ન્હોતાં તે બોલવા માંડયું; અને અન્તે જ્યારે ધોળી વાળુ કર્યા પછી રાતે મોડી ઘેર જવાને ઉભી થઇ ત્યારે,–“વહુ, ખોટું ન લગાડશોઃ મ્હારા સમ ! મ્હને, બળ્યું, એવું બોલી જવાની ટેવ છે. મ્હને ગુસ્સો ચ્હડે છે ને, ત્યારે હું ગાંડીજ થઇ જાઉં છું.” ત્હેના મ્હોના એ શબ્દોએ અમૃતના છંટકાવ કરતાં પણ વધારે ઠંડક કરી.

"ના. ના. ધોળીબા, માફ તો મ્હારે માગવી જોઇએ," હસતે મ્હોંયે શરમાતી સુશીલા બોલી; "મ્હારોયે સ્વભાવ ક્યાં ઓછો આકળો છે?—હું તો ઠાકોરજીની પાસે નાકલીંટીઓ તાણીને નિત એજ માગું છું કે 'બાના જેવો શાન્ત મ્હારો સ્વભાવ કરજો!' પણ એ કાંઇ થાય છે? બાતે બા જ છેઃ હું ઘણુંયે કરું છું પણ એમની પેઠે નથીજ રહેવાતું."

"ધીમે ધીમે ત્હમે તો મ્હારા કરતાંયે વધારે ડાહ્યાં ને સમજુ થશો. "ધનલક્ષ્મીએ કહ્યું. "વહુ! બા, હોય એતો, પ્રકર્તી છે, થઇ જાય! હુંયે ઘણીયેવાર ગુસ્સે થઈ જાઉં છું."

"ના. બા, ભાઇસાહેબ," સુશીલા બોલી, "ત્હમે એવું બોલશો નહિં. મ્હેં તો કદિયે ત્હમને ગુસ્સે થતાં દીઠાંજ નથી.—કેમ ધોળી બ્હેન, જશો?—મ્હારા ઉપર ખોટું ન લગાડશો, હોં!—રાત ગઇ છે તે ફાનસ લઇને માણસને લઈ જાઓને."

"ના રે, ના. ફાનસ શું કરવું છે? ખાસ્સી અજવાળી રાત છે ને. હું જાઉં છું, માશીબા!"

"આવજો, ધોળીબા; મ્હારા ઉપર જરાયે માઠું લગાડો તો મ્હારા સમ!—આવજો હોં." સુશીલા ફરીથી બોલી ઉઠી,

"આવજે ધોળી!" ધનલક્ષ્મીએ કહ્યું, "જોયું, વહુ! જો ત્હમે થોડીવારજ ન બોલ્યાં હોત તો કેવું સારૂં થાત? જો, બેટા, સાસરિયાં તો બોલે, પણ આપણે જરા લોહીનો ઘૂંટડો ગળી જઇએ.—એમ લ્હડમલ્હડા કરવામાં આપણી ને આપણા ઘરની શોભા નહિં. ખોટું ન લગાડશોઃ હું તો સ્હેજજ કહું છું હોં; વહુ!"

"હવે મ્હને એવું થઇ જાય છે કે હું બોલીજ શું કરવા? બા, એમ કાંઇ જૂઠ્ઠાં થવાનું હતું? ઉને પાણીએ કાંઈ આગ લાગતી હશે?—ત્યારે હું ન બોલી હોત તો કેવું સારૂં થાત?—પણ બા, ત્હમે મ્હારા

ઉપર માઠું ન લગાડશોઃ હવેથી એવું હું કદિ નહિં કરૂં. હેં, બા! તહમને મ્હારા ઉપર ખોટું લાગ્યું છે?"

"ના, વહુ;" ધનલક્ષ્મી ત્હેને માથે અને વાંસે હાથ ફેરવતાં બોલ્યાં; "તહમે ને સરસ્વતી–મ્હારે મન તો બંને :સરખાંજ છોઃ– તહમારા ઉપર તે ખોટું લાગે?"

વહુ મ્હેડીએ ગઈ અને સાસુ પોતાની માળા પાછી હાથમાં લઇ હીંચકા ઉપર બેઠાં.

## પ્રકરણ ૪ થું: બે સાધ્વી સ્ત્રીઓ.

"નીકો ન્હાની મ્હોટી જે જીવો તણી,
"વહતું ત્હેમાં એક અખંડિત વ્હેન જો!"

* * * *

"હસનારાંની સાથે હસવાનું ઘટે,
"રડનારાંની સાથે રડવું તેમ જો!
"એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં.
"ઊંચાં ચ્હડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો!"

મ. ર. ભટ્ટ.

"બચાવ! જય આપ! આ વિમલસ્રોત પોતાપણે
"વહે, સલિલ–ઓછી અર્ધ્ય પ્રસરાવતો હે પ્રભો!"

બ. ક. ઠાકોર.

### ૧. નિર્મળબાળાને બંગલે:

સ્ત્રીઓની હાલત સુધારવાનાં સાધનો વિષે વાતચીત ચાલતી હતી. અવન્તિરામને ઘેર થયેલી હરિકથાએ નિર્મળબાળાના વિચાર-

ભુવનમાં નવીન નવીન તરંગ દાખલ કરી દીધા હતા; અને જૂના વિચારના સ્વદેશહિતચિંતકો તથા સુધારકોની હૃદયલહરિઓ ત્યાં રમવા લાગી હતી. જાગ્રતિ–પ્રવૃત્તિનો જોમ ત્હેના આખા જીવનને સતેજ બનાવી, ત્હેની અન્તરકુંજમાં હિન્દોલા ખાધાં કરતો હતો. ઝળઝળિયું ઉડી જઇ, આત્મબળ નિર્મળતામાં પ્રકાશતું હતું.

નવીનચન્દ્ર, જગન્નાથ, પ્રબોધચન્દ્ર અને રસિકભાઈ તથા નિર્મળબાળા અને જગન્નાથનાં પત્ની ઇન્દિરાબાઇ, એક સુશોભિત અને સુન્દર બંગલાના વિશાળ વચલા હૉલમાં બેઠાં હતાં. મનોહર ચિત્રો, સુરમ્ય છબીઓ, ન્હાનાં મ્હોટાં મનોરંજક બાવલાં, કોચ, ખુરશીઓ, પુસ્તકોથી ભરેલાં કબાટો, અને એવી એવી કંઇક ચિત્તાકર્ષક વસ્તુઓથી મકાન ભરપૂર હતું: જ્યાં ત્યાં ચિત્રકારની પીંછી, કવિની કલમ, શિલ્પકારના ટાંકણાની રમણીય કૃતિઓના આનન્દન નમૂના નજરે પડતા હતા. રસિકભાઈ જે સાધારણ રીતે સુધારકોના પક્ષમાં ભળતો નહિં હતો ત્હેને પણ આજ નવીનચન્દ્ર પોતાને ત્યાં બોલાવી શક્યો હતો.

"મ્હારું કહેવું એમ નથી કે સ્ત્રીઓને કેળવણીની જરૂરજ નથી," રસિકભાઇએ કહ્યું, "મ્હારા કહેવાનો એમ અનર્થ કરવાનો નથી–પણ, મિ. જોશી, મ્હેં તો એટલુંજ કહ્યું કે કેળવણી ઘણી અપૂર્ણ સ્થિતિમાં છે, અપક્વ છે, અને ત્હેની અમારી બાળકીઓ ઉપર ખરાબ અસર થાય છે. આ વાત બીલકૂલ ખોટી નથી; હું તે સાબીત કરી આપવા તૈયાર છું."

"નહિં, નહિં, રસિકભાઇ !" જગન્નાથ બોલ્યો; "હું ત્હમારા કહેવાનો જૂદો અર્થ લેતોજ નથી. હું માત્ર એટલુંજ પુછું છું કે ત્હમારા સિદ્ધાન્તનું–ત્હમારી તકરારનું પરિણામ શું ?–સ્ત્રીકેળવણીનો ઘટાડો !" તે ખડખડાટ હસી પડ્યો.

"ત્હમે ગમે તેમ અર્થ કરોને," રસિકભાઇએ ફરીથી કહ્યું;

"સત્ય છે તેજ ગ્રાહ્ય છે. સ્ત્રીકેળવણીની હાલની પદ્ધતિ પસંદ કરવા યોગ્ય નથી, અને હું શું, પણ ત્હમને ત્હમારા સુધારાવાળાએ એમજ ક્હેશે–તો કેમ ?"

"ત્યારે ત્હમે એમ કહેવા માગો છો," નવીચન્દ્રે પૂછ્યું, "કે બાળા અને ઇન્દિરા એવી નિર્માલ્ય, બળહીન કેળવણીનાં ફળ છે?"

"નવીનબાબુ, અપવાદ રૂપ દાખલા–અને તે પણ સમક્ષ મંડળમાંથીજ–લેવાથી ત્હમે સામાવાળાને મુશ્કેલીઓમાં નાંખો છો," પ્રબોધચન્દ્ર વચમાં બોલી ઉઠયો; "નીતિસર વિવાદની એ રીત નહિં."

"અરે! પણ હું તેમ વિવાદ કરવામાંય ડરતો નથી," રસિકભાઇએ વિચાર કરતાં જવાબ દીધો. "કારણ, પ્રબોધચન્દ્રે કહ્યું તેમ નવીનબાબુના દાખલા અપવાદરૂપ છે. પરન્તુ એ દાખલામાં જેમનું નામ દેવાયલું છે ત્હેમનેજ–ત્હેમના પોતાના અનુભવ ઉપરથી–હું આ બાબતનો ન્યાય કરવાનું સોંપું છું, ઇન્દિરા બ્હેન, ત્હમે અને મિસ ઠાકૂર જે ક્હેશો તે મ્હારે કબૂલ છે."

ઇન્દિરાએ ન્હાનું સરખું, મંજુલ સ્મિત કર્યું. "મ્હને ત્હમે આ કામ સોંપશો તો વધારે અન્યાય થવાનો સંભવ છે;" ત્હેણે કહ્યું."–છતાં પણ મ્હને મ્હારો અનુભવ કહેવાને કાંઇ વાંધો નથી. કેળવણી પામેલી ગૂજરાતી સ્ત્રીઓનો જેટલો મ્હને પરિચય થયો તે ઉપરથી અભિપ્રાય બાંધું તો તે ત્હમારી વિરુદ્ધમાં જશે; પણ હું આઠ દસ કુટુમ્બ શિવાય અહિં બીજાં કોઇને હજી ઓળખતી નથી. મ્હને તો તે બધાંય બહુ સારાં માણસ લાગે છે; કેળવાયલી બાળાઓ વધારે મેળાવડી અને ચકોર જણા છે. અને ત્હેમની બુદ્ધિ વિકાસ પામેલી હોવાથી, ત્હેમની સાથે વાતચીત કરવામાં મ્હને વધારે રસ પડે છે. અન્તઃકરણના ગુણ વિષે મ્હને એક બે વાર જરા શક પડયો હતો પણ હું ત્હેમને શકનો લાભ આપી, મ્હારો મત ત્હેમની તરફેણમાં સંપૂર્ણ રીતે નોંધાવું છું. કહો શ્રીમતી, ત્હમે શું ધારો છો?"

"મ્હારા અને ત્હમારા અનુભવમાં તફાવત પડવાની મ્હને ધાસ્તી રૂહે છે," નિર્મળબાળા બોલી; "પૈસાવાળાં તેમજ ગરીબ, સર્વ પ્રકારનાં કુટુમ્બોમાં મ્હારે જવા આવવાનું થાય છે; અભણ સ્ત્રીઓ સુખી નથી હોતી એમ તો નહિંજ કહી શકાય, પણ કેળવાયલી સ્ત્રીઓ બુદ્ધિના વિકાસનું જે સુખ ભોગવી શકે છે ત્હેનું તો તેઓને સ્વપ્ન પણ નથી. પાંજરામાં પૂરી મૂકેલાં પક્ષિ અને ત્હેમની હાલત બરોબર છે. આથી કેળવણીની જરૂર તો સાબિત થાય છેજ; પરન્તુ કેળવાયલી સ્ત્રીઓ અને બાળાઓના વધારે વધારે પરિચયમાં હું આવતી જાઉં છું તેમ તેમ ઇર્ષ્યા, નિન્દા, અસંતોષ, અપ્રમાણિકતા, મનની મલીનતા, પાપવૃત્તિઓ, આદિ જે અનેક દુર્ગુણ દૂર કરવા એ કેળવણીનું એક મુખ્ય કામ છે તે—અન્ય સ્ત્રીઓમાં હોય છે ત્હેવાને ત્હેવાજ—ત્હેમનામાં પણ દિલગીરીની સાથે મ્હારે જોવા પડે છે ! કબૂલ છે કે કેળવણી ત્હેમને વધારે મિઠાશ આપે છે, વધારે કોમળ બનાવે છે; વધારે વિશાળ ધોરણની મનોવૃત્તિઓવાળી કરી દે છે. પણ એ સર્વ ઉપરની ટાપટીપ છે ! જ્યાંસુધી મન નિર્મળ થયાં નથી, વૃત્તિઓ સ્વાર્થત્યાગભરેલી અને હૃદયવિલાસ પવિત્ર થયાં નથી, ત્યાંસુધી આપણી કન્યાશાળાઓની કેળવણીનું ખાસ ફળ શું ? લખતાં વાંચતાં તો ઘણીખરી ઊંચી કોમોમાં બાલિકાઓ ઘેર પણ શીખે છે; અને 'નિશાળે જવાથી છોકરીઓ વધારે ચિબાલવી, વધારે દોઢડાહી, વધારે નાસ્તિક થાય છે, તેથી અમારે તો અમારા ઘરની કોઇ પણ છોકરીને નિશાળેજ મોકલવી નથી,'—એવા એવા ઉદ્‌ગાર તો મ્હેં કંઇક ઠેકાણે સન્માનપાત્ર સ્ત્રીઓને મ્હોંયેથી સાંભળ્યા છે. કેળવણીનું આવું પરિણામ છે એમ હું માનતી નથી, છતાં નજરે જોઉં છું તે સ્વીકારવું પડે છે ! અને તેથીજ હું મ્હારી 'પત્નીશાળા' ઉભી કરવા વધારે ઉત્સુક છું, અને ત્હેમાં ત્હેવી ખામિઓ ઓછી આવે

એવી યોજના કરવા આશા રાખું છું; પણ એ વાત આગળ ઉપર રાખીએ; હાલની કન્યાકેળવણી અને પુત્રીશિક્ષણ બીલકુલ સંતોષકારક નથી; તો પછી સ્ત્રીશિક્ષણનું તો કહેવુંજ શું?"

"ખરેખર એમજ છે!" રસિકભાઈ બોલી ઉઠયો; "મ્હારા વિચારને ત્હમે ખાસ ટેકો આપો છો. કેળવણીની પદ્ધતિમાં શા માટે ફેરફાર ન કરવો જોઇએ?–શા માટે ધર્મશિક્ષણ, નીતિશિક્ષણ ન આપવું અને યુવકોને જરૂરની કેળવણીજ બાલિકાઓને આપવાનો દુરાગ્રહ રાખવો?"

"એટલું તો ખરૂંજ છે," પ્રબોધચન્દ્રે કહ્યું: "મ્હારે પણ કબૂલ કરવું પડશે, કે જો સાધનો સંપૂર્ણ રીતે સારાંજ છે કે તેમાં જે કાંઇ સુધારવા લાયક છે એ વિશેનો નિશ્ચય કેળવાયલી બાળાઓના આપણા અનુભવજ ઉપરથી કરીએ. મ્હેં ખાસ કરીને બે મ્હોટી ખામિઓ જોઇ છે; વખાણવા લાયક અભ્યાસ કરી ઊંચાં ધોરણો સુધીની કેળવણી પામેલી સ્ત્રીઓ પોતાની ઓછી કેળવાયલી બ્હેનોને હજી સુધી કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડેલી જોવામાં આવી નથી; અને બીજું, હાલ જેને જનસમૂહ સારી કેળવણી કહે છે તે ધોરણો સુધી અભ્યાસ કરી પસાર થયેલી બાળકીઓનું પોતાનાં ઘરમાંનું વર્તન કોઇ પણ રીતે ખાસ વધારે સારૂં થયેલું મ્હારી નજરે પડતું નથી."

"જો ત્હમે એમ કહો છો તો પછી મ્હારે ત્હમને પૂછવું પડશે કે ત્હમે હાલની યુવકોની કેળવણીની રીતિ સામે પણ વાંધો લેતાંજ હશો." જગન્નાથે સવાલ કર્યો.

"હા જી." પ્રબોધચન્દ્રે કહ્યું, "પણ ત્હેનો હાલ ઉપાય નથી. એ કેળવણી જેવી હોય ત્હેવી પણ આપણાં બાળકોને આપ્યા વિના ઉપાય નથી, કારણ ત્હેમના નિર્વાહનો મ્હોટો આધાર ત્હેના ઉપર છે. પરન્તુ સ્ત્રીઓની બાબતમાં ત્હેવું કાંઇ નથી. સ્ત્રીઓને કેળવણી

આપી, સારી માતાઓ, સારી પત્નીઓ, સારી ગૃહિણીઓ બનાવવી એ આપણો હાલ પ્રથમ હેતુ છે: પછી કદાચ કોઇને ગરિબાઇને લીધે, વિપત્તિને લીધે, પોતાની કેળવણી ઉપરજ આજીવિકાનો આધાર રાખવાની ફરજ પડે એ જૂદી વાત છે; પણ સામાન્ય રીતે આપણો મુખ્ય આશય–સ્ત્રીઓનાં હૃદયોની ઉન્નતિ, આપણાં ગૃહરાજ્યોનો સુધારો, આપણી સંતતિમાં સદ્‌ગુણોનો વિકાસ,–એજ છે; એટલે દોપભરેલી કેળવણી સ્ત્રીઓને આપવી ફરજિયાત નથી; મ્હારા નમ્ર અભિપ્રાયમાં તો સારૂં ગૃહશિક્ષણ તેથી શ્રેય છે.”

“ના ના. હું એટલે બધે અંશે તો ત્હમારા મતનો નહિં થઇ શકું, જોકે ત્હમે ક્‌હો છો ત્હેનું સત્ય તો મ્હારે માન્ય કરવું પડે છે જ.” જગન્નાથ બોલી ઉઠયો, “કોઇ ન હોય ત્હેના કરતાં થોડું હોય તે શું ખોટું?–કેમ નવીનબાબુ, ત્હમે કાંઈ બોલતા નથી?”

“નવીનબાબુ શું બોલે?” ઇન્દિરાએ મ્હોં મલકાવીને કહ્યું, “ત્હેમના અને ત્હેમના મિત્રના મત જૂદા ભાગ્યેજ હશે!”

નવીનચન્દ્ર જરા હસ્યો. “ઈન્દિરા, મ્હારે ને પ્રબોધચન્દ્રને ઘણી બાબતમાં મતભેદ રૂહે છે; પણ અત્યારે તો નથી, એમ મ્હારે કબૂલ કરવું પડશે. ત્હમારો અને બાળાનો અનુભવ એ બંનેનું મિશ્રણ કરતાં, તથા–” રસિકભાઇ તરફ નજર કરી ત્હેણે કહ્યું, “આ ગૃહસ્થનો મત અને અમારા બધાના અભિપ્રાય–એ સર્વના પરિણામ રૂપે સ્ત્રીકેળવણીની કોઈ સારી પદ્ધતિ બનાવી શકાય તો ખરીજ એમ મ્હારું માનવું છે.”

“એટલું તો મ્હારે પણ મંજુર છે.” રસિકભાઇએ ગજવામાંથી ઘડિઆળ ક્‌હાડીને જોઇ. “ઓહો! ચાર વાગી ગયા! મ્હારે જરા કામ છે એટલે જવું પડશે.” ઉઠતાં ઉઠતાં તે બોલ્યો.

“ઇન્દિરા! આપણે પણ રસિકભાઇને ત્યાં થઇ દેવીમન્દિર જ-

વાતું છે; ત્હમને સાંભરે છે કે નહિં?" નિર્મળબાળાએ પૂછ્યું. "હા." ત્હેણે જવાબ દીધો, "ચાલો ત્યારે આપણે પણ ઉઠીએ."

**૨. દેવીમન્દિરમાં મહાદેવી:**

યોગિનીમહાદેવી દેવીમન્દિરના એક અંદરના ખૂણામાં આવેલી ન્હાની સરખી ઓરડીમાં બેઠાં હતાં. હાથમાં માળા ચાલ્યા કરતી હતી; તથા આંખ્યો બંધ અને મન ધ્યાનસ્થ હતું, તે એક મૃગચર્મ ઉપર પાછળની ભીંતને અઢેલી બેઠાં હતાં.

"માજી! માજી!" એક પૂજારણે બારણા આગળ આવી, મ્હોટા અવાજથી કહ્યું, "માજી! ત્રણ ચાર ભક્તજન દર્શનની ઇચ્છા રાખે છે, આજ્ઞા હોય તો ભીતર પ્રવેશ કરવા દઉં."

"મહાદેવીએ આંખ્યો ઉઘાડી; "મુરલીમૈયા, એમને પધારવાનું ક્હો."

મુરલી પાછી ગઇ અને થોડીવારમાં નિર્મળબાળા, ઈન્દિરાબાઇ, સરસ્વતી અને સુશીલાએ અંદર આવી મહાદેવીને પ્રણામ કર્યો, અને સામું એક બિછાનું પાથરેલું હતું ત્હેના ઉપર તે બેઠાં.

"ભગવતી ત્હમારું કલ્યાણ કરો!—સર્વ કુશળ તો છો ના." યોગિનીએ પૂછ્યું; "શ્રીમતીમૈયા, ત્હમારા દર્શનની બહુ ઇચ્છા હતી; આ સર્વ મૈયાઓ પણ ત્હમારા મંડળમાંનીજ હશે."

"માજી," નિર્મળબાળાએ જવાબ દીધો, "ત્હમારો પ્રેમ જેટલો પવિત્ર છે તેટલોજ ગાઢ જોઇ મ્હને દરવંખત ત્હમારાં દર્શનની ઉત્કંઠા વધ્યાં કરે છે. આ ઈન્દિરા જગન્નાથનાં પત્ની છે અને અમારી મહિલાસમાજમાં તેઓ આગળ પડતો ભાગ લે છે; અને આ સરસ્વતી રસિકભાઇનાં બ્હેન તથા આ સુશીલા એમનાં પત્ની થાય અને આપણી બાળપ્રજામાં ચારિત્ર્યનો વધારો,—તે દિવસ જે પ્રબોધચન્દ્ર વિષે નવીનબાબુ વાત કરતા હતા, તે આ સરસ્વતીના પતિ.

આ બંને બ્હેનો અમારા મંડળમાં તો નથી, પણ એમના હૃદયસુવાસ અને અમારી મનોવાંચ્છના ઘણે અંશે મળતી આવવાથી મ્હને એમનો સહવાસ અતિપ્રિય થઈ પડ્યો છે."

"ઘણું સારૂં," મહાદેવીએ કહ્યું, "સમાજો અને મંડળો કરતાં પણ વધારે સારૂં કામ—એ મૈયાઓ ધારશે તો—ઘેર, કુટુંબમાં કરી શકશે: ત્હમારી સમાજના હેતુ પાર પાડવાનું ધર્મક્ષેત્ર તો ગૃહભૂમિજ છે ના."

"હા. માજી; આપ ક્‌હો છો તે સંપૂર્ણ રીતે સત્ય છે, નિર્મળબાળાએ જવાબ દીધો.

"મૈયા સુશીલા, ત્હમે અને આ ત્હમારાં નણંદ મહિલાસમાજમાં દાખલ થયાં નથી ત્હેનું કાંઈ કારણ તો હશેજ!" યોગિનીએ પૂછ્યું.

સુશીલા નીચું જોઈ રહી: આ વિષય ઉપર ત્હેણે વિચારજ કર્યો નહોતો. રસિકભાઇની ઇચ્છાને અનુસરીને તથા સરસ્વતીના આગ્રહને લીધે તે વખતોવખત ત્હેની સાથે આવી ત્હેવી જગોએ—સ્ત્રીઓના મેળાવડા, કથાઓ વગેરેમાં—જતી ખરી; પરન્તુ ત્હેના ચિત્તની દૃષ્ટિમર્યાદા હજી 'હું અને મ્હારું' એ વિચારમાં—અથવા સામાન્ય સ્ત્રીઓની હૃદયવૃત્તિઓના જેવીજ અપક્વ હાલતમાંજ—હતી!

"માજી," સરસ્વતીએ ઉત્તર દીધો: "મ્હારાં ભાભીને એવી જાહેર પ્રવૃત્તિમાં ન પડવાનું ખાસ કારણ 'પતિની ઇચ્છા' એ શિવાય બીજું કાંઇ નથી—અને પતિવ્રતાને બીજું વધારે સબળ કારણ હોય પણ શું? મ્હારા ભાઈ કેટલીક બાબતમાં સુધારાવાળાઓના વિચાર આચારથી તદ્દન વિરુદ્ધ છે અને ખાસ કરીને સ્ત્રીઓ પુરૂષોની પેઠે બ્હાર પડી પુરુષત્વ ધારણ કરે એ એમને પસંદ નથી.—અને મ્હને, એવા પ્રકારની નહિં પણ, બીજીજ કાંઇ અડચણોને લીધે એ

મંડળમાં ભાગ લેવાની અનુકૂળતા નહિં હોવાથી હું ત્હેની સભાસદ નથી.”

“હા. રસિકભાઇ અને જગન્નાથભાઇનાં દર્શન મ્હને થયાં હતાં; અને એમના ઉદ્દેશ એકજ હોવા છતાં, સાધનોની બાબતમાં એમની વચ્ચે મતભેદ છે એ તો મ્હને તરતજ જણાયું હતું. ચાલો, બહુ સારૂં થયું કે આપ સર્વે મૈયાઓનાં દર્શન થયાં.” મહાદેવી બોલ્યાં.

“માતાજી, લાભ તો અમને થયો કે અમે આપ જગદંબાના પરિચયનું અમૃતપાન કરીએ છીએ,” ઇન્દિરાએ કહ્યું.

“જગદંબા તો સર્વદા હાજરજ છેને: આપણે એની કૃપાદૃષ્ટિ વિના બીજી કઇ રીતે ખરો આનન્દ પ્રાપ્ત કરી શકીએ છીએ?” મહાદેવીએ જવાબ દીધો. “ઇન્દિરા મૈયા, આપણાં સર્વનાં હૃદયોમાં શુભવાસના રૂપે એ હમ્મેશાં પ્રત્યક્ષ છે.”

“ખરૂં કૂહો છો, માજી;” સુશીલા બોલી. “મ્હારાં સાસુ–જે આપના જેવાંજ શાન્ત, પવિત્ર, અને ભક્તિમાન છે એ પણ વારંવાર એમજ કહે છે.” સરસ્વતી તરફ જોઇને ત્હેણે પૂછ્યું, “કેમ બ્હેન, ખરૂં કની?”

“હા. મૈયા; મ્હારી બા પણ એક ખરેખરી સાધ્વીજ છે,” સરસ્વતીએ ભાભીને પુષ્ટિ આપતાં કહ્યું: “મૈયા, એણે તો આપનાં દર્શન કર્યાં છે ત્યારની ઘેલી ઘેલી થઇ ગઈ છે કે ‘માતાજીની આપણે ઘેર પધરામણી કરાવો.’ અવન્તિરામભાઇને ત્યાંની કથા સાંભળનારાંમાં એ પણ અમારી સાથે આવી હતી અને આપની કહેવાની રીત તથા કથા બંને એને ઘણાંજ પ્રિય થઇ પડયાં હતાં. મૈયા, ત્હમને અવકાશ હોય ત્યારે ત્હમે કહોતો એ પણ અમારી સાથે આવશે. એનું હૃદય ઘણું કોમળ અને ભક્તિમય છે.”

“શ્રીમતી મૈયા! યોગિની બોલી, “આ સાધ્વી વિષે તો

ત્હમે મ્હને કાંઇ કહ્યુંજ નહિં હતું. સરસ્વતી મૈયા, ત્હમને સર્વને અવકાશ હશે ત્યારે હુંજ ત્હમારાં માતુશ્રી પાસે આવીશ. એવી મૈયા-ઓનાં દર્શન કરવાથીજ સર્વ પાતક નષ્ટ થઇ જાય, તો પછી એમના પરિચય વિષે તો કહેવુંજ શું? મૈયાઓ, હું તો એવી ભગવતીના અવ-તારરૂપ સાધ્વીઓનાં દર્શન–પરિચયની નિરંતર અપેક્ષામાંજ રહું છું. ક્ષણ પણ સત્સંગ ક્યાંથી?"

"ભગવતી, આપના હૃદયની ખરી ઉદારતા આપને આમ બોલાવે છે. આપને તસ્દી લેવાની જરૂર નથી; મ્હારી બા જ દર્શન માટે કાલેક સોરી અહિં આવશે." સરસ્વતીએ કહ્યું, "અમે બધાં સાથેજ આવીશું."

"ભલે, ભલે! જેવી ત્હમારી સર્વ મૈયાઓની ઇચ્છા," યો-ગિનીએ જવાબ દીધો.

"માજી," નિર્મળબાળાએ પૂછ્યું: "કાલે રાતે મ્હારે બંગલે અમારી મહિલાસમાજનો મેળાવડો છે, ત્યાં આપ પધારશો? ત્હમે હશો તો અમારા અભિલાષ વધારે વધારે ઉન્નત થશે અને ત્હમને જુદા જુદા પ્રકારની સ્ત્રીઓની હૃદયવાસનાઓ જોવાનું મળશે એમ હું માનું છું.—મૈયા, આ પ્રસંગે તો હું ત્હમને 'ના' કહેવા દેવાનીજ નથી. આ બંને બ્હેનોએ પણ આવવાની હા કહી છે; વળી સરસ્વતીનાં માતુશ્રીને પણ પધારવા હું વિનંતી કરી ચુકી છું, અને રસિકભાઇને હું કહીશ એટલે એ ઘણું કરીને તો આવ-વાનાજ. માટે આટલી તો–આ વખત તસ્દી લેવીજ પડશે."

ઘણું સારૂં, જેવી જગદંબાની ઇચ્છા!" મહાદેવીએ કહ્યું, "મ્હારી વૃત્તિઓ આવા મેળાવડાની તરફેણમાં નથી પણ ત્હમારો બોલ પાછો ફેરવાતો નથી. શ્રીમતી મૈયા, જગતનું કલ્યાણ મેળાવડા ભરવાથીજ થઇ શકાવાનું નથી તેમ માત્ર વ્યાખ્યાનોથી પણ

થવાનું નથી. સતત પ્રયાસ વિના કોઇ પણ સિદ્ધિ પ્રાપ્ત થતીજ નથી. જેમ સમારંભોમાં તેમ ઘેર રહીને પણ પ્રયત્નશીલને સર્વ વસ્તુઓ સાધ્યજ છે. અને જો સુન્દર વાંચ્છનાઓ–શુભ વિચાર આપણે ગમે ત્યાં રહીને પણ ગતિમાન ફળપદ કરી શકવાનાં, તો પછી આવી મિથ્યા પ્રવૃત્તિઓ માટે આગ્રહનું કારણ શું ?"

"માતાજી," ઇન્દિરા બોલી ઉઠી. "વાંચ્છના અને વિચાર ઉપરાંત જીવનમાં બીજું કાંઇ છે અને તે આચાર છે: અને આચારને શુભમાર્ગ વહન કરાવવામાં સત્સંગની ખાસ જરૂર છે; આવા મેળાવડા ત્હેવા પ્રકારના સત્સંગને જન્મ આપે છે."

"પરન્તુ ત્હમે એમ કહી શકશો ?"–સરસ્વતીએ ત્હેને પૂછ્યું, "ત્હમે ખાત્રીથી કહી શકશો કે ત્હમારા મંડળમાં સત્સંગજ છે ? બૂટ, સ્ટોકિંગ અને પોલકા પ્હેર્યા એમાંજ સત્સંગ આવી ચૂક્યો !–જરાતરા ઇંગ્રેજી અને જરાતરા ગુજરાતી બોલતાં વાંચતાં આવડ્યું એમાંજ સત્સંગ આવી ચૂક્યો !–ખુરશી ઉપરથી ઉઠીને ભાષણો કરવામાં, કે સભાઓ સ્થાપી ઠરાવો કરવામાંજ સત્સંગ આવી ચૂક્યો !–ત્હમારી મહિલાસમાજની પ્રવૃત્તિ વિરુદ્ધ મ્હારા વિચાર નથી. કારણ હું પણ જાણું છું કે એટલુંયે ક્યાં છે ?–પરન્તુ ખરૂં બોલાવો તો પુરુષોની સાથે હરવા ફરવામાં–જૂના વિચારના લોકોની નિન્દા કરવામાં–ત્હેમની ધર્મની લાગણીઓનું અપમાન કરવામાં–અને ઘરની ફરજો વિષે બેદરકારી રાખવામાંજ આપણા હાલના–આ ત્હમારા સત્સંગના ફળનો સમાવેશ થાય છે. યોગિની મૈયા ખરૂં કહે છે કે એ પ્રવૃત્તિઓ મિથ્યા છે. હું તો એટલુંજ જાણવા માગું છું કે આપણી મહિલાસમાજે કર્યું શું ? ત્હમે મ્હને જવાબ દેશો કે દરેક દેશની ઉન્નતિના ઇતિહાસમાં એકાદ વર્ષ એ દરિયામાં પડતા વરસાદના ટીપા જેવું છે. ભલે એમ હો; પણ સભાસદ સન્નારીઓમાંની બે ત્રણ

બાદ કરતાં બીજી કોઇએ આ બાબત ઉપર જરા વિચાર પણ કર્યો છે એ કહેવુંયે ત્હમને મુસ્કેલ પડશે. અમારૂં તો કહેવુંજ એટલું છે કે, કહો તે કરોઃ નહિં તો ત્હમારા કરતાં અમારા જેવાં સારાં કે અમે કહેતાંયે નથી અને કરી શકતાંયે નથી ।"

ઇન્દિરાએ કાંઈ જવાબ ન દીધો. સરસ્વતીનાં સત્ય વાક્યોની સત્યતા ત્હેના ન્યાયી હૃદયમાં સજ્જડ ચ્હોટી ગઇ. થોડો ઘણોયે બચાવ તો તે કરી શકત, પરન્તુ પોતાની બાજુની નિર્બળતાનો ખોટો કિંવા લૂલો-ભાગ્યો તુટયો બચાવ કરવો એ ત્હેના જીવનના ધોરણમાં ન્હોતું.

"સરસ્વતી, ત્હમે પણ હદ વાળી।" પોતાના પક્ષ ઉપરના આ સબળ ધસારાએ નિર્મળબાળાને જાગ્રત કરી દીધીઃ "ત્હમે કહો છો એટલું તો કબૂલજ છે. અમારે એ પણ મંજુર છે કે હજી સુધી અમે કાંઇ કરી શકયાં નથી. પણ તેથી ત્હમારી જવાબદારી દૂર થઈ શકે છે? ત્હમે શું કરો છો?–ત્હમે નથી કરતાં તો નહિં, પણ ત્હમે એ બાબતના વિચારને પણ નાત બ્હાર મૂકો છો?–અમારાથી કાંઈ નથી થતું, અમે ફક્ત બોલીએજ છીએ,–પણ તેથી કરીને પણ, ત્હમારા મૌન કરતાં, સ્હેજ પણ વધારે અમારી અસર નહિં થતી હોય?–બીજું, અમે જરાતરા જે કામ કરીએ છીએ તે જોઇ જોઇને પણ થોડી અસર થવા લાગી છે એતો ત્હમે પણ નાકબૂલ નહિં કરો. વળી ત્હમે અમારી સમાજના મુખ્ય દોષ કહાડયા તે ત્હેના નથી; પણ બાળાઓને મળતી કેળવણીના છે. સમાજ અત્યારસુધીમાં કાંઈ કરીજ શકી નથી એ કબૂલ છે; પણ ત્હેનાથી સ્ત્રી જીવનને કાંઈ નુકશાન થયું નથીઃ એટલે અમારા હેતુ સ્તુત્ય છે તો હવે પછી કાંઈક પણ લાભનીજ આશા રહે છે.–અને ત્હમે સર્વ, ત્હમારા આવા ઉચ્ચ મનોવિલાસ સાથે અમારા ભેગાં ભળો;–યોગિની મૈયા અમને

પ્રેરણા કરે; અને ત્હમે ભલે સભાસદ ન થશો પણ, સ્વતંત્ર રીતેયે અમે અમારી સૂચવેલી દિશાઓમાં પ્રવૃત્તિમાન થાઓ અને ત્હમારા વિચારોનો, અનુભવોનો અમને લાભ આપો તો–કહો, પછી પણ અ-મારા પ્રયાસ માત્ર સ્વપ્નરૂપજ રહેશે ?"

નિર્મળબાળાના પરોપકારી હૃદયના આ વિશિષ્ટ ઉદ્‍ગારે સર્વને ત્હેની સાધુતામાં વિલીન કરી દીધાં. "તથાસ્તુ ! મૈયા, ત્હારી આ બધી પરમાર્થવૃત્તિઓ સફળ થાઓ !" મહાદેવી બોલી ઉઠયાં. અને આમ, સ્ત્રીઓની ઉન્નતિમાં કેવી રીતે અને શી શી રીતનો ભાગ તેઓથી લઈ શકાય,–એ વિચારોમાં સર્વના હૃદયતરંગો આગળ આગળ વધતાજ ચાલ્યા.

---

## પ્રકરણ ૫ મું. આપણું ગૃહરાજ્ય !

"પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન કલેશમાં."

સ્નેહમુદ્રા.

### ૧. અવન્તિરામને ઘેર : (ચિત્રની એક બાજુ.)

"લોકનાં ઘરની પેઠે છે કંઇ ? અમારે ત્યાં વહુએ સરખી ને દીકરીએ સરખીઃ બાકી લોકને ઘેર તો વહુઓને પરસાળમાં પણ પૂ-છીને પગ મૂકવાનો !" અવન્તિરામનાં પત્ની જમનાંબા, ઓટલે બેઠાં બેઠાં, પગ ઉપર પગ ચ્હડાવી, છીંકણીના સડાકા ઉડાવતાં, પાસે બેઠેલી તથા જતી આવતી સ્ત્રીઓની સાથે દંડા પ્હોરની ગપસપ હાંકતાં બેઠાં હતાં. "ના નવી ભાભી, અમારે ત્યાં તો વહુદીકરીમાં ફેરજ નહિં."

"હા, ભાભી." જમનાંબાની આસપાસ ભરાયલી મંડળીમાંથી એક ત્રીસ પાંત્રીસેક વર્ષની વિધવાએ ટાપશી પુરી; "એ તો, બા,

આપણા ઘરમાંજ જોયું ! બાકી બધેય ઠેકાણે–આખી નાતમાં–જ્યાં જુવો ત્યાં–ઘેર ઘેર માટીના ચૂલા ! ભાઇનો એ પ્રમાણે રાખવાનો આગ્રહ તો હોય, પણ જ્યાં સુધી ત્હમે તે પ્રમાણે ઘરમાં ચલાવો નહિં ત્યાં સુધી પોથીમાંનાં રીંગણાં !–કેમ, મોંઘી, બોલતી નથી ?"

"કાકી, ત્હમે કૂહો છો તે અક્ષરે અક્ષર ખરૂં છે !" અવન્તિરામની મ્હોટી પુત્રી મોઘીએ જવાબ દીધો, "આ...જુવોને; મ્હારે ત્યાં ખાસ્સું છે; સાસુ સસરા કોઇયે નથી, ત્યારે અમારાં મ્હોટાં બ્હેન સાસુપણું કરી સાસુની જગ્યા સંભાળે છે ! ને કોઇથી એમને કાંઈ કૂહેવાય નહિં. મનમાં ફાવ્યું બોલે, ને બોલે તે ઉભાંને ઉભાં બળી જઇએ એવા બોલ !–અરે, એ તો વાતજ જવા દોને. આ આપણી જીબા ! જુવોને, એને ત્યાં ગાડાં ભરીને પૈસો છે–પણ શું પૂળો મૂકવાનો ? એક દ્હાડો જંપાવારો આવવા દેતાં નથી !"

"નવી ભાભી, એ ડોસલીને કૂહેવુંયે શું ?" જમનાંબા મિજાજ ખોતાં બોલ્યાં, "રાંડના ઘરમાં કોઇ માણસ નહિં–તાઇ, પીજીને રતનિયો !–એ ત્રણ જણ; ત્હેમાં તો છોકરીનો જીવ લેશે ત્યારે જંપશે ! ને એમના દીકરાય એવા ઉઠ્યા છે કે–'મ્હારી બાને કશું કહીશ નહિં; મ્હારી બાને કશું કૂહેવાય નહિં !'–એટલે રાંડ છોકરીનો મરો ! મ્હારા જેવી હોયને, તોજ ખબર પડે તો !"

"અરે, ભાભી !" નવી ભાભીએ કહ્યું; "આપણી છોકરીજ રાંડ એવી ત્યાં બીજા કૂહોનો દોષ કહાડવો ? ને જમાઈનું તો નામજ જવા દોને. માવડીમુખો ગોવંદ્યો !–આયડીઓમાં રહી રહીને રાંડવો થઇ ગયો છે ? આવવા દોને એક વાર અહિં, પછી એની વાત છો આ...હું તો છે ને તે,...એને ગજ ગજના સંભળાવીશ. મોંઘી, તુંયે જીઆને કાંઇ કહેતી નથી તો ! આખો દ્હાડો સાસરેને સાસરે શું ભરાઈ રૂહેવું ? એનેજ સાસરાં હશે, બીજા કોઇએ કાંઈ દેખ્યાં હશે ?" ત્હેણે એક હાથ લાંબો કરીને કહ્યું.

"કાકી; જીબા બાપડી શું કરે ! ડોશલીનાં ભાણેજાં આવે ને ભત્રિજાં આવે ! ખાવા લેવાનાં સહુ, ને કામ કરવાનું કોઈ નહિં ! એટલે ન કરે તો જાય કયાં ? એકવાર ડોશી તડુકો કરેને તો હમણાં બધી ધાડ ઓછી થઇ જાય ને જીબાના હાથમાંથી કામ ઓછું થઇ જાય !" મોંઘીએ કહ્યું.

"એંહ...મોંઘી !" નવી કાકી બોલી ઉઠયાં, "હવે તું જોતો ખરી હવેથી વાત છે ! હજી જીબા આવી નથી ને ? આજ આવે ને તો પછી એને બે ત્રણ દ્હાડા સાસરે જવાજ ન દેવીઃ ત્યારેજ રાંડોને ખબરો પડશે તો ! એવું અત્યારથી 'સાસરૂં-સાસરૂં' શું ?- બે દ્હાડા શરીરે ઠીક ન હોય ને અણગમતું આવ્યું હોય તો નયે જવાય ! આતો સાત વાગ્યા કે આ ચાલીઃ ન રૂહે પૂછવા, ન રૂહે ગાછવા-'કંઇ કામ છે ? કે આપણે ત્યાં અડચણ છે ? તે,-જમનાંબા, આજ જાઉં કે ન જાઉં ?' આતો સ્હાંજ પડી કે પોટકી બગલમાં મારીને આ ચાલ્યાં ! અત્યારથી તે એને આટલું બધું હોય ! રાંડને ધયડી કરી મૂકી છે ? હજી તો બચ્ચું છેઃ અત્યારથી સાસરાનો ભાર એને માથે નાખશે ત્યારે એની ડોશલી શું કરશે ? રાખે રસોઇયો, એનાથી ન થતું હોય તો !-માટે કાંઈ છોકરીને મારી નાંખવી છે ? જે હશે તે એનુંજ છેનેઃ ભલે એટલું ઓછું આવશે ! મ્હારી છોકરીના નશીબમાં હશે તો ઘણુંયે આવી રહેશે ! ભાભી, ત્હમે ત્હમારે એની કામકરનારી આવે તો કહી દેજો. ને ત્હમે નહિં કહો તો હું તો મ્હારે કૂહેવાની !"

"હા નવીભાભી ! ત્હમે શું ખોટું કૂહો છો ?" જમનાંબાએ કહ્યું. "બેલાશક કૂહેજો, હુંયે કૂહીશને. ઠાકોરજીનું આપ્યું ઘણુંએ છે ! પણ ભોગવવાનું લખ્યું હોય તો ને ! અરે ! એ રાંડ ડોશલી તો રાંધ્યા ધાનની વેચનારી છે. એ તે શું રસોઇયો રાખતી'તી !"

"મારે કાંઇ આપણી છોકરીને મારી નાંખવા છે?" મોંઘી બોલી. "આ–જીબા આવી! કેમ, અલી, વાર લાગી? તું તો ભલી!–ત્હેં તો હવે બહુ મોડાં આવવા માંડયું.–પાછી, દીવા થયા કે ઊભી પૂંછડીએ ન્હાશીશ!"

જીબાએ મ્હોં મલકાવ્યું: "અરે, આજ તો હું માંડમાંડ આવી છું ને તેયે ખોટું લગાડીને! માજીને આજ બપોરનો ગોળો ચ્હડયો છેઃ અત્યાર સુધી તો પાસે બેશી રહી, પણ એટલામાં રૂપાળીબા ને ધોળીબ્હેન આવ્યાં એટલે મ્હેં જાણ્યું કે એમની છાની છાની વાતોમાં હું શું કરવા આડે આવું? એટલે ઉઠીને હું મ્હારે અહિં આવી. એમને ખોટું તો લાગ્યું કે 'માજીને આવાં મૂકીને પિયર ગયા વગર શું નથી ચાલતું?' પણ મેં'કું–ત્હમે છો તે માજીને સંભાળજો–કહીને હું તો ચાલીજ આવી! ન આવું તો પાછાં ત્હમે કાઉકાઉ કરતાં વળગી પડો!" તે હશી પડી.

"કેમ અલી જીબા, રાંડ ફાટી કે?" નવી કાકીએ કહ્યું; "ત્હને કહીએ તે વળગી પડયાં કેમ? આજ તો અમે બધાંયે ઠરાવ કર્યો છે કે ત્હને આજ એ ડોસલીને ત્યાંજ ન જવા દેવી! કરશે ઘણુંય એનો માવડીમુખો–ને એની સગલીઓ! છાનું છાનું બોલાવી બોલાવીને આપવાનું તો રૂપાળીને ને નરબદીને! ને ઘરનો બધો ઢસરડો તાણે તું? આજ તો જવુંજ નથી! એને ત્યાંથી તેડવા આવશે તો હું છું જવાબ દેનારી!"

"ના. ના. કાકી, ભઇસાબ, આજ નહિં. આજ મ્હારાથી નહિં રહેવાય!" જીબા કરગરી પડી: "ઉલટી હું જેમ તેમ કરીને આવી તે ક્હેતાં નથી ને–આજ મ્હને ક્હેશો તોયે મ્હારાથી નહિં રહેવાય! માજીને શરીરે ઠીક નથી ને હું બધાંને ખોટું લગાડીને આવી છું. કાલે ત્હમે ક્હેશો તેમ કરીશ."

"અરે, કાલે શું ?" જમનાંબા બોલ્યાં, કાલે શું ? આજજ નથી જવાનું ! કાકી ક્હે છે તે શું હિસાબમાં નથી ? આજ નથી જવું. એ રાંડને જે કરવું હોય તે કરે !–રાખે રસોઇયો !–કાંઇ મ્હારી છોકરી રંધવારી છે ? એના ભાગ્યમાં હશે તે કોઇથી ખોટું થવાનું નથી. સાંભળ્યું, કાકી ક્હે છે તેમ કરવાનું છે."

"સ્હાંજે આપણે ક્હાવી દઇશું કે ત્હારે શરીરે ઠીક નથી, સમજીને જીબા," મોંઘીએ કહ્યું; "એમ શું પોચી થઇ જાય છે; એ તો સાસરિયાં–ને તો,–નબળાં દેખે તો વધારે પીલે !–સ્હામાં થયેજ પાંશરાં રૂહે."

"જુવો વળી, મ્હોટી બ્હેન, ત્હમેયે એ બધાંના ભેગાં ભળ્યાં કે ? ગમે તેમ કરો, આજ તો મ્હારાથી નહિં રૂહેવાય." જીબા આંખમાંનાં આંસુ લ્હોતી બોલી.

"ઓહોહો ! રોયાં એટલે બ્હી જઇશું ?" નવી કાકીએ ગર્જના કરીઃ "એમ રડયાં રોજે શેણે આવતાં હશે ? ત્હારે રોવું હોય વેટલું રોને; પણ આ ઘર વગર છૂટકો નથી. ને કાંઇ છડાં નથી કે કોઇનોયે ખપ નહિં પડે ! સરસુવાવડ પિયરિયાંને કહીયે કે કરો ત્હમે; ને જરા હરતાં ફરતાં–સાજાં થાઓ કે આ મ્હારો ભાયડો ને આ મ્હારું સાસરું ! એતો ઠીક છે કે છોકરાં અહિં રૂહે છે નહિંતો બધુંયે જણાત !–એંહ...ભાયડો ભાયડો શું કરી રહ્યાં છો ? આ... ભાયડો તો–ત્હમારો વાળ વાંકો થયો કે તરત–બીજી પયણીને બેસશે ને જશો ત્હમારા જીવનાં–છોકરાંનાં–ને પિયરિયાંનાં !—આમ જીવ ક્હાડી નાંખીને કામ કરો છો ને માંદાં પડશો તો ત્હમારાં સાસરિયાંમાંથી કોઈ દવા કરવા આવવાનું નથી ! તે વખત તો મા ને બ્હેન ને કાકી, બધાંયે સાંભરશે !–ભાયડોયે રાખવાનો નથી !"

"ના. ના. આજ નથી જવાનું, સમજીને જીબા;" જમનાંબાએ

હુકમ ફરમાવ્યો. " એટલી બધી તું એમની શી ઓશિયાળી છું જે! નવી ભાભી, એમને જે કરવું હોય તે કરે. હું તો એમને ત્યાંથી કોઈ બોલાવવા આવશે તો કહેવાની કે 'ડોશીથી ન બનતું હોય તો રાખે રાંધનારો!–મ્હારી દીકરી કાંઇ મ્હેં રંધવારૂં કૂટવાને પયણાવી નથી. ને એના વરનેયે જે કરવું હોય તે કરી લે!–હા...બહુ થશે તો મ્હારી દીકરીને નહિં તેડે એજ કે બીજું કાંઇ? ન તેડે તો ધર્યો રૂહે! મ્હારી છોકરીને રાંડી પાળું ને માંડી પાળું એટલું દૈવ મ્હારામાં સામરથ છે! કેમ ખોટું કહું છું, નવી ભાભી?"

પોતાની માના અસાધારણ દાબમાંજ ઉછરેલી જીઆની આંખમાંથી આંસુ ચોધાર ચાલ્યાં જતાં હતાં; કાકીના બોલ અંતરમાં ઊંડા ઊંડા ભોંકાયા કરતા હતા; તે કાંઈ જવાબજ દેઈ શકી નહિં. સાસુ માંદી હતી, ઘરમાં કોઇ માણસ ન્હોતું, સસરા પરગામ ગયેલા હતા, પતિને ખોટું લગાડીને ફક્ત એકાદ કલાક માટે પિયર આવી હતી, ને ત્યાંજ રોકાઇ ગઈ! એ ત્હેના લાગણીવાળા અંતઃકરણને ઘણુંજ લાગી આવતું હતું; પણ ઉપાય ન્હોતો, કારણ અવન્તિરામના ઘરમાં ત્હેમની સ્ત્રીનો સઘળાં ઉપર ઘણો ભારે, એક સરખો દાબ હતો.

## ૨. અવન્તિરામને ઘેર : (ચિત્રની બીજી બાજુ.)

"કાકી, આજ તો અહિંજ વાળુ કરી લેજો;"–મોંઘીના આગ્રહ ઉપરથી નવી ભાભીને જમનાંબાએ આજરાતે પોતાને ઘેર રોકી દીધાં હતાં. "બળ્યું, ભાભી,—ભઈસાબ, ત્હમારે ઘેર આવીએ શું?– ત્હમે તો ઝટ જવાજ ન દો;"–એમ કહેતાં, બબડતાં પણ તે રોકાયાં હતાં: જમનાંબા અને નવી ભાભી પાલખા ઉપર હીંચકા ખાતાં બેઠાં હતાં; અને મોંઘી જીઆની ન્હાની છોકરીને ખોળામાં થાપડતી પાસે શેતરંજી ઉપર બેઠી બેઠી, ત્હેમની સાથે વાતોના ગપગોળા ગબડાવતી હતી. એટલામાં કમળા અને જીઆ આવીને ત્હેની પાસે

બેઠાં. જીબા તો વાળુ કરવાનીજ ન્હોતી પણ માનો અને કાકીનો હુકમ ત્હેને પાળવો પડયો હતોઃ એ અને કુમળા સાથે જમી ઉઠયાં ને દસ્તુર મુજબ પાલખા આગળ ભરાતી કચેરીમાં-મને, કમને પણ,- આવીને હાજર થયાં. હમ્મેશના રિવાજ પ્રમાણે કુમળાએ પાનની બીડીઓ કરવા માંડી.

"કુમળા ભાભી," મોંઘીએ પૂછ્યું, "અલ્યાં સરસ્વતીએ ત્હમારી બ્હેનની વીંટી ચોરી'તી ને શું? ત્હમે તો વાતે ન્હોતી કરી? કાકી, એતે કેમ ખમાય? સાળું, ઘરનાં માણસે ચોર!"

"કોની વીંટી ચોરી'તી?" જીબા બોલી; "સરસ્વતી વીંટી ચોરે! જાઓ જાઓ, મ્હોટી બ્હેન! હું તો એવા ત્હમારા તડાકા માનવાનીજ નથી."

"ત્યારે પૂછયને, આ રહ્યાં કુમળા ભાભી, ત્હેમને!" મોંઘીએ જવાબ દીધોઃ "હું ખોટું કહીશ, પણ એતો નહિં ક્હેને."

"હેં કુમળા; મોંઘી ક્હે છે તે ખરૂં છે?" જમનાંબાએ પૂછ્યું.

"ના ના. ચોરે તો શું? કાંઈ આડી અવળી પડી હશે, તે લલીના હાથમાં પાછી આવી. મ્હોટાં ભાભી શું ચોરે? લોકોને તો કાંઈ ધંધોજ નથીઃ વીંટી ખોવાઇને પછી જડી, તેટલામાં હજ્જારો ગપ ઉરાડી!"

"વાહરે, કુમળા ભાભી!" મોંઘી કપાળનાં તલ્લૈયાં અને આંખો ચ્હડાવી બોલી; "વાહરે, આજેતો મ્હનેય પણ ઉડાવવા માં-ડીને શું? આ...ત્હમારી લલિતાએ આ વાત કરીને મ્હેં કાનોકાન સાંભળી. ક્હો હવે, કરો કબૂલ. સરસ્વતીની ઝાંપીમાંથી નીકળી ત્યાં સુધીની વાત આખી નાત જાણે છેઃ ત્હમારે છાનું રાખવું હોયતો ત્હમે જાણો! બાકી એ તો છેજ એવી મિનીમુખી!-એના કરતાં તો ત્હમારી ન્હાની ભાભી ઘણી સારીઃ પણ હું જાણું છું તો-જે ત્હમને મ્હોટીનું વધાર લાગે છે!"

"મ્હોટીબ્હેન, જે કૂહે છે તે ખાંડ ખાય છે ખાંડ !" જીઆ સરસ્વતીનું ઉપરાણું લઈ બોલી ઉઠી: "સરસ્વતીને શી ખોટ છે જે લલિતાની વીંટી લે? એના રુપિયા એને નામે છે ત્હેનું વ્યાજ મહિને પચીસ–ત્રીસ રુપિયા જેટલું આવે છે ને ઘરેણાં ગાંઠાં તો ડોશીનાં બધાં એનેજ આપ્યાં છે! એને શી કમી છે જે...? ભાભી, માઠું લગાડશો નહિ પણ એના પિયરમાં રુપિયા છે એટલા બીજા કોઇને ત્યાં પૈસાયે નહિં હોય! ને એનો ભાઈ તો એને શી વાત જાણે છે."

"ગમે તેમ હોય, પણ વીંટી લીધાની વાત તો ખરીજ છે," નવી કાકીએ કહ્યું. "એંહ...જીઆ! ગમે તો એ ને એનો ભાઈ લખેશરી હશે પણ વીંટી તો એણેજ ચોરી! પૈસો તો હોય પણ જીવ નાદાર હોય તે ક્યાં જાય? મ્હેં તો ત્રણ ચાર જગોએથી એની એ વાત સાંભળી! કમળા હવે કેમ બોલતી નથી?"

"શું બોલે?" મોંઘી બોલી ઉઠી: "ખરૂં હોય તે કાંઇ ખોટું પડાય એવું છે? એંહ...એ સરસ્વતી–ને તો–ડાહીડમરી થઇને ફરે એટલું એજ: બાકી એતો છે તે છે! હું તો કી દ્હાડાની એને ઓળખું છું."

"કોણ જાણે, બા, ત્યારે;" જીઆએ કહ્યું, "ભાભી કૂહે તે ખરૂં. બાકી સરસ્વતીના જેવી ભલી અને ડાહી તો આખી નાતમાં કોઇકજ હશે."

"ન્હાની બ્હેન, હું તો ખરૂં કહું છું કે વીંટી ચોરાઈ કે ન ચોરાઇ તે વિષે હું કાંઈ જાણતી નથી; જે જાણતાં હોય તે ખરૂં!–બાકી વીંટી ખોવાઇ'તીયે ખરી ને જડીયે ખરી–તે તો હું કહું છુંજ ને."

એવામાં ઘડિયાળમાં કડંગકડંગ અગિયાર ટકોરા વાગ્યા.

"ઓહો, અગિયાર થયા? આપણે ત્યાં હમણાંની બહુવાર થાય છે," મોંઘીએ કહ્યું. "કુમળા ભાભી આવ્યાં ત્યારેજ આઠ સ્હાડા આઠ થયા હશે! એટલે પછી વાર થાયજ ને."

"હા. કુમળા, તું હમણાં હમણાંમાં બહુ મોડી મોડી આવે છે," નવી કાકી બોલી ઉઠયાં. "જો, બા, જરા વ્હેલાં આવતાં રહીએ; એમ પિયરઘેલાં થઈ જઇએને, તો વાજ આવીએ; એ તો બીજાંને ફાવે! ભાભીનાથી હવે નીબજતું નથી ને આ છોકરીઓતો ઘડીમાં હોય ને ઘડીમાં નહિં. માટે જરા વ્હેલાં આવતાં રહીએ."

"કાકી, હું આવ્યા પછી સ્હાડા સાત થયા'તા," કુમળાએ જવાબ દીધો; "હું તો છ સાત વાગતામાં અહિં આવીજ જાઉં છું. ત્યાં કામ હોય ત્યારે–વખતે વાર થાય, બાકી હું તો ત્યાં રૂહેતીજ નથી."

"જો, જમનાંબા, મ્હને ભાભી જૂઠી પાડે છે! આજ તો ત્હમે બધાંએ હતાં. કહો, કાકી, ભાભી આવ્યાં ત્યારે કેટલા થયા'તા?" મોંઘીએ પૂછ્યું.

કોઈ બોલ્યું નહિં પણ નવી કાકી ત્હેની વ્હારે આવી પ્હોચ્યાં. "વહુ! છ થાય કે સાત થાય કે આઠે થાય! પણ આટલું કહીએ છીએ ત્હેમાં ચટકો શેનો લાગે છે? હા. હા. આજ મોડાં આવ્યાં'તાં! વળી ખરૂં કૂહેવું ત્હેમાં ખાર શાનો?–એમ કાંઇ નૂણંદો ત્હમારા જહાસા સાંખી રૂહેવાની નહિં. સમજ્યાંને."

"પણ નવી કાકી હું બોલી છું જે, ત્હમે આટલું ખોટું લગાડો છો ને આમ બોલો છો?" કુમળા ગળગળી થઈ જઈ બોલી.

"અલી, એમાં કાકીએ શું કહ્યું તે રોઇને ઓશિયાળાં કરે છે?" જમનાંબાએ જરા તપી જઈ કહ્યું, "એમાં એમણે શું ખોટું કહ્યું? આપણા મનમાં કે કોણ બોલે?–નવી ભાભી, મ્હારે મન તો

વહુ દીકરીમાં જરાયે ફેર છે ? હું જાણું જે વહુ તે શી વાત !–પણ આતો મ્હોમાં આંગળાં ઘાલીને બોલાવવાનું કરે છે !–આ...લ્યોને, બઇ પૂછો તો, મોંઘીએ શું ખોટું કહ્યું ?–દરરોજ બપોર થયા કે આ ચાલી પિયર ! નિત નિત પિયર જઇને કરવું છે શું ? કાંઇ ઘોડિયામાં રમતી તો નથીને કે માનું ધાવણ સુકાઇ જશે ! બોલતાં નથી ત્યાં સુધી ?–બપોરે જમીને જાય છે તે રાતે વાત ! એમ છે કે ઘરમાં સંભાળવું છે કે જોવું છે કે વીણવું ઝાટકવું છે ? બીજું કામ શું છે, બાઇ ?–પાણી ભરવા કે વાસણ માંજવા તો બેસવાનું કોઇ કહેતાં નથી ? ન બોલ્યાં એટલે ફાવી ગયું ! એ તો આ ઘરમાં છો ત્હેમાં નણંદો અને કાકીજી, બધાંને સામા જવાબ અપાય છેઃ બીજે હોત તોજ ખબર પડત તો !

" પણ, બા, હું શું બોલી છું. ભઇસાબ ? " કમળાએ રોતાં રોતાં પૂછ્યું. " ત્હમે કહો છો તેમ તો કરૂં છું; હવે તો મ્હારા નશીબનો વાંક ! "

" અમે કહીએ છીએ તેમ કરનારી મ્હોટી જોઇ હોય નહિં તો ! બહુ કામ કરનારી, એ તો દીઠી ત્હને ! સાળું ભાગીરથીનું આખું પેટજ એવું ! ગમે તેટલું કરોને. ચાલ, ઠીક ત્યારે,–હવે કાલથી તું મ્હારી રજા વગર પિયર કેવી જાય છે, તે તો જોઉં ? ન બોલ્યાં–ન બોલ્યાં એટલે મ્હડી ગઇ ! સ્હામા સવાલ જવાબ શા કરવા ? "

વહુના ઉપર ઠપકાની–મ્હેણાંટૂણાંની ' પસ્તાલ ' પાડવામાં નવી ભાભી અને મોંઘી પણ સામેલ થઇ ગયાં અને એમની એમ–એવીને એવી–વાતોમાં બાર પણ થયા !

જીઆ તો ક્યારની ઉઠીને પોતાની પથારીમાં જઇ સૂઇ ગઈ હતી; ને હવે કમળા પણ ત્યાંથી ઉઠીને ગઈ. પણ આ વાતોની લ્હેર તો લાંબો વખત સુધી ચાલ્યાંજ કરી !

### ૩. અવન્તિરામ સુધારકનું કુટુમ્બ :

સરકારી વકીલ અવન્તિરામ મેદિનીરામ શહેરમાં અને દેશમાં એકસરખી રીતે જાણીતા થયેલા વિદ્વાન્ અને સંસારસુધારક હતા. સંસારસુધારાના ફેલાવા માટે ઉત્પન્ન થયેલી અને જન્મ પામતી સર્વે સંસ્થાઓના તેઓ મુખ્ય સહાયક હતા, અને ઘણુંખરાં સાર્વજનિક કામોમાં આગળ પડતો ભાગ લેનાર ગૃહસ્થ તરીકે સરકારમાં તેઓ જાણીતા થયેલા હતા. ત્હેમની પ્રકૃતિ ઉગ્ર અને તામસી હતી; આથી પોતાના ઘરમાંનાંને તથા જેઓ કમનસીબથી ત્હેમના તાબામાં આવ્યા હોય તે સર્વે મનુષ્યોને તેઓ ત્રાસદાયક થઇ પડતા. પરન્તુ ત્હેમનું અન્તઃકરણ ઉદાર અને પરોપકારી હતું તેથી કોઇને ખરાબ કરવાની વૃત્તિ ત્હેમાં નજરે પડતી નહિં. પોતે સુધારાવાળા, એટલે સઘળા જૂના વિચારના લોકોને પોતે દુષ્મન ગણતા, અને વખતે લાગ આવ્યે ત્હેમને–પોતાનાથી વિરુદ્ધ અભિપ્રાયના થવા માટે–નશિયત આપવા ચૂકતા નહિં. દોષ તો ત્હેમનામાં ઘણાય હતા–અને દુર્ગુણ બહુ ન્હોતા –તેમ સદ્‌ગુણનું અસ્તિત્વ ત્હેમની પાછળ પણ સ્વીકાર્યા વિના ચાલે તેમ નહતું, જોકે આ બાબતમાં ત્હેમના મિત્રો–વખાણનારાઓ અને વિરુદ્ધ પક્ષના માણસો તથા ત્હેમની ઇર્ષ્યા કરનારાઓ વચ્ચે બહુજ મતભેદ રહેતો. એ બધુંય હતું. પણ એક ગુણ એવો હતો કે જેને લીધે તે સરકારમાં સન્માન પામતા, પોતાના પક્ષમાં પૂજાતા, અને લોકોમાં વંદનીય ગણાતા; આ ગુણ એ એમનો દૃઢ–આગ્રહી સ્વભાવ હતો. સંસારસુધારકોમાં ભળ્યા એટલે ભળ્યાજ ! એમને માટે કોઈ વચલો રસ્તો હતોજ નહિં. અને ખરેખર સંસારસુધારકોને એ ન હોત તો મ્હોટી ખોટ પડયા વિના રહેત નહિં. આગ્રહથી દરેક કામ માથે લેતા; અને હાથ નીચેનાં માણસોનું ગમે તે થાય–આખી દુનિયાનું પણ ગમે તે થાય, પણ આગ્રહથી તેઓ તે કામ પૂરૂં કરતા.

અવન્તિરામે પોતાના ઘરમાં પોતાની સર્વ સુધારાની લાગણીઓ, વૃત્તિઓ દાખલ કરી દીધી હતી. ત્હેમનાં પત્ની જમનાંબા ત્હેમાં ભળે ત્હેવાં ન્હોતાં; છતાં પણ અવન્તિરામે નિશ્ચયપૂર્વક તેમને મંદીર દર્શન કરવા જતાં બંધ કરી દીધાં, ઠાકોરજીને કબાટમાં પધરાવી દીધા, બૂટ સ્ટૉકીંગ પ્હેરીને મિટીંગો અને મિજલસોમાં જતાં કર્યાં; જ્યાં ત્યાં એમને નામે સારી સારી રકમો ભરી ત્હેમનું નામ બ્હાર પાડી દીધું અને પોતે જેમ બ્હાર બોલતા તેમ ઘરમાં પોતાનાં પત્ની પણ કરે તેટલા માટે દરરોજ ભાષણો કરી કરીને ત્હેમના મન ઉપર ત્હેમણે,—પોતાના માન્યા પ્રમાણે,—સજ્જડ અસર કરી દીધી હતી. જો કે આ અસર અવન્તિરામને તો સંતોષકારક થઇ શકે તેટલી ન્હોતી, પરન્તુ સામ, દામ, ભય અને ભેદ—આ ચારે યુક્તિઓની ત્હેમણે અજમાયશ કરી ચૂકેલી હોવાથી—પરિણામ એ આવ્યું, કે જમનાંબાની ગરમ અને તીખી પ્રકૃતિ પણ થોડે અંશે બદલાઇઃ છોકરાં,—મનન્તરામ, (મનુ) મોંઘી, અનન્તરામ (અનુ) અને જીબા,—તથા ભાણેજ ટીકો અને ત્હેમનાથી ન્હાનાં બધાં બાળકો ઉપર ઓછી વધારે અસર થઇ, અને એટલું તો થયુંજ કે બધાં સુધારાનો ડોળ કરતાં શીખ્યાં!

અવન્તિરામનું ધાર્યું ન થયું ત્હેનાં અમુક કારણ હતાંઃ ત્હેમનો ધંધો એવો હતો કે તેઓ ઘરસંસારની બાબતોમાં જોઇતું લક્ષ ભાગ્યેજ આપી શકતા; પત્નીને પ્રથમથી યોગ્ય પ્રકારની કેળવણી નહિં મળવાથી તથા તેને બિનકેળવાયલી, ખરાબ સ્વભાવની, જ્ઞાતિની બીજી સ્ત્રીઓનો વધારે સહવાસ રહેવાથી તે ત્હેવીને ત્હેવી રહી,—અન્તઃકરણ સુધર્યું નહિં અને જે સુધારાનો દેખાવ થયો તે ડોળ માત્રજ હતો! માતા જ્યાં સારી રીતે કેળવાયલી નહિં ત્યાં બાળકો ક્યાંથી સારાં હોય?—ફેર ફક્ત જીબામાં પડયો અને ત્હેનું કારણ

પણ એજ હતું કે ન્હાનપણથી તે પિતાના પડખામાં ઉછરવા પામી હતી. બાકી પત્ની અને પુત્રપુત્રીઓ,–સર્વ, અવન્તિરામના હાથથીજ સુધરેલા મંડળમાં ભળેલાં જણાતાં;—ત્હેમનાં મનક્ષેત્રમાં સુધારાનાં બીજ પણ રોપાયલાં ન્હોતાં. "સુધારાનો અર્થ સર્વ પ્રકારની છૂટ; સુધારક હોવાથી સંધ્યાપૂજા કરવી પડતી નથી,–ખાવા પીવામાં છોછ રાખવાની જરૂર રહેતી નથી,–મરજી પડે તે પ્હેરવું, દિલ ચ્હાય ત્યાં જવું આવવું અને મનની મોજ પડે તેમ કરવું,"–એ એક શાસ્ત્રી મહારાજે પોતાના ભાષણ–વ્યાખ્યાનમાં 'સુધારા'નો ચાલુ અર્થ (!) સૂચવ્યો હતો, ત્હેના એક દૃષ્ટાંત રૂપે અવન્તિરામનું કુટુમ્બ નજરે પડતું હતું.

હમણાં હમણાંમાં અવન્તિરામ પોતાનાં પત્નીને પોતાના મત પ્રમાણેજ ચાલનારાં માનતા થયા હતા, જેથી, ગૃહરાજ્યની વ્યવસ્થામાં તેઓ ભાગ્યેજ વચ્ચે પડતા.

બધું કુટુમ્બ સ્હવારમાં ચ્હા પીવાને એકઠું થયું હતું: આડાં અવળાં ગપ્પાં ચાલતાં હતાં. એવામાં મનન્તરામ નીચે આવ્યો.

"પિતાજી, મહાદેવીએ શ્રીમતીને સાંના મેળાવડામાં આવવાનું કબૂલ કર્યું છે, એટલે હવે ઓર ગમ્મત પડશે. કેમ જમનાંબા ખરૂં કની? એમનું વ્યાખ્યાન લખી લેવું જોઇએ."

"હેં મનુ, કોણે કહ્યું?" અવન્તિરામે પૂછ્યું, "મહિલા સમાજમાંતો આવવાની એમણે ના કહી હતી."

"હા પિતાજી," ત્હેણે જવાબ દીધો. "એમણે નાજ કહી હતી; પણ મિસ. ઠાકુર, ઇન્દિરાબાઈ અને રસિકભાઇનાં બ્હેન તથા વહુ એમને મળવા ગયાં'તાં, ત્યાં મિસ. ઠાકુરના આગ્રહ ઉપરથી એમણે આવવાનું કબૂલ કર્યું. પિતાજી, એમનું ભાષણ આપણાથી નહિં સંભળાય; કારણ કે બૈરાંઓ જૂદી જૂદી રાખવાની ગોઠવણ થઇ કહેવાય છે."

"નહિં સંભળાય તો જોઇશું, કોઇ પાસે લખાવી લઇશું," અવન્તિરામે કહ્યું. "ઠીક છેઃ તું નવીનબાબુને ત્યાં જઇ શું વ્યવસ્થા છે તે તપાસ કરી આવજે અને જરૂર હોય તો ત્હમે બધાં એમને મદદ કરવા પણ જજો, સમજ્યો." ત્હા પી અવન્તિરામ અને મનન્તરામ ઉઠયા. ત્હાનાં વાસણ ખશેડયાં ને જરા વાર થઈ નહિં એટલામાં લલિતા ઘરમાં આવી અને સ્ત્રીવર્ગ બેઠો બેઠો પાન-સોપારી ખાતો હતો ત્યાં જઇ બેઠી.

"આવ્ય, લલિતા, તું અત્યારમાં ક્યાંથી ભૂલી પડી?" જ-મનાંબાએ પાસેની રકાબીમાંથી પાનસોપારી ત્હેને આપતાં પૂછ્યું, "કેમ ત્હારી જી અને બધાં ખુશીમાં છે ને."

"હા. જમનાંબા," લલિતાએ જવાબ દીધો. "મ્હારી જીએ મ્હને ત્હમારી પાસે મોકલી છે. અમારી ધનકોર માશીની ભાણીના આજ ચાંલ્લા કરવાના છે. તેથી જો ત્હમે કમુને ત્યાં આવવાની રજા આપો તો સારૂં, એમ મ્હારી જીએ કૂહાવ્યું છે.—ત્હમારેયે લ-લના જતાં ખરેખરી ખોટ પડી ગઇ છે," તે બોલતે બોલતે ગળ-ગળી થઇ ગઈ ને આંખમાંનાં આંસુ લ્હોવા લાગી; "લલના જેવી તો છોકરી નહિંજ થાય, પણ શું કરવું, ઈશ્વર આગળ કાંઇ ઉપાય છે? ઠાકોરજી રાખે તેમ રૂહેવાનું છે—ધનકોર માશીનું કાંઇ લોકનું ઘર છે? એટલે જીને એમણે બહુ આગ્રહ કર્યો ને એ પંડે ત્હમારી પાસે આવતાં'તાં. પણ જીએજ ના કહી. એમણે કહાવ્યું છે કે, વારૂ, બે વાનાં પ્હેરી ઓઢીને નીકળવા જેવું તો ક્યાં છે?—આ કાંઈ ખુશીના દ્હાડા છે?—પણ જરા ત્યાં આવે તો માશીને સારૂં લાગે. કમુ-થીયે ક્યાં ખવાય છે, કાલે એને ઢગલા તાવ આવ્યો'તોઃ પણ, વારૂ, જે બે કોળિયા મ્હોંયે લાગે તે ખાય. માટે ત્હમે કહો તો હું વખત થાય ત્યારે તેડવા મોકલું.

"હું ક્યાં ના કહું છું બા," જમનાંબાએ કહ્યું. "આ રહી ત્હમારી કમળા, એને આવવું હોય તો મ્હારા તરફની તો કોઇ દહાડો ના જ નથી. મ્હારે તો જેવી મોંઘી–જીબા, ત્હેવી એ છે."

"ત્યારે હું એને કહું આવવાનું?" લલિતાએ પૂછ્યું. "ક્હેને બા, એને મોજ આવે તેમ કરે ને મન ફાવે ત્યાં જાય. આપણી તો કોઇ બાબતની ના જ નથી. કેમ નવી ભાભી, બોલતાં નથી?"

"ખરૂં ક્હો છો ભાભી," ત્હેણે જવાબ દીધો. "લલિતા, બા, ત્હારી બ્હેન આવતી હોય તો ખુશીથી લઇ જા. અમારે તો કાંઇ વાંધો છેજ નહિં."

"પણ એમ ત્હમે છૂટી પડતો જવાબ દો તે કેમ ફાવે? –એમ તે એ આવે પણ ખરી? ત્હમે ક્હો કે જા, તો આવે." લલિતાએ આગ્રહપૂર્વક કહ્યું.

"કમળા, ત્હારે જવું હોય તો જજે, ત્હારાં ધનકોર માશીને ઘેર!" ધાંટો પાડીને જમનાંબા બોલ્યાં: "લે થયું, હવે મ્હારો કાંઇ વાંક છે?"

લલિતા તો આમ એને નાટક કરતી જોઈ સ્તબ્ધજ થઇ ગઇ!

"શું છે?" એટલામાં અવન્તિરામ ચોકમાં આવેલા, ત્હેમણે આમાંનું થોડુંક સાંભળેલું હોવાથી પૂછ્યું,–"આ બધું શું છે?" "ઉભા રૂહો, હું આવીને કહું છું." જમનાંબા બ્હાર આવ્યાં: "એ તો એમ છે કે આપણી લલનાને ઠેકાણે ધનકોર ડોશી પોતાની ભાણીનો વિવાહ કરે છે ને વહુની માએ લલિતાને મોકલી છે કે વહુને ત્યાં જમવા જવાની છૂટ કરો. રાંડને પૂછાવતાં શરમે ન આવી? આવું બેશરમ થઇને પૂછાવે ત્હેને ક્હેવુંયે શું? એટલે મ્હેં તો કહ્યું કે વહુને જવું હોય તો જાય–હું ક્યાં ના કહું છું!–પણ જવાની છે ક્યાં? કૂટાવા દોને! આપણું શું જાય છે?–વહુનું લાગ્યું એ ભોગવી

લેશે ?–આપણેયે માણસ ભાગ્યું છે કે લાકડું ?" ત્હેણે ધીમેથી બધી વાત કહી.

"પણ એમાં કમળાનો શો વાંક ?" અવન્તિરામે ગંભીર સ્હેરે કહ્યું, "લલિતાને ચોખ્ખું કહી દો કે નહિં આવે: ત્હેમાં ચોળાચોળ શી ? મ્હને એ પસંદ નથી, સમજ્યાં. એની માએ પૂછવા મોકલ્યું ત્હેમાં વહુને બિચારીને મ્હોંયે ના કહેવડાવીને મુસ્કેલીમાં શા માટે મૂકવી ?"

પતિની આજ્ઞાની મ્હોંયે અવગણના કરતાં જમનાંબા ઘણા વખતથી ભૂલી ગયાં હતાં. તેથી મનને ગમે તેટલું ન્હોતું ગમતું તોપણ કાંઇ બોલાયું નહિં અને લલિતાને ચોખ્ખો જવાબ આપવો પડયો. પણ પછી કેટલાક વખત સુધી, તેના તે વિષય ઉપર કમળા અને ત્હેનાં પિયરિયાં વિરૂદ્ધની ચર્ચા, ચાલુ ને ચાલુજ રહી !

### ૩. ભાગીરથી અને લલિતા:

સ્હવારના નવ વાગવા આવ્યા હતા, પણ હજી રસોડામાં અંધારૂં હતું. ભાગીરથી ન્હાવા બેઠાં હતાં, એવામાં લલિતા ઘેર આવી.

"શું થયું ?" ભાગીરથીએ પૂછ્યું. "ના કહીને ?"

"બીજું શું કહે; એ રાંડનું નામજ બાળ્યને." લલિતા ગુસ્સામાં બોલી ઉઠી. "જી, હું તો ત્હને સાફ કહું છું કે આપણે તો એને ઓટલે પણ પગ મૂકવાનાં નથી. ફઇનું સાસરૂં છે તો ભલે રહ્યું, ને જ્યારે એનું ઘર થશે ત્યારની વાત ત્યારે છે; બાકી હવે હું તોને, એ રાંડોના મ્હોં ઉપર થુંકવાનીયે નથી ? શો મિજાજ ને શી ટયડાગી ને શો આટલો બધો છાક !–કોના ઉપર ?"

"લલી, કોણ કોણ હતું ?" ભાગીરથીએ ફરીથી પૂછ્યું: "એ બે રાંડો–માદીકરીજ હશે તો ! ન્હાની તો સારી છે."

"અરે, એ મા દીકરી અને ત્રીજી પાછી પેલી રાંડ શિકોતરી નવડી!" લલિતાએ જવાબ દીધો. "જી, કોઇ રાંડો જવાબજ દે નહિં ને; એ તો સારૂં થયું કે એટલામાં કમુનો સસરો આવ્યો; ત્યારે કહ્યું કે, ત્હમે જાણોજ છોસ્તો કે એનાથી શી રીતે આવી શકાય? પ્હેલાં તો કૂહે કે, હું શું જાણું બા?–આ રહી ત્હારી બ્હેન, આવે તો લઇ જા! રાંડને વાશ નાંખું એવી છે–એવી!" લલિતા પાટ ઉપર જઇને બેઠી.

"જી, હજી રસોડામાં કેમ આમ છે? ધનકોર માશીને ત્યાં તો સ્હાંજે વખત થશે. કોઇ ન્હાયું નથી કે શું?" ત્હેણે પૂછ્યું.

"કોણ ન્હાય!–ઘરની પડી છે કોને? તું જરા બ્હાર ગઇ એટલે તરત ઘરમાં અંધારૂં!" ભાગીરથી ધીમે ધીમે–અચકાતાં અચકાતાં–જરા અકળાઇને બોલ્યાં: "નવ વાગ્યા ત્હોયે કોઇને નીચે દીઠું નહિં ત્યારે મેં'કુ મ્હારો રાંડનો છુટકો થવાનો છે? હજી શેવા કરવાની છે–રસોઇ કરવાની છે ને હમણાં ભાઇને જવાનો વખત થશે. આજ તો અત્યાર સુધી પેલાં નીચેજ ઉતર્યાં નથી, ને ન્હાની તો ક્યારનીયે છપાંચ ગણી ગઇ છે!"

"પણ જી, એમ કેમ ફાવે? ન્હાની તો છેજ એવી પ્હેલેથી, ને હવે તો એનો વાદ લઇને પેલી વાંઝણીયે એવું કરતાં શીખવા માંડી છે, હોં!" લલિતાએ કહ્યું: "જી, ત્હને શી વાત કહું; કાલ સ્હવારે ને, તે હું પથારીમાંથી ઉઠું છું તો સામે એ રાંડ ઉભેલી! મેં'કુ કે મ્હારા તો આજ ભોગ લાગ્યા: આજ ખાવાનું મળવાનું નથી. જી, થયુંયે એમજ! જોને થોડીવારમાં માથું ફુટયું, ને કાલ ન્હાનીની સાથે ઝગડો થયો તે તો થયો, ને પાછો મ્હારો ઠાકોરજી વ્હડી ગયો તેય જૂદો! એ રાંડનાં નશેત પગલાં થયાં ત્યારથી મ્હારો તો કોણ જાણે કેવી રીતે પણ–એ કાળ થઇનેજ પાછળ પડી છે!–

બળ્યું એનું નામ !—જી, તું રહેવા દે હું નાહીને ખીચડી મૂકી દઉં છું; મ્હારૂં આખું શરીર કળે છે નહિં તો દાળ ભાત શાક ને રોટલી કરી નાંખવી હેમાં તે કેટલીવાર ? તું જોને હું આમ–સપાટાબંધ કરી નાંખું છું!"

"ના બા, ના." ભાગીરથી બોલી ઉઠયાં, "ના બા, તું આવી તાવે તરફડતી ચૂલામાં પેસું ત્યારે પછી હું શું કરવાની છું જે ?–આતો, પાછલી રાત થાય છે ને કે કોણ જાણે શું થાય છે કે મ્હોંડું બધું કડવું કડવું વખ જેવું થઇ જાય છે ને ઉઠાતુંજ નથી !"

"હાય હાય, બા !—જી ! તું રૂહેવા દે; મ્હારા સમ–મ્હારા જીવના સમ !" લલિતાએ કહ્યું: "તું રૂહેવા દે, જી ! આમ ત્હારું શરીર રાતે સસડી તો જાય છે ને કોણ જાણે હજીયે તાવ હશે: એ તો તું આટલી જૂના જમાનાની છે તે ત્હારાથી થાય છે. બાકી અમે તો ઉઠીને ઉભાંયે ન થઇએ ! તું રૂહેવા દે, જી, હું શેવા ને રસોઇ બધું–આમ જોત જોતામાં કરી નાંખું છું. તું જોને !"

માદીકરીના પરસ્પર આગ્રહસંવાદનું ફળ એ આવ્યું કે ભાગીરથીએ દેવસેવા કરવી અને લલિતાએ ખીચડી મૂકી દેવી એમ ઠરાવ થયો. "પણ ભાઇને પાછી વખત થઇ જશે!" ભાગીરથીએ જરાતરા અનિશ્ચિત મનથી કહ્યું.

"એમનાં પદ્મણી નવ વાગ્યા લગી પોઢી રૂહે ત્યારે વખતે વારે લાગે !" લલિતાએ ત્વરાથી શંકાનું સમાધાન કર્યું.

ઉપર તપાસ કરાવતાં જણાયું કે સરસ્વતીને સખ્ત તાવ આવેલો હતો. પ્રબોધચન્દ્ર પાસે બેશી રહેલો હતો અને ચન્દ્રકાન્ત પણ આજ મ્હોટાં ભાભીની સારવાર કરતો ઘેરજ રહ્યો હતો.

"આ શી સાહ્યબી ?–હેં, અલ્યા નારણિયા ! ચન્દુયે ઘરમાં છે ?–જી તો આટલી હેરાન થાય છે હેના ભણી જોતોયે નથી, ને

આ જોને પૈસાવાળી ભાભીની આટલી ખુશામત! એનો પૈસો એને ઘેર ગંધાય!" લલિતા બોલી ઉઠી. "અરે, લલી! એ રાંડ આપણા ઘરમાંથી તો ચોરી ચોરીને પિયર ભરે છે ને શેનો પૈસો! એ તો બધુંયે જાણીયે છીએઃ બાપની પાસે હતું શું!—છેલ બટાઉ જેવા થઇને ફર્યા એટલે લોકો મોહી પડયા—બાકી દેવાના તો માથે દાટ વળી ગયા છે!" ભાગીરથીએ પુષ્ટિ આપી. "પણ આ ચન્દુડાને શું થયું છે? હેં લલી!—એ તો ઘરમાં આવ્યો કે 'ભાભી કયાં ગયાં?' ને 'ભાભીએ ખાધું?' ને 'ભાભીને શરીરે કેમ છે!' —એ વગર બીજું કાંઇ એને સૂઝતું નથી! એનાં બાયડી છોકરાંનીયે આટલી કાળજી નથીઃ તો પછી ત્હારું કે મ્હારૂં તો ક્‌હેવુંજ શું?"

"ક્‌હે ન ક્‌હે, જી! પણ કાંઇ એ બેમાં વ્હેમ પડતી વાત છે ને છેજ! હોં!" લલિતાએ એક નવોજ ગોળો ગબડાવ્યો.

"હેં!...એ ત્હેં કહ્યું એ તો મ્હારા મનમાંયે નહિં ને અંતમાંયે નહિં! પણ એમ હોયે ખરૂં, હોં! એ રાંડ વાંઝણી ઓછી નથી તો! શો એનો લટકો! ને શો એનો મટકો! હા, લલી, એમજ હશે હોં! ચન્દુને એણે રાંડે આંજ્યોજ છે, બીજું કાંઇ નહિં. નીકર આમ હોય!"

ગુલાબ ઘરમાં પ્રવેશ કરી આ બંને જણ વચ્ચે થતી વાતો સાંભળતી હતી તે અંદર આવી.

## ૪. ગૃહસંગ્રામ: ('આવસોઈ!')

"વાહરે, ન્હાનાં ભાભી! આ શું?" લલિતા ગુલાબને જોતાંજ તડૂકી ઉઠીઃ "ત્હમે અત્યારના પ્હોરમાં રઝળવા જાઓ છો, તે ત્હમને જીની જરાયે દયા આવે છે કે નહિં! પેલાં માંદાં થઇને સૂતાં ને ત્હમે ભટકારા મારવા બહાર ગયાં!—પછી ઘરમાં રસોઇનું શું થશે ત્હેનીયે ત્હમને ફકર છે?"

"અરે, ઘરનો દીસતું રહ્યું, પણ પોતાનો ભાયડો શું ખાશે એનીએ એને ક્યાં ફકર ચંતા છે તે !" દેરાસરમાંથી ડોશીએ લલિતાનો બોલ ઉપાડી લેતાં કહ્યું.

"બિચારી જી માંદી માંદી ઉઠીને ન્હાઇને શેવા કરવા બેસે ને હું–મ્હારે શરીરે ગમે તેમ હોય તોપણ તે ન ગણુગારી–રાંધવા ન્હાઉં પણ ત્હમે કોઇ દ્હાડો એમ કહ્યું કે 'લાવો લલીબ્હેન, ત્હમારે શરીરે ઠીક નથી તે આજ તો હુંજ રાંધી નાખીશ !'–અરે, એની તો આશાજ શી ! પણ ત્હમારી મરવાને ભોંય સુંઘતી સાસુના હાથમાંથીજ કામ મુકાવો ત્હોયે ઘણું છે ને ! એને બિચારીને રાતે ઢગલા તાવ આવ્યો'તો, ત્હોયે એનાથી કાંઇ સૂઇ રૂહેવાયું ? બીજું કોઈ હોય તો પોતાના વરની તો કાંઈ કાળજી રાખે કે નહિં રાંધુ તો ખાશે શું ?—આ...ત્હમે તો ત્હમારે ભલ્લો ઓઢયો છે !"

"એમ ભલ્લો બલ્લો કરશો નહિં, સમજ્યાં ને, લલીબ્હેન," ગુલાબનો મિજાજ માદીકરી ઉપર હાથથી ગયો ! "હું કાંઈત્હમારી કે કોઇની ઓશિયાળી નથી જે-ત્હમારાં બધાંના ડુંસા ખાઇ રહું ! મ્હારા દાદા સો વરસના થાઓ પણ એ નહિં હોય ને, ત્યારેયે હું કાંઈ ત્હમારા ઘરની લાલચ રાખતી નથી. સાંભળ્યું ને ! અત્યાર સુધીમાં મ્હેં કે છોકરાંએ ત્હમારા ઘરની રાતી પાઇ સરખી તો દીઠી નથી ને કામ હોય ત્યારે તો મ્હોટાં લખપતી !—જાણે કરી કરીને ઉંધાં ન વળી જતાં હોયની એમ પાછાં હુકમ કરવાનાં !—જાઓ, જાઓ, ત્હમારાથી થાય તે કરી લેજો—હુંતો ત્હમારાથી કે કોઇથી બ્હીતી નથી. નબોલ્યાં, ન બોલ્યાં ત્યાં સુધી ! ઘરમાં ત્હમે શું એવું કરી કરીને ઉંધાં વળી જાઓ છો તે ? ત્હમારાને ત્હમારા કળેશ કંકાસમાં મ્હારી જાત અડધી તો થઇ ગઈ પણ હજી જંપતાં નથી !—જરા મ્હારી બાને કામ હતું તે મે'ર્કુ જઇ આવું, એટલામાં તો મા ને

દીકરી બંનેયે પરિયાને પરિયા ઉકેલવા માંડયા ! જે જબરૂં થાય તે જીતે ! પેલાં માંદાં થઇને સૂતાં સૂતાં પોતાના ધણી ને દિયર ઉપર હુકમ કરે છે ત્હેને તો કોઇથી અક્ષરે ક્‌હેવાતો નથી. હું રાંડ જેટલું બને તેટલું કરૂં છું ત્હોયે મ્હારા કરમમાં તો જસને બદલે જૂતિ-ઓજ !" ગુલાબ મ્હોટો ધાંટો પાડીને રોવા મંડીઃ " મૂવાં મ્હારાં માબાપ ! જે મ્હારૂં આવાં નઠારાં માણુસો સાથે પાનું પાડયું ! એ કરનારાં–હું તો કહું છું કે–મુવાં હોય ત્યાંથી મરજો !"

" અલી ગુલાબ વહુ, આમ ફિતુર શાં કરે છે—આમ બાજં-દાવેડા ?" **ભાગીરથી** ધાંટા ક્‌હાડતાં દેરાસરમાંથી બ્હાર નીકળ્યાંઃ " અલી, આ શું વળી ફાટી કે ?—ત્હારી તો વાત હવે વધી ગઇ !"

" અરે, જી, તું જવાદેને એને," **લલિતાએ** કહ્યું. " એને તો વ્હેતી મૂકીશ ત્યારેજ પાંસરી થશેઃ ભાયડાની, જેઠની, સસરાની કોઇની શરમજ નહિં ! રાંડનું આમ કેમ ખમાય ?"

" રાંડ હોય ત્હારી સગલીઓ તે, સમજી ને !" ગુલાબે ગર્જના કરીઃ " લૂંટી લૂંટીને ઘર આખું ખાલી કરીને ભાઇઓને ભીખ મં-ગાવી–ને પાછી 'રાંડ–રાંડ' કરે છે ? 'રાંડ' તો–જેનું નશીબ ફુટયું હોય તે !–બીજાંની શેની અદેખાઇ કરે છે તે ! હા...,એતો હું ન બોલું ત્યાં સુધી, સમજ્યાં ને, નિકર ગણી ગણીને ચ્હોડું એવી છું–એમ ત્હમારા માદીકરીથી ડરી જાઉં ત્યારે તો તમારા ઘરમાં જીવવા પામુંજ શેની ? નાતમાં બધાંયે કહે છે, 'અલી ગુલાબ, ત્હારી સાસુને **લલિતા** તો સાત ઉતારનાં ઉતાર છે ! એમની સાથે અલી ! ત્હને ફાવે છે કેમ ?'...સમજ્યાંને, ત્હમારાં પરાક્રમ તો બધાંયે જાણીએ છીએ. તે એમ 'રાંડ–રાંડ' કરવાની નથી ! એ તો હુંજ આટલુંયે સાંભળી રહું છું !"

"–ઓ મ્હારી જીરે ! મ્હને કાંઇ કાંઇ થઇ જાય છે !" લલિ-

તાએ માથું કૂટયું અને ડુસકાં ભરી રોતાં રોતાં બૂમ પાડીઃ “ ઓ બાપા ! ઓ ભાઇ ! ઓ ચન્દુ ! કોઈ આવોરે ! આ રાંડ ચુડેલ મ્હારો જીવ લેશે !—ઓ જી ! મ્હને કાંઇ કાંઈ થઈ જાય છે !”

ભાગીરથી ‘ શું થાય છે, લલી !—ઓ મ્હારી બા, ત્હને શું થાય છે ? ’ બોલતાં અંગોળમાંથી બ્હાર નીકળી ત્હેને પોતાના ખોળામાં લઇ રોતી છાની રાખવાને પ્રયત્ન કરતાં, ગુલાબને ગાળો દેતાં, ચોકમાં આવીને બેઠાં. મણિધરપ્રસાદ ઘરમાં નહોતા; પણ પ્રબોધચન્દ્ર અને ચન્દ્રકાન્ત લલિતાની કારમી ચીસો સાંભળીને ‘ શું છે–શું છે ? ’ કરતા નીચે ઉતરી આવ્યા. ત્હેમને જોઇ ગુલાબ ડુસકાં ખાતી ખાતી પરસાળમાં ગઈ. લલિતા આંખો મીચીને પડી રહી હતી. આ બે જણુને આવેલા જોઇ ડોશી વધારે વધારે બુમો પાડવા લાગ્યાંઃ “ ઓ મ્હારી લલી ! ઓ...લલી ! ત્હને શું થાય છે, બા ? જરા આમ તો જો; જરા આંખ્યો તો ઉઘાડયઃ ઓ મ્હારી લલી ! ઓ...લલી ! ”

“ શું છે, જી ? ” પ્રબોધચન્દ્રે પૂછયુંઃ “ જી, લલીને શું થયું ?–તાણ આવ્યું છે ?—ન્હાનાં ભાભી કેમ રુવે છે ? ”

“ લલીની બહુ કાળજી રાખો છો ખરાને પાછા; તે અત્યારે બ્હેનની ખબર પૂછતા હશો. ” ભાગીરથી કચડાગીમાં બોલ્યાંઃ “ હજી તો એના બાપ બાર વરસના બેઠા છે, પણ નહિં હોય ત્યારે ત્હમે બ્હેનોની શું કાળજી રાખવાના હતા !–બ્હેનોને તો ‘ભાઇ ! ભાઇ !’ કરતાં જીભ સકાય ને ભાઇની તો નજરમાંયે નહિં ! કોઇ દ્હાડો એમ પૂછયું છે કે ‘ લલી ! બા, ત્હારે શરીરે કેમ છે ? ’–કે ‘ ત્હારે કાંઇ જોઇએ છીએ ! ’ ”

પોતાના ખરા અન્તઃકરણુના સવાલનો આવો અણુધાર્યો જવાબ મળતો જોઇ, પ્રબોધચન્દ્ર હીંચકા ઉપર જઇને બેઠો.

ચન્દ્રકાન્તથી ન રહેવાયું: "જી, ભાઇસાહેબ, તું આમ આડે જવાબ શું કરવા દે છે? ચાલો હવે દરરોજ પૂછીશું. ને પૈસા તો જેટલા આવે છે એટલા બધા ઘરમાંજ આપી દઇએ છીએ એટલે 'શું લાવવું છે?' એ પૂછવાનું તો રહેતું નથી. પણ હવે ક્હે તો ખરી કે લલીને થયું છે શું?–તાણ આવ્યું હોય તો સુંઘવાની શીશી લઈ આવું."

લલિતાથીજ ફક્ત વ્હાલામાં ઉતરતો ચન્દ્રકાન્ત ભાગીરથીનો માનીતો, લાડકવાયો પુત્ર હતો. ત્હેને ગમે તેમ બોલવાની છૂટ હતી, તેથી આજ પણ ત્હેના જવાબથી વ્હેણ વળી ગયું: "કોણ જાણે શું થયું છે તે તું જો તો ખરો? બોનાઇની પાસે તો બેઠાને બેઠા રહો છો!" ચન્દ્રકાન્તે આ જવાબની વક્રોક્તિ ઉપર લક્ષ ન રાખતાં લલિતાની નાડી જોઈ અને છાતી ઉપર ધબકારા સાંભળવાનું યંત્ર મૂકી ખાત્રી કરી. તે બોલ્યો: "જી, કાંઇ દરદ તો જણાતું નથી, નબળાઇયે નથી ને કાંઇ બીજી વિક્રિયા પણ જોવામાં તો આવતી નથી."

"એ તો બોનાઇ માંદી હોય!–બ્હેનને શું થવાનું હતું તે!" ડોશીએ ફરીથી ટાણો માર્યો.

"અરે, ત્હારું ભલું થાય, જી!" ચન્દ્રકાન્તે જવાબ દીધો: "ભાભીને ત્હેં આજ સ્હવારે જોયાં'તાં? પાંચ ડિગ્રી તાવ હતો–પાંચ! ત્હમે બાયડીઓ શું જાણો?—અરે, ત્હને જેમ લાગે તેમ ક્હે, પણ લલીને શું થાય છે તે મ્હારાથી તો સમજાતું નથી–ક્હે તો ખરી કે આમ શાથી થઇ ગયું?"

"આ...ત્હારી વહુનાં એ બધાં પરાક્રમ! એણે આજ તો લલીને બેસતમ ગાળો દીધી છે! રાતે બિચારીને ઢગલા તાવ આવ્યો'તો, પણ ત્હને કાંઈ નવરાશ છે કે કેટલી દિગરી થઇ ને કેટલી

ન થઇ તે જુવે ?—સ્હવારમાં એવી એવીયે. પણ એ બિચારી રાંધવા ન્હાતી'તી એટલામાં તો ત્હારી વહુ આવીસ્તો ! કોઇએ ચ્હડાવી હશે તે આવી કે તરત લલીને કહે કે 'તું બધું મ્હારું લઇ જાય છે. ને ખાઇ જાય છે,'–કરી ગાળો ભાંડવા મંડી !–લલી તો બિચારી એક અક્ષરે બોલી નથી. એટલામાં તો એને અકળામણ આવી ને તે ચોકમાંને ચોકમાં ચતાપાટ પડી !..."

વાત આગળ વધતી અટકાવવાને પ્રબોધચન્દ્રે ઉઠીને લલિતાની પાસે આવી, ત્હેને હલાવવા માંડીઃ "લલી, લલી બ્હેન ! જરા આંખ્ય ઉઘાડય, બાઃ જો, જોઇએઃ આમ જો...લલી બ્હેન !" થોડીવારમાં લલિતા જાગૃત થઇ, બેઠી થઈ અને ત્હેણે પીવાનું પાણી માગ્યું, જે પ્રબોધચન્દ્રે તરત લાવીને ત્હેના હાથમાં મૂક્યું.

"ભાઇ, ત્હમે શું કરવા લાવ્યા ?" લલિતા વિવેક બતાવતાં બોલીઃ " એતો જી કે ચન્દુ આણી આપત."

"પણ બ્હેન, એમાં શું થઈ ગયું ?" પ્રબોધચન્દ્રે જવાબ દીધોઃ "એ તો જે હોય તે લાવે. કેમ બ્હેન, હવે ત્હને જરા ઠીક લાગે છે ?"

"હા, ભાઇ !" લલિતાએ કહ્યું; "હવે મ્હને સારૂં છે. તે વખત તો મ્હારો જીવજ ઠેકાણે નહોતો !"

"હું દવા આણી આપું તે પીજેને; એટલે લલી, તું હમણાં હરતી ફરતી થઇ જઇશ. હું દવાખાનામાં જઇને લઇ આવું છું." ચન્દ્રકાન્તે ત્હેને ખુશી કરવાને કહ્યું.

લલિતાની આસનાવાસના કરી બંને ભાઈ પોતપોતાની મ્હેડીમાં ગયાઃ પણ ચન્દ્રકાન્તને તો આ મહાભારતના બયાનની સઘળી તવારીખ જૂદાજ સ્વરૂપમાં પોતાનાં ધર્મપત્નીના શ્રીમુખથી સાંભળવી પડી, અને તે સાંભળી ત્હેમનું સાંત્વન કર્યા પછીજ ત્હેનાથી બહાર જવાયું !



# પ્રકરણ ૬ ઠું: મહિલાસમાજ.

" અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ,
" અમે સ્વર્ગથી સંસાર તટે ઉતરીઓ રે લોલ;
" અમે શાન્તિ ને આનન્દ બધે રેલીએ રે લોલ,
" અમે વિશ્વના સંતાપ બધા ફેડીએ રે લોલ.

—નર્મદાશંકર બાલાશંકર.

આજ દિવસ અનુપમ આનન્દનો રે લોલ,
ગાઓ સુરસ ગાન મધુર કંઠે,
ભગિની બન્ધુઓ! રે લોલ!
દૂર દૂર વાદ્ય દિવ્ય વાગીયાં રે લોલઃ
કાળી રજની જો ટળી, ઉષા હમેશાં હાસ!
ફૂલડાં વેરી આંગણે, ઉભી રમવા અલૌકિક રાસ,–
ભગિની બન્ધુઓ રે લોલ!
દિવ્ય રાસ સંગ તાલ સાચવોરે લોલ.
અણગણ યુગનાં પગથિયાં ચઢિયાં આપણ કાંઇ,
ચઢવાં હજી બાકી ઘણાં, બળ અભિનવ પ્રેરે અંહિ,–
ભગિની બન્ધુઓ! રે લોલ!
દિવ્ય વાદ્યના સુરો મનોહરા રે લોલ.
રગ રગ એ ઉત્સાહ બળ વ્હેતું રહો ચિરકાળ;
ડગડગ તાલ ધરી રમો, રાસ યુવતી, યુવક, વૃદ્ધ, બાલ!
ભગિની બન્ધુઓ! રે લોલ!
દિવ્ય ગાન એ સમીપ આવિયાં રે લોલ.

—નરસિંહરાવ ભોળાનાથ.

૧. વ્યાખ્યાન:—

દાક્તર પ્રતાપચન્દ્રરાયનાં બંગલામાં આજ શહેરનાં ઘણાં મનુષ્યો એકઠાં થયાં હતાં: બંગલાને બે આગળપડતી શાખાઓ હતી અને ત્હેમની વચમાં એક ન્હાનો સરખો બાગ તથા ફુવારો હતો. અહિં સ્ત્રીઓનો મેળાવડો અને ગરબાની યોજના કરવામાં આવી હતી; અને પુરૂષવર્ગને માટે ઉપર જણાવેલી શાખાઓની મેડીઓમાં બેઠક તથા *ઉપાહાર આદિની વ્યવસ્થા થયેલી હતી. સ્ત્રીઓને માટે પોતપોતાની રુચિને અનુકૂળ ઉપાહારની ગોઠવણ બંગલાની અંદરના મ્હોટા ખંડમાં હતી. આમ સ્ત્રીપુરૂષોના વિભાગ સંસારસુધારકોને પસંદ પડયા ન્હોતા, પરન્તુ જૂના વિચારની સ્ત્રીઓ પણ આવવાનું કબૂલ કરે એ હેતુથી નિર્મળબાળા પોતાની યોજનામાં દઢ રહી હતી. વળી યોગિની મહાદેવીની પધરામણી ત્યાં થવાની છે, એ ખબરે ઘણાં મનુષ્યો—પુરુષો અને સ્ત્રીઓ—જેઓ ભાગ્યેજ આવવાનો વિચાર પણ કરત, તેઓને પણ—આવવા લલચાવ્યાં હતાં. રંગબેરંગી—નવનવીન—પોશાક, સુવાસભર્યાં પુષ્પો, અત્તરો અને 'સેન્ટ' (સુગન્ધી પાણી)ની ચોતરફ ઉડી રહેલી ભભક, અને બેઠકો, દીવાઓ, વગેરેની ગોઠવણ, ખરેખર, ચિત્તને આનન્દમય કર્યા વિના રૂહેતી ન્હોતી. પારસી, યૂરોપિયન, ઇસ્લામી, દક્ષિણી અને ગૂજરાતી, સર્વ જાતિની રમણીઓની મનોહર સુન્દરતા જ્યાં ત્યાં નજર આગળ તરતી હતી.

મહાદેવી, એક બાજુના મધ્યસ્થાન ઉપર બેઠાં બેઠાં, સરસ્વતી, ઈન્દિરાબાઇ, સુશીલા અને કમળાની સાથે ધીમે ધીમે વાતો કરતાં હતાં: ઇન્દિરાબાઇ અને નિર્મળબાલા સર્વ મહિલાઓને સત્કાર આપવાના કાર્યભારમાં રોકાયલાં છતાં, વખતો વખત ઇન્દિરાબાઈ તો ત્યાંથી

* મેવા મીઠાઈનું આનન્દભોજન.

છટકી જઈ મહાદેવી પાસે આવી વાતોમાં ભાગ લેતાં હતાં. અંતે નિર્મળબાલાએ ત્યાં આવી વિનંતિ કરી કે "મૈયા! સઘળું મંડળ ત્હમારા શબ્દામૃતનું પાન કરવાને ઘણુંજ ઉત્સુક છેઃ આજ અમારે ત્યાં શરદુત્સવ (શરદ્ પુન્યમની રાત)નો મેળાવડો છે એટલે મુખ્ય કામ સાધારણ રીતે હમ્મેશાં તો ગરબા ગાઈ તથા ઉપાહારાદિ લઈ આનન્દ કરવાનું હોય છે. પરન્તુ આજ આપના આગમનથી ગૃહસ્થો અને સન્નારીઓની અસાધારણ મ્હોટી સંખ્યા હાજર થઈ છેઃ અને કેટલાંકે તો મ્હને મ્હોંયે મ્હડીને પણ આપને સર્વની તરફથી વિનવવા કહ્યું, માટે અમને નિરાશ ન કરશો."

"શ્રીમતીમૈયા, ત્હમારો હૃદયનો ભાવ અતિ ઉદાર અને પ્રીતિભર છે એટલે ત્હમને મ્હારાથી ના ક્હેવાતી નથી, પણ શું બોલવું તે વિષે મ્હેં વિચાર કર્યો ન્હોતો તેથી ફક્ત બે શબ્દો બોલું તોપણ ત્હમારે તેથી સંતોષ માનવો પડશે."

"મૈયા, એટલો ઉપકાર પણ ઘણો છે," ત્હેણે જવાબ દીધો. થોડીવારમાં સર્વે શાન્ત થઈ ગયું, કારણ યોગિની કાંઈક બોલવાનાં છે એમ બધાંને સૂચવવામાં આવ્યું હતું.

"મૈયાઓ!"—મહાદેવીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું: "મૈયાઓ, આપણું જીવન ટૂંકું છે, ક્ષણભંગુર છે; અને તેથી કોઈ પણ મનુષ્ય 'આવતી કાલ' ઉપર આધાર રાખી શકે તેમ નથી. તેથી જ્યારે મ્હને શ્રીમતીમૈયાએ કાંઈક બોલવાનું કહ્યું ત્યારે, વૃત્તિ ઓછી હોવા છતાં પણ, જેટલો સમય મળ્યો ત્હેનો સદુપયોગ કરવો એ હેતુથી, ત્હેમના આગ્રહને માન આપી મ્હારા હૃદયના કંઈક તરંગ ત્હમારી સમક્ષ મૂકું છું: યોગ્ય લાગે તો સ્વીકારશો.

"મૈયાઓ! અમદાવાદમાં મ્હારું આવવું અને શ્રીમતીમૈયા તથા એકાદ બે બીજી સાધ્વીઓનો પરિચય મ્હને થવો, એ મ્હારું

પણ મહાભાગ્ય હું સમજું છું. જે સમયે મ્હારાં ગુરુપત્ની ભગવતી ભક્તિમૈયાનો પરલોકવાસ થયા પછી સદ્દગુરુમહારાજ ભગવાન શાન્તિદાસજીએ યાત્રા-પર્યટન ઉપર જવાની આજ્ઞા મ્હને આપી, તે વખતના ત્હેમના શબ્દોનું મ્હને હજી ત્હેવું ને ત્હેવું સ્મરણ છેઃ 'પુત્રી ! તું હવે જૂદી સૃષ્ટિમાં જાય છે, ત્યાંના લોકોના આન્તરવિલાસ અને ત્હારા મનોવિહાર જૂદા જૂદા છેઃ ત્યાં મનુષ્યોનું શ્રેય કરવું હશે તો ત્હેમના ભેગાં ભળ્યા વિના-ત્હેમની લાગણીઓ સમજ્યા વિના-ત્હારાથી બની શકવાનું નથી. પુત્રી ! યાદ રાખજે કે તું પ્રવૃત્તિપથ ઉપર ચ્હડે છે : ત્યાં કર્તવ્ય શોધ્યા શિવાય—તે પ્રમાણે વર્ત્યા શિવાય બેશી રૂહેવું એ પાપ છે ! પરન્તુ અત્યારે ત્હારા અન્તઃકરણમાં જે જે વાસનાઓ રહી ગઇ છે તે ભોગવી લીધા વિના છૂટકો નથી. માટે જા ધર્મજીવન આચર અને અન્ય જીવનોમાં તે પ્રેર ! '-મૈયાઓ, અહિં આવ્યા પછી મ્હને સ્ત્રીઓની ઘણાક પ્રકારની દુઃખાર્ત્ત સ્થિતિનું જ્ઞાન થયું છે; કેટલીક મૈયાઓના હૃદયસુગન્ધની લહરિઓએ મ્હારા અંતરમાં નિવાસ કર્યો છે; અને મ્હારી નજર સમક્ષ કર્ત્તવ્યની-ધર્મની એક જૂદીજ દૃષ્ટિમર્યાદા ખડી થઈ છે. મૈયાઓ, એ સર્વ ત્હમારો પ્રતાપ છે. હું એક અલ્પ નિર્બળ પ્રાણિ છું; મ્હારાથી કાંઈ બની શકે તેમ નથી; તોપણ જે કાંઈ બની શકશે તે સર્વ—ભગવતી, કલ્યાણી જગદંબાની કૃપાથી—ત્હમારી સેવામાં હાજર છે !

" મૈયાઓ ! આપણી સ્ત્રીઓની ત્રણ પ્રકારની હાલત ત્હમે પણ જોતાંજ હશો;-કન્યા, પત્ની, અને વિધવાઃ તે દરેકના વિભાગ, અને ઉપવિભાગ છે—જેવા કે ભગિની, જનનિ, વગેરે,—પણ અત્યારે વિચાર કરવાને મ્હારા સૂચવેલા ત્રણજ બસ છે. ગૂજરાતમાં જોઉં છું તો ઘણીખરી જગોએ બાલ્યાવસ્થાની સાથેજ કન્યાપણું પણ અદૃશ્ય થાય છે અને કન્યા તે પત્નિજ બની રૂહે છે ! વિધવાઓની

સ્થિતિ બહુ દયાજનક છે; એ પોતેજ જ્યાં સહાય પાત્ર છે, કરૂણાને યોગ્ય છે, ત્યાં તેઓ બીજાંનું શું શ્રેય કરી શકે?—એટલે મુખ્ય આધાર–પુરૂષરત્નોના સંશોધનનો, યુવતીકુસુમોના વિકાસનો,—બંનેના યોગ્ય પોષણનો આધાર આ દેશની પત્નીઓ ઉપરજ છે. પરંતુ હું સાંભળું છું,—જોઉં છું, તે ખરૂં હોય તો પત્નીઓ—પત્ની થવાને યોગ્ય પણ પૂરી થઇ નથી હોતી તે વયમાં, બાલિકાજ હોય છે એવામાં જનનિ પણ થાય છે! હવે કહો, એમને પોતાના મહાન્ કર્ત્તવ્યનું જ્ઞાન કે ભાન ન હોય એમાં કાંઈ આશ્ચર્ય છે? બૈયાઓ! સાધ્વીપત્ની એ દેશના ઉત્કર્ષનું મુખ્ય સાધન છે અને પ્રજાજીવનને પોતાની આત્મપ્રભાથી અજવાળવા તેજ સમર્થ છે, એટલું ખાસ કરીને ધ્યાનમાં રાખજો: મ્હારા મનોમન્દિરમાં તો ત્હેનેજ જગજ્જનનિ સ્વરૂપ હું જોઉં છું. હવે, આપણી બૈયાઓ મધુર, સહનશીલ અને નમ્ર થાય; પવિત્ર અને પતિવ્રતા થાય; અને પોતાનાં હ્રદયમાં સતીત્વ અને ભક્તિ ધારણ કરે; તથા સમભાવ અને આત્મસંયમથી પોતાના આચારવિચાર તથા મનોવિકારને વશ કરતાં શીખે; તો પછી બાળકો પ્રતાપભર્યાં અને આત્મબળવાળાં થાય એમાં કાંઇ સંશય છે? ભવિષ્યની પ્રજાઓમાં હ્રદયનું તેજ રેડનારી, દિવ્યતા સીંચનારી, અને કુટુમ્બોનાં ગૃહ–દેવાલયોમાં શાન્તિ, શ્રદ્ધા, નીતિ અને ધર્મનો સુવાસ રેલાવનારી, દેવી, પત્ની છે અને તેથીજ ત્હેને હું ત્યાંની અધિષ્ઠાતા ગણું છું:—મધુરતામાં, મન્દોદરી–જેણે અત્યંત હ્રદયકષ્ટ ભોગવ્યા છતાં, પોતાના પતિનો અનાચાર પણ માફ કરી, ત્હેનીને ત્હેનીજ જે મધુર રહી શકી–ત્હેને અનુસરવાને પ્રયત્ન કરે:–દમયન્તી જેણે ઘણુંજ શારીરિક અને માનસિક દુઃખ સહન કર્યાં છતાં જે એક સરખી ક્ષમાશીલ–સહનશીલ રહી પોતાનો ત્યાગ કરી ન્હાશી ગયેલા પતિ પ્રતિ હ્રદયભક્તિ ધારણ કરી રહી હતી, ત્હેની પાસેથી સહન-

શીલતા શીખવાનો પ્રયાસ કરેઃ—ગાન્ધારીની નમ્રતા, અર્થાત્ ભારતના મહાન રાજ્યની મહારાણી છતાં, પતિને અંધ જોઇ, ત્હેના કરતાં પોતાની કોઈ પણ રીતે અધિકતા ન થાય માટે ખરા અંતઃકરણની નમ્રતાથી ત્હેણે આંખે પાટા બાંધ્યા હતા—ત્હેવા પ્રકારની નમ્રતા પોતાના ઉરમાં એકાવલી-હારની પેઠે આગળ સીતાજીના પવિત્ર પ્રભાવ આગળ રાવણ જેવો મહા બળવાન અસુર પણ બળહીન બની ત્હેમના સતીત્વનું ઉલ્લંઘન ન કરી શકયો તે પવિત્રતા, અને સાવિત્રીના જે પતિવ્રતના ઉગ્રપ્રતાપની સમિપમાં યમ પણ ત્હેના પતિને લઈ શકયો નહિં, તે પતિવ્રતપણું—પોતાનાં જીવનમાં ઉતારેઃ—બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જેવા દેવાધિદેવ પણ જેના સતીગૌરવ આગળ બાળક બની ગયા તે અનુસૂયા દેવીનું સતીત્વ—અને ભગવાન શ્યામસુન્દર શ્રી કૃષ્ણચન્દ્રે પોતે મૂર્ત્તિમન્ત બની જેને પોતાનામાં સ્વીકારી લીધાં એ મીરાં ભગવતીની ભક્તિથી પોતાના આત્માને વિશુદ્ધ કરેઃ—અને આ ઉપરાંત કુન્તામૈયાનો સર્વના પ્રતિ એક સરખી પ્રીતિ ઝરતો સુન્દર સમભાવ—તથા ઉમાદેવીનો પ્રિયપતિ પ્રસન્ન કરવામાં પ્રફુલ્લ થયેલો દિવ્ય આત્મસંયમ પોતાના આચાર વિચાર અને મનોવિકાર શાન્ત-કાન્ત કરવા મનમાં—આત્મામાં ઉતારેઃ—આમાંનું થોડું પણ, સ્હેજપણ થાય—અને ધીમે ધીમે આગ્રહપૂર્વક સતત પ્રયત્ન ચાલુ રૂહે તો તે અસાધ્ય નથી-તો આપણાં મનુષ્યજીવન કેટલાં સુખમય, રસમય, સંસ્કારમય અને આનન્દમય બને ?

મૈયા ભગવતીઓ ! કન્યાઓએ ગૃહકુંજોનાં બાળકતરુને ઉછેરવામાં આસપાસની આનન્દભૂમિ સાફ કરી સહાય કરવાની છે; પત્નીઓએ ત્હેમને જ્ઞાનવાતાવરણમાં રાખી, ત્હેમનામાં સુનીતિજળ સીંચી ત્હેમની આન્તર્ પવિત્રતા, કોમળતા જાળવી, વિશાળતા વધારી, કર્તવ્યમાર્ગો ઉપર ત્હેમને રોપવાનાં છે; વિધવાઓએ ત્હેમનાં મૂળ

બાળી નાંખતાં વિષ, હેમનો ઉદય અટકાવતાં જન્તુ, આદિથી હેમનું રક્ષણ કરી હેમનો તેજની લહરિઓમાં વિકાસ કરાવવાનો છે. સર્વને કામ છે; કર્તવ્ય ખોળી ક્હાડવું એ આપણી ફરજ છે: ધર્મમાર્ગે વહન કરી હેને પ્રભુ સ્વરૂપમાં ભેળવવા પ્રયાસ કરવો એ જીવનનો હેતુ છે. ઓ મ્હારી મૈયાઓ ! આસપાસ દરિદ્રતાથી કષ્ટ પામતાં,– દુઃખાદિથી હેરાન થતાં, વ્યાધિઓથી પીડાતાં મનુષ્યોથી જગત ઉભરાય છે: જગદંબાની કૃપાનાં ત્હમે પાત્ર છો–ત્હમને થોડું ઘણું પણ મળ્યું છે ! પણ શું તે ત્હમારી પોતાની લાલસાઓ તૃપ્ત કરવાનેજ માટે છે ? ઓ મૈયાઓ ! ત્હમારા પડોશમાં–આસપાસ–જૂવો તો ખરાં ? –એક મધુર સ્મિત કંઇક વિપત્તિ દૂર કરી શકશે–એક નિર્મળ દૃષ્ટિપાત કંઈક પીડાતાં હૃદયો શાન્ત કરી શકશે–એક મિઠો શબ્દ કંઈક વિદીર્ણ થતા આત્મામાં સજીવનતાનું અમૃત રેડી શકશે. જગતનાં ત્હમેજ રાણી છો, ભગવતી છો, કલ્યાણી છો: ત્હમે ત્હમારો કાળ શા સારૂ મિથ્યા ક્લેશ, કલહો અને વૃથા કુથલીઓમાં વ્યતીત કરો છો ? અવકાશનો સમય સાચવો; ક્ષણનો કાંઈ પણ સારૂં કર્યા વિના નાશ ન થવા દો: અને જૂવો કે ત્હમને પરિણામે કોઇ અનન્ય, સ્વર્ગીય સુખની પ્રાપ્તિજ થશે. ઓ વિધવા ભગવતીઓ ! ત્હમને તો દુઃખાગ્નિની ઝાળનો અનુભવ છે તો ત્હમને શા માટે ત્હમારા કરતાં વધારે દુઃખી મનુષ્યોની દયા આવતી નથી ? મૈયાઓ ! દુનિયામાં **પ્રેમ અને ધૈર્ય: મ્હાલું અને સ્હેવું** ! એ મ્હોટામાં મ્હોટો તારક મંત્ર છે, અને હેના અનુકરણથી નિશ્ચય ત્હમે પરમપદ પામશો.

" મૈયાઓ ! **आत्मवत् सर्व भूतेषु** ! (પોતાના જેવાંજ અન્ય સર્વને ગણવાં,)–એ **ભગવાનનો** મહાન બોધ છે. મૈયા ભગવતીઓ ! એજ પરમ ધર્મ છે: અને **यतो धर्मस्ततः कृष्णो यतः कृष्णस्ततो जयः** (જ્યાં ધર્મ છે ત્યાંજ **પ્રભુ** છે અને જ્યાં **પ્રભુ** છે ત્યાં શ્રેય

છે, )—એજ બતાવી આપે છે કે પરમાત્મા શ્રીમહાપ્રભુનું સ્થાન પણ ધર્મમાંજ છે. ધર્મ અને કર્તવ્ય કરવાને મહા પ્રયત્નો કરશો તેમ તેમજ ત્હમારા જીવનનો વિકાસ, આત્માનો ઉદય થશે. સુન્દરમાં સુન્દર, મધુરમાં મધુર ગુલાબ પણ જેમ કાંટાવાળા ઝાડ ઉપરથીજ મળે છે તેમ અદ્ભૂતમાં અદ્ભૂત અને પરમમાં પરમ સુખ પણ મહા પ્રયત્નોથીજ અને મહા વિપત્તિઓથીજ પ્રાપ્ત થાય છે. ભગવતીઓ! એટલું સ્મરણમાંથી જવા ન દેશો કે મહાન્‌માં મહાન્ કાર્યોનાં બીજ ત્હમારાં ગૃહ મન્દિરોમાંજ રોપાય છે; ન્હાનામાં ન્હાનાં ત્હમારાં કામ ઉપર દુનિયાનાં મ્હોટામાં મ્હોટાં કાર્યોનો આધાર રહે છે! જે કરો તે પ્રેમ, સમભાવ અને ઉદારશીલતાથી કરજો; ખરેખરો આત્મત્યાગ—આપણે બીજાથી કાંઈ વિશેષ છીએ અને ત્હેમનું ભલું કરીએ છીએ—એવા અહંકારી ભાવમાં નથી! ખરેખરો આત્મત્યાગ—આપણે માત્ર આપણું કર્તવ્ય કરીએ છીએ અને તે પ્રભુપદ સમક્ષ આપણા આત્મારૂપી પ્રીતિપાત્રમાં ધરી શકીએ છીએ એ ત્હેની કૃપા છે—એમ માનવામાંજ ઉદયમાન થાય છે. **चित्ते वाचि क्रियायांच साध्वीनामेकरुपता** । ભગવતીઓ, મૈયાઓ! ચિત્ત, વાણિ અને કર્મ ત્રણે એકજ પ્રકારનું વર્તન કરે ત્યારેજ ખરૂં સાધ્વીપણું પ્રાપ્ત થાય છે. અને તે વિષય ઉપર ભગવાન ભવભૂતિ જેવા મહાત્માનાં વચન પણ પોતાનો પ્રભાવ વિસ્તારે છે કે,

प्रियप्राया वृत्तिर्विनयमधुरो वाचि नियमः  
प्रकृत्या कल्याणी मतिरनवगीतः परिचयः ।  
पुरो वा पश्चाद्वा तदिदमविपर्यासितरसम्  
रहस्यं 'साध्वी'नामनुपधि विशुद्धं विजयते ॥ *

---

* 'સાધ્વી' જનોનું રહસ્ય સર્વથા વિજયથી વર્તે છે; તે કેવું છે માટે એમ વિજય પામે છે? ત્હેમનાં હૃદયની વૃત્તિ પ્રિય ગુણોથી

"બ્હેનો ! આ સર્વ સદ્‌ગુણપુષ્પોથી ત્હમારી આત્મ કુંજો પ્રફુલ્લિત થાઓ. ત્હેમની સુગન્ધભરી મંજરીઓથી ત્હમારાં જીવન લચી પડતાં રહો, અને જગતમાં સર્વત્ર ત્હમે જગદંબા સ્વરૂપે વિસ્તરતાં રહી, 'કલ્યાણ', 'કલ્યાણ'ની અમૃત વૃષ્ટિમાં ત્હેને ઉદયમાન, પ્રભાભર્યું કરો ! બીજું દયા અને પ્રેમ–સ્વરૂપ પ્રભુ પાસે આપણે શું માગવું ?

૨. ગરબા:

અભિપ્રાયોનો ગમે તેટલો ફેર હશે, વૃત્તિવિલાસ ગમે તેટલા ભિન્ન હશે, પણ જૂના તેમજ નવા સર્વ પ્રકારના મતવાળા શ્રોતામંડળને આ વ્યાખ્યાનની ઉપયોગિતા, મનોહરતા કબૂલ કરવી પડી. સર્વ અન્તઃકરણોને યોગિનીએ પોતાના આત્માની સુગન્ધભરી બાઝકમાં વિલીન કરી દીધાં.

અંતે ઉપહારાદિ લીધા પછી, ગરબા ગાવાની શરૂઆત થઇ. નિર્મળબાળા અને ઈન્દિરાબાઇ સરસ્વતીને ગાવા ઉઠવાનો આગ્રહ

---

છલોછલ ભરાયેલી હોય છે, ત્હેમની વાણીમાં નિયમ હોય છે તે વિનયથી મધુર હોય છે, ત્હેમની બુદ્ધિ સ્વભાવથીજ કલ્યાણીજીવોને માટે કલ્યાણકારક હોય છે, અને ત્હેમના પરિચયમાં નિન્દાપાત્ર પદાર્થનો લેશ હોતો નથી. જગત્‌ના રસ આગળ ઇષ્ટ હોય તો પાછળ બગડે છે, ને પાછળથી ઇષ્ટ થાય તો પ્રથમ દશામાં વાંધા ભરેલા હોય છે, પણ 'સાધ્વી'જનના નિર્દોષ સાત્વિક પ્રીતિકર રસ તો પ્રથમ કે પછી, આગળ કે પાછળ, સર્વદા સર્વથા વિપર્યય વિનાનાજ રહે છે. 'સાધ્વી'જનોનું નિષ્કપટ, નિર્દોષ, વિશુદ્ધ-રહસ્ય હોય છે તે આજ ! અને તેજ વિજયથી વર્તે છે.

—ઉત્તરરામચરિત્ (સરસ્વતીચન્દ્ર ભાગ ૪. માંના ભાષાન્તર ઉપરથી.)

કરવા આવ્યાં, પરન્તુ 'મ્હને શરીરે ઠીક નથી,' એ જવાબ શિવાય બીજું કાંઇ ત્હેની પાસેથી તેઓ મેળવી શક્યાં નહિં. તે ઉપરથી ઇન્દિરાબાઇએ મહાદેવીને વિનંતી કરી.

"માતાજી, સરસ્વતીને ત્હમે કાંઈ સમજાવો. 'ભારતી સ્ત્રી-ગીત' કરીને, એક નવીન-પ્રસિદ્ધ થયેલા સુન્દરી સુબોધ નામના સ્ત્રીઓ માટેના માસિકમાં, એક ગરબો છે તે આ પ્રસંગને તદ્દન અનુકૂળ છે. પારસી બાનુઓ—ત્હેમાં જરા કઠિન શબ્દો હોવાથી—તે ગાઇ શકે તેમ નથી: અને મ્હેં સાંભળ્યું છે કે સરસ્વતીએ એમની જ્ઞાતિમાં એક ઠેકાણે તે બહુ સારો ગાયો હતો. આપ આજ્ઞા કરશો તો માનશે. શ્રીમતી, ત્હમે કેમ કાંઇ ક્હેતાં નથી?"

"એમને તાવ આવ્યો હતો અને અશક્તિ તો એમના મ્હોં ઉપરથીજ જણાય છે એટલે હું શું કહું? બીજા કોઇને આવડે છે કે કેમ તે તપાસ કરોને."

"ઇન્દિરાબાઈ, મ્હને શરીરે ઠીક હોત તો હું જરૂર આવત;—મ્હારે કાંઇ ખેંચતાણ જોઇએ છીએ? આ મ્હારાં નણંદ, કમુ બ્હેનને પણ સારો આવડે છે."

"ઉઠો ત્યારે કમળા ત્હમે તો ચાલો!" નિર્મળબાળા બોલી ઉઠી.

"હું તો આવવાનીજ છું." ત્હેણે જવાબ દીધો: "પણ તિ'દ-હાડેયે મ્હેં તો મ્હોટાં ભાભીની સાથે ગાયો'તો. મ્હારી એકલીથી સારૂં નહિં ગવાય."

ઇન્દિરાબાઈ અને નિર્મળબાળા ખિન્ન ચ્હેરે વિચાર કરતાં ઉભાં રહ્યાં.

"સરસ્વતીમૈયા," યોગિનીએ ત્હેને વાંસે અને માથે પોતાનો હાથ ફેરવીને કહ્યું: "સરસ્વતીમૈયા, જાઓ ઉઠો: ભગવતી ત્હમને

શક્તિ આપશે; જાઓ મૈયા, આ સર્વ મૈયાઓના આનન્દનો ભંગ થાય એ મ્હને ગમતું નથી. જાઓ મૈયા, જગદંબા ત્હમારું કલ્યાણ કરશે."

સરસ્વતી એકદમ ઉઠીને ઉભી થઇ: "મૈયા ! આ શું ?–જાણે મ્હારાં શરીરમાં એકાએક જાગ્રતિ આવી ગઇ ન હોય એમ મ્હને લાગે છે. માજી, આપનો આટલો બધો પ્રભાવ હું જાણતી ન્હોતી." તે પોતાનું માથું નમાવવા જતી હતી એટલામાં મહાદેવીએ ત્હેને રોકી. "અત્યારે તો જાઓઃ સરસ્વતી મૈયા આપણે પછી વાતો કરીશું. ભગવતીની ત્હમારા ઉપર સંપૂર્ણ પ્રીતિ છે. કમળા મૈયા, જાઓ, ઉઠો ! નિર્દોષ આનન્દનું વહન કરાવવું એ પણ પુણ્યનું કામ છે."

સરસ્વતી અને કમળાએ ગરબો ગાવો શરૂ કર્યો અને દસ પંદર સન્નારીએ તે ઝીલવા માંડયોઃ

## ભારતી સ્ત્રીગીત.*

ગરબે રમવા, સાહેલીં ! સાંચરોરે લોલ,
ભારતી મન્દિર ચારુ ચોક પ્રીતિથી ફરોરે લોલ;
આવો બ્હેનીં ! ગીતરંગ રેલીએરે લોલ.–ગરબે૦

૧.

(સાખી) શરદપુનમરજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય,
ચન્દ્રામુખ નન્દન શીળી, સ્મિતલહરિ લહકાયઃ—

*(ગરબે રમવાને ગોરી નીસર્યારે લોલ.)—એરાગ.

*ભારતીસ્ત્રીગીત—ભારત (હિંદુસ્થાન) વાસી સર્વ જાતની સ્ત્રીઓની એકતા દર્શાવનારું ગીત. ચારૂ—સુંદર. ૧. રજનિ—રાત્રી, અનિલ–પવન. સુરભિ—સુગંધી. ચન્દ્રામુખ—ચંદ્રના મ્હોં ઉપર. નન્દન—આનન્દ ભરેલી. સ્મિતલહરિ—સ્મિત (ધીમું હસવું તે) રૂપી લ્હેર. લહકાય—રમે,

રમે રમા, શારદા સોહામણીરે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણીરે લોલ;
આવો બ્હેનીં ! આજ રાસ ખેલીએરે લોલ—ગરબે૦

૨.

(સાખી) મિઠાં ઝરણ ઝરી રહ્યાં, મધુરું મધુરું સુરગાન,
કોકિલ, બુલ્બુલ રસભર્યાં, દ્રવે અનુપમ તાનઃ—
દેશવાડી નવલ પલ્લવે ભરીરે લોલ,
કુંજ કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરીરે લોલ;
આવો બ્હેનીં ! જનનિગાન ગાઇએરે લોલ.—ગરબે૦

૩.

(સાખી) ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ ક્ષીર;
રમે સિન્ધુ, કાવેરી જ્યાં રમ્ય નર્મદા નીરઃ—
ગુર્જરીને બંગસુન્દરી મળીરે લોલ,
કાશ્મીરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓરે લોલ;
આવો બ્હેની ! ઐક્યતાન વાઇએરે લોલ—ગરબે૦

૪.

(સાખી) કુસુમિત લીલી લલિતા લતા—લલના તરૂ—પતિ સંગ,

---

પથરાય. રમા—લક્ષ્મી. ૨. સુરગાન—દૈવીગીત. દ્રવે—ઝરે, (પ્રવાહી કલ્પેલું) તાન રેલે. નવલ—તાજાં, ખીલતાં. પલ્લવ—કુણગા. કુંજ—છોડ અને વેલનો માંડવો. પુષ્પપુંજ—ફૂલના ગુચ્છા. વૃક્ષવલ્લરી—ઝાડ અને વેલ. જનનિ—સ્વદેશરૂપી માતા. ૩. ગુર્જરી—ગુજરાતની સ્ત્રીઓ. બંગસુન્દરી—બંગાળી સ્ત્રીઓ. દ્રાવીડી—દ્રાવીડ દેશની (મદ્રાસ તરફની) સ્ત્રીઓ. મહારાષ્ટ્રી—દક્ષિણી સ્ત્રીઓ. ઐક્યતાન—એકતાનું, એકસંપ ભરેલું તાન. વાઇએ—વગાડીએ, પ્રસારીએ. ૪. કુસુમિત—પુષ્પોથી ભરેલી. લલિતા—સુન્દર. લતા—લલના

ભારતવાડી દીપાવતી, વિવિધ વર્ણ, નવરંગઃ—
પારસી, ઇસ્લામી, આર્ય, રમણિઓરે લોલ;
યુરોપિયન નારીઓ, ઉલ્લાસરસવિલાસિનીરે લોલ;
આવો બ્હેનો ! હિન્દદેવી વંદીએરે લોલ-ગરબે૦

૫.

(સાખી) હીમાલયશિર ઝળકતી, નિર્મલ, એ મનઆશ,
'ભિન્ન જાતિ-રીતિ, તદપિ રૂહો એક ઉર અમવાસ':—
લાવો ! લાવો ! હૃદયપાત્રમાં ધરીરે લોલ,
મંગલ પ્રીતિઅર્ઘ્ય, ભક્તિઆત્મસુવાસે ભરીરે લોલ;
આવો બ્હેનો માતૃભૂમિ પૂજીએરે લોલ.—ગરબે૦

'ભારતી સ્રીગીત' ગવાઈ રહ્યું, પણ સરસ્વતીને જરાયે થાક કે શ્રમ જણાયો નહિં. એટલે થોડીવારમાં બધાંના આગ્રહથી–સરસ્વતી અને રત્નાવલી નામની એક મહિલાસમાજની ઉત્સાહી સભાસદ–બાળાએ એક ગરબી ઉપાડી:

*આવો, આવોને, સાહેલી ! આજ, આનન્દે રમીએ;
લાવો, લાવો બ્હેનો ! પ્રીતિ સુખસાજ, ઉછરંગે ભમીએ:—
રમીએ ને ભમીએ નન્દન વન આ વાડી જ્યાં ગુર્જરી ખીલીરે;
બ્હે અમીઝરણું સંગીતધરણું, લચી રહી ફુલવનવેલી:-આનન્દે૦

—વેલરૂપી સ્રી. તરૂ-પતિ--ઝાડરૂપી પતિ. ઇસ્લામી—મુસલમાન સ્રીઓ. ઉલ્લાસ ઈ૦—આનન્દના રસમાં વિલાસ કરનારી. ૫. શિર--શિખર. રૂહો ઈ૦—એકજ હૃદયમાં અમારો વાસ થાઓ, અમારા સર્વનાં હૃદય એક થાઓ. હૃદયપાત્ર—હૃદયરૂપી વાસણ. અર્ઘ્ય--પૂજામાં દેવને અર્પણ કરવાની વસ્તુ. મંગલપ્રીતિઅર્ઘ્ય—પ્રેમરૂપી માંગળિક અર્ઘ્ય (પૂજાપો). ભક્તિઆત્મસુવાસ --આત્માના સુગંધ--સારરૂપી ભક્તિ

પ્રીતિનીતિનાં, ગૃહકુંજોમાં, કોયલ બુલ્બુલ ગાયરે;
મિઠડા સુણીસુણી ટૂહુરવ, ઉરરવ ભરિયું વિલીન મન થાયઃ—
આનન્દે૦

ભક્તિવીણા કરધરીને કવિવરસંત કવે કલ્લોલ રે;
પ્રિયપતિના પ્રીતિભર સ્વર જ્યાં જીવન કરે રસલોલઃ—આનન્દે૦

ગગન ગજવતી, ગાનવિમાને, પતિવ્રતવેણુ વાય રે;
તે લલકારની લલનાહૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય;—આનન્દે૦

પતિપત્નીનાં આત્મયુગલની ગુંથી રૂડી ફુલમાળ રે;
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ ગુર્જરીગુણ, સહુ બાળઃ*—આનન્દે૦

નિર્મળબાળા મહાદેવી પાસે જઇને બેઠી હતી; ત્હેને ગૂજરાતની રીત મુજબ ગરબા ગાતાં પ્રયત્ન કર્યા છતાં પણ હજી બરોબર આવડી શક્યું ન્હોતું. તે અને યોગિની વાતો કરતાં હતાં: "બાજી, આ રત્નાવલીને ઓળખી? એ અમારી મહિલાસમાજમાં ઉપમંત્રી છે." ત્હેણે કહ્યું.

"એમ કે?" મહાદેવીએ ઉત્સાહવિના જવાબ દીધો: "ત્હમારી સમાજ કાંઈ આન્તર્વર્તન સુધારી શકે તેમ છે, સદ્વર્તન આપી શકે તેમ છે?—એતો ફાંફાંજ છે!" ત્હેણે નિઃશ્વાસ નાંખ્યો "આ સરસ્વતી જુવોને, એ ત્હમારી સમાજમાં નથી છતાં ત્હમારાં બધાંથી ચ્હડિયાતી છેઃ આ રત્નાવલી ત્હમારામાં છે છતાંય શું...?"

નિર્મળબાળા ચમકી! "મૈયા, ત્હમે એને ઓળખો છો?"

"ના ના. મ્હેંતો એને જોઇજ આજઃ ત્હમે કહ્યું ત્યારે મ્હેં એનું નામ જાણ્યું!"

"ત્યારે, મૈયા, ત્હમે શી રીતે જાણી લીધું કે એ કેવી છે?

---

*અલબેલીરે અંબે માત, જોવાને જઇએઃ—એ રાગ.

ખરૂં પૂછો તો મ્હને એનો ખાનગી પરિચય તો નથી પણ મ્હેં કાંઇ એનામાં વાંધા પડતુ તો જોયું નથી! મૈયા, ત્હમે શી રીતે જાણ્યું?– મ્હારો એક સંશય દૂર કરો, મૈયા; સરસ્વતીને ત્હમે એકાદ વાર જોયાં એટલામાં એમના ઉપર ત્હમારી આટલી બધી પ્રીતિ ક્યાંથી?– આજ ત્હમે એમને ત્હમારી પાસેથી દૂર ખસવા દીધાંજ નથી! બધાંને આશ્ચર્ય લાગ્યું છે!"

"શ્રીમતીમૈયા, એ વિષે કોઇવાર મંદિરમાં પધારજો, ત્યાં અવકાશે વાર્તાવિનોદ કરીશું.—આ ગરબા બધા ખરા પણ નરસિંહ, મીરાં, પ્રેમાનન્દ અને દયારામભાઇનાં પદ અને ગરબીઓને એ ન પ્હોંચે. યોગિનીએ વાતનો વિષય બદલતાં કહ્યું.

"મૈયા, પણ કરવું શું?" નિર્મળબાળા બોલી ઉઠી: "કોઇ કોઇ વખત નવીન કેળવણી પામેલી સ્ત્રીઓ ત્હેમનો રસભાવ સમજી શકતી નથી; અને કદિ કદિ એમ પણ બને છે કે નવા જમાનાને ત્હેમની લહરો નવા વિચારના વહન માટે મન્દ જણાય છે. વળી કેટલીકવાર જૂના કવિઓનાં ભક્તિ કાવ્યોમાં તરતો સ્થૂલ શૃંગાર અનીતિથી ભરપૂર દીસે છે. અને તેથી નીતિમાન અન્તઃકરણોને કર્કશ—કઠોર થઈ પડે છે. મૈયા, તે દિવસ ત્હમે જે ગરબો કથામાં ઉપાડ્યો હતો તે એમની ઢબ ઉપરજ હતો, છતાં એમાં હાલના સુધારક મંડળનાજ બધા વિચાર પ્રતીત થતા હતા. એ આપે રચ્યો છે?"

"ના ના. પણ મ્હારી એક શિષ્યા છે અને તે હજી બાળક છે ત્હેના ભાઇએ એ બનાવેલો છે: એ મ્હારી પાસે વખતો વખત ગાતી અને એનો કંઠ ઘણોજ કોમળ અને મધુર હોવાથી, તે સાંભળવું પણ ઘણું સુન્દર લાગતું. ત્યાંથી એ મ્હારે મ્હોયે થઇ ગયેલો તે મ્હેં ગાયો હતો."

"ત્યારે, માજી, એટલી કૃપા ફરીથી અમારા ઉપર અહિં ન કરો ? આપ ગાશો ને આ બધાં ઝીલશે."–"ભલે મ્હને એમાં કાંઈ વાંધો નથી; ત્હમે બધાં જેમ પસન્ન થાઓ તેમ." ખોટું માન માગવાનું કે ખેંચતાણ કરવાનું મહાદેવી સમજતીજ ન્હોતી. ગરબી ગવાઇ રહી એટલે તરત નિર્મળબાળાએ યોગિનીને સર્વના દેખતાં ફરી વિનંતી કરી: અને ત્હેણે ગાવાનું શરૂ કર્યું.

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા;
ખીલ્યું યૌવન મ્હાલોરે, મધૂરાં જળ ભરવા;
આજ અમુલખ લ્હાવોરે, મિઠલડાં જળ ભરવા,*
ચાલો ! બ્હેનીઓ ! ચાલોરે મધૂરાં જળ ભરવા.

તરશે તરફતાં મરે, બ્હેનો–ભાઇ અનેક,
પાવું અમૃત ત્હેમને, એજ ધરો મન ટેક:

ધાન્ય લણવાને ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા,
લીલાં ક્ષેત્રમાં મ્હાલોરે, ખીલ્યા ધાન્યના કણ જ્યાં;
લ્યોને અનુપમ લ્હાવોરે, મધુર યૌવન ભરમાં,
ચાલો ! સજનીઓ ! ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા.

ભૂખ્યાં, ત્રાસ તપ્યાં દીસે, મનુબાળક ચોપાસ,
પ્રભુની થાળ દઈ, કરો તૃપ્ત ત્હેમને, ખાસ:

ફુલ વીણવાને ચાલો રે, મધુર ફુલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલોરે, રુડેરાં ફુલ વીણવા;
આજ આનન્દ દ્હાડોરે, મધુરાં ફુલ વીણવા,
ચાલો ! સાહેલી ! ચાલોરે, રુડાં ફુલડાં વીણવા.

* શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે:—એ રાગ.
(આ ગરબામાં દર ચાર લીટીને અંતરે સાખી આવે છે.)

દુઃખ, ક્લેશ, ચિન્તા ભર્યું જગ રડતું લાચાર,
કરો શાન્ત આશા ભર્યાં પુષ્પ તણા ધરી હારઃ
રસ સીંચવાને ચાલોરે, મિઠલડો રસ સીંચવા;
યૌવનવન મ્હાલોરે, અમર ફાલ્યાં ફળ જ્યાં,
ગાનઝરણ ઝરાવોરે, લતાકુંજે લચતાં;
ચાલો ! સજનીઓ ! ચાલોરે, મધુરો રસ સીંચવા.
સૂકી, લસહીન બની રહી, હૃદયવાડી દેખાય,
વર્ષાવો અમિધાર ત્યાં, પ્રફુલ રમણીય થાયઃ
ગીત ઝીલવાને ચાલોરે, મિઠલડાં ગીત ઝીલવા;
આજ યૌવન મ્હાલોરે, પતિ પ્રભુનાં ગાતમાં,
રમી રાસ લ્યો લ્હાવોરે, પ્રીતિ ભક્તિ ઉરમાં;
ચાલો ! બ્હેનીઓ ! ચાલોરે, મધુરાં ગીત ઝીલવા.
નન્દન સુન્દર નન્દનો, વાયે રસિલી વેણુ,
અંતર ઝીલી અમૃત ભર્યાં રેલાવો પ્રભુ ક્હેણુઃ
જળ ભરવાને ચાલો રે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલો રે, મધુરાં અમિ ભરવા.
લ્યોને આનન્દલ્હાવો રે, મિઠલડાં અમિ ભરવા,
ચાલો ! સાહેલી ! ચાલો રે, મધુરાં જળ ભરવા.

આકાશમાંથી શરદ્ પુનમની શીતળ ચન્દ્રિકા વરસી રહી હતી; વાટિકાનો સુવાસ ભર્યો અનિલ નદી ઉપરથી મિઠ્ઠી મિઠ્ઠી લહરો લાવી ગાત્રને સુધાપાન કરાવતો હતો; અને ગાનઝરણાંના નન્દન સૂર, મનુષ્યઉરનાં ઊંડાં ઊંડાં આત્મવાજીંત્રોના નાદ સાથે ભળી જઈ, પૃથ્વી અને આકાશ બંનેને, સંગીતની દેવીનું એક દિવ્ય મૂર્તિમન્ત વીરાટસ્વરૂપ પ્રત્યક્ષ કરી સંયુક્ત કરી નાંખતા, ઊંચાં ઊંચાં ઉહ્રુદયનો પ્રસાર્યે જતા હતા.

# પ્રકરણ ૭ મું.

---

## દિવ્ય ચિત્રદર્શન–( પતિપત્નીનું જીવન. )

**નરક ૧:**

" O! would the God, the giftie gie us,
" To see ourselves, as others see us."

*Burns.*

( હે પ્રભુ ! બીજા મનુષ્યો અમને જુવે છે ત્હેવીજ રીતે અમે અમારી જાતને જોઇ શકીએ એવી શક્તિ અમને આપી હોત તો કેટલો મ્હોટો લાભ થાત ? )

રાતના દશેક વાગ્યા હતા; એક ન્હાના સરખા ઘરની મેડીએ ફાનસમાં દીવો બળતો હતો. બારી આગળ એક ત્રીસેક વર્ષનો યુવાન આરામ ખુરશી ઉપર પડયો પડયો બીડીઓ ફૂંકયા કરતો હતો.

" સાલ્લું, આ કેમ ખમાય ?" તે બબડયો; " દસ વાગી ગયાને બાઈ સાહેબને હજી આવવાનીયે ફુરસદ મળી જણાતી નથી ! રાંડ કમજાત છેઃ કરવું સું ? આજ તો આવે ને કે તરત એની બરોબર ખબર જોઉં !"

એવામાં મકાનનું નીચેનું બારણું ઉઘડયું અને થોડીવારમાં એક યુવતી મેડીપર ચ્હડીઃ " હજી ત્હમારી બીડીઓ ગઇ નહિં, શશિશંકર ;–અરર ! ત્હમારૂં મ્હોં કેટલું બાસ મારે છે ? તાડી કે મહુડી ! બીજું કાંઈ મળતું નથી તે એવી ગંદી ચીજો લીધા કરો છો ? ત્હમને કેટલીવાર કહ્યું, ત્હમને બીલકૂલ શરમજ નથી !–હવે એવું કરવું હોય તો મ્હારા ઘરમાં નહિં આવતા. હું ત્હમને સાફ જણાવી દઉં છું.સમજ્યા ?"

"બેસ, બેસ; જણાવી દેનારી મ્હોટી જોઇ નહિં હોય તો! રત્નાવલી! બસ, વધારે લવરી નહિં કર," હેણે કહ્યું "આટલી મોડી કેમ આવેછ? ખબર નથી કે ધણી થાક્યો પાક્યો ઘેર આવ્યો હોસે તે ખાસે સું? સાલ્લું, ઘરની કંઇ બી કાળજી નહિં!–અત્યાર સુધી કરતી'તી સું?"

"કાંઇ બેશી ન્હોતી રૂહી?" રત્નાવલીએ જવાબ દીધો. "નિશાળેથી આખો દિવસ મહેનત કરીને તો મરી રહ્યાં હઇએ ને પાછું પિયરનો બધો ઢસયડો તાણવો. ને પછી ક્હે છે મોડી કેમ આવી ને શું કરતી'તી? કાંઇ એમ છે કે કોઈ દ્હાડો વાર થાય તો હાથે કરી લઇએ?"

"પણ અત્યાર સુધી પિયરમાં પડી રહે છે શું કરવા? ના કહી દે. સાલ્લું બે જગોનું કેમ સચવાય? વળી પાછી મ્હને ક્હેછ કે હાથે કરી લો! બહુ સારી સાલબી! કોઈ દ્હાડો મ્હારો મિજાજ જશે ને તો...! રત્નાવલી, હું ત્હને સાફ જણાવુંછ કે ત્હારે હવેથી બ્હેલાં આવી જમવાનું કરી રાખવું."

"પણ તે નહિં બને. પિયર શું કરવા રહીએ છીએ?–ત્હમે બિચારા કાંઇ જાણો છો? પેટે છોકરાં તો ચાર પડયાં છે! રૂહેવાને ઘર નથી, ને ઘણું જીવો મ્હારા મામા કે વગર ભાડે રૂહેવા દે છે અને છોકરાંને રાખે છે; નહિંતો–પગાર તો ત્હમને પંદર રુપૈડીજ મળે છે ને મ્હારો તો બધો દેવામાં જાય છે ને છોકરીઓને તો હવે પરણાવ્યા વગર ચાલે ત્હેવુંજ નથી–મ્હોટી માઓ તો થઇ છે! તે પિયરિયાંને રાજી ન રાખીએ તો કેઇ ત્હમારી સગલીઓ કામ આવવાની હતી? ત્હમે તો આવા વ્યસની રહ્યા ને રાત દ્હાડાનું ભાન નહિં! પણ કાંઇ ખબર છે કે ઘરમાં કેમ થતું હશે? વસ્તારીક છો–એતો હું શિક્ષકની પરીક્ષામાં પાસ થાઉંયે નહિં ને ત્હમને કાયમ

નોકરી મળેયે નહિં : બાકી બધેયે ઠેકાણે ત્હમે તો તુમડાં ઉગાડયા વિના રહ્યા નથી: ઘરમાં આટલું હાથીનું ખરચ કેમ નભે છે તે કોઇ દ્હાડો પૂછ્યું?-હવે વળી મ્હારાં પિયરિયાં સાથે બગાડો!-એટલે પછી થયું!-એમ ભાન છેકે ત્હમારી સગલી-હમણાં કોઇ સાંભળશો,-કોણ કામ કરવા આવવાની હતી?"

"રાંડ. વધારે ફાટી કે બોલતાં બોલતાં?" શશિશંકર પગમાંથી બૂટ છૂટું ફેંકે છે. રત્નાવલી ખશી જવાથી ભીંતે જઇને અચડાય છે. "રાંડ બેસરમ! જો હવે વત્તુ ઓછું બોલીને તો ત્હારો જાન ક્હાડી નાખીશ. તું શું સમજેછ ત્હારા દિલમાં?"

"આવો તો ખરા જાન ક્હાડવા?-ત્હમે ત્હમારા ભારમાં ર્‌હેજો-ત્હમને હાથ ઉપાડતાં કાંઇ શરમ નથી આવતી તો મ્હને શાની આવશે?" રત્નાવલીએ તિરસ્કાર કરતાં કહ્યું. "બાયડી ઉપર હાથ ઉગામતાં કાંઇ શરમ આવે છે?-નબળો માંટી બૈરીપર શૂરો! તિદ્હાડે પ્હણે...લોકોએ હાડકાં ખોખરાં કર્યાં'તાં, ત્યારે એ બધો રોફ ક્યાં નાશી ગયો'તો?-એ તો બોલાવશોજ નહિંને: કાંઇ બીજું વધારે સાંભળશો!"

"રાંડ, આજ કેમ ફાટી છે?—ત્હારૂં મોતજ આવ્યું છે!" શશિશંકર પોતાના પગનું બીજું બૂટ ક્હાડીને ઉભો થયો: "રાંડ! ત્હારાં પરાક્રમ તો બધું ગામ જાણે છ!-હું નથી બોલતો ત્યાં લગી? આ જોયું છે બૂટ? માથુંજ ભાંગી જસે-માથું! આખો દ્હાડોને રાત ભટકારાજ કર્યા કરવા ને નામ દેવું નિશાળનું ને પિયરનું?" તે દાંત પીસતો પીસતો, મ્હોમાંથી બીડી ફેંકી દઇ, પાસે આવી બૂટ ઉગામે છે.

"જુવો, હું ત્હમને કહું છે કે ત્હમે ત્હમારા ભારમાં ર્‌હેજો નહિં તો પછી મ્હારા જેવી ખરાબ કોઇ નથી. લો, મારી તો જુવો? હાથ અરાડોને તો તો ખબરજ પડે, ખબર! સમજ્યા કની!"

શશિશંકર ગુસ્સામાંને ગુસ્સામાં પોતાની પત્નીને બૂટ મારે છે એટલે રત્નાવલી ખસી જતાં હેની સાથે અથડાય છે. બંને જણાં એકબીજાને મનમાં આવે હેવી ગાળો દે છે.

" નીકળ મ્હારા ઘરમાંથી, રાંડ કભારજા ! " " હારા બાપનું કે દૂહાપ્રનું થઈ ગયું ? રડયા હીચકારા ! ચાલ, ચાલ, ખાલી કર મ્હારૂં ઘર ! " વગેરે-વગેરે, ધ્વનિ પ્રતિધ્વનિ નીકળ્યા કરે છે. એવામાં શશિશંકરનો પગ-લૂગડામાં ભરાવાથી તથા ઘેન ચ્હડવાથી તે જમીન ઉપર ગબડી પડે છે અને હેને ઉલટી થઈ જાય છે. રત્નાવલી હેની જરાપણ દરકાર ન કરતાં તરત નીચે ઉતરી, કબાટમાંની શીશીમાંથી 'તબિયત સુધારવાની દવાઈ' ( વિલાયતી દારૂ ) નો પ્યાલો પી લઈ આગલે બારણે તાળું દઇ, પતિ 'ભૂખ્યો છે-કેફ ચ્હડવાથી હેને ઉલટી થઇ છે,-હેનું શું થશે, તે વિષે મગજને સ્હેજ પણ તસ્દી આપ્યા શિવાય ગુસ્સામાંને ગુસ્સામાં પિયર ચાલી જાય છે !

* * * * * *

ચન્દ્રકાન્ત ખાટલામાં પડયો પડયો વાંચે છે; અરૂણને ઉંઘતોને ઉંઘતો ખભા ઉપર નાંખીને ગુલાબ અંદર પ્રવેશ કરે છે.

" મૂવાં, રડયાં માણસો ! બધાંયે જોવાનાં !-કોઇ કામમાં આવવાનું નહિં. હમારાથીયે કાંઇ કૂહેવાય નહિં ? એટલા બધા માવડીમોલા શું થઇ જાઓ છો ? જરા બારીયે જઇને સાંભળો તો ખરા કે હમારાં જી ને હમારાં મોંઘાં ને લાડવાયાં બ્હેન શું બોલે છે તે ! આને તેડીને ઉપર મૂકી જવાનું ચાકરને કહ્યું એટલામાં !...બાપડી છોકરાંની જરા તો દરકાર રાખો ? "

ચન્દ્રકાન્ત વાંચ્યે ગયો : હેણે જાણે ગુલાબને જોઇ ન હોય, હેનું કહ્યું સાંભળ્યુંજ ન હોય, એવો ડોળ કર્યો.

"હા. હા. ત્હમનેયે હું ઓળખું છું. જાઓ ન બોલશો !-એ તો પેલાં ત્હમારાં ભણેલાં, ગણેલાં, રૂપાળાં, ડાહ્યાંડમરાં ભોજાઇ હોયને તો હમણાં ગાંડાગાંડા થઇ જાઓ;—લાવો ભાભી, હું ત્હમારાં પગરખાં લ્હોઈ આપું, પગે કચરો લાગશે !—એમ કહેતાંયે શરમ ન આવે!"

"ત્હમે બહુ બોલો છો હેં !" ચન્દ્રકાન્ત બોલ્યો : "પછી મ્હારો વાંક ક્હાડશો."

"ઓહોને, ભાભીનું નામ સાંભળીને જીભ નીકળી આવીને શું ? પૈસાવાળાંની બધાંને શેહે પડે ! પણ એનો પૈસો મ્હારે શા કામમાં આવવાનો છે ?—હેં ! એવાં શાં મરવા સૂતાં છે કે, ભાયડો તો પાસેને પાસે હોયજ પણ દિયરને પણ ખાટલા આગળથી ખસવા દેતાં નથી ! શા સાહ્યબીના મંદવાડ છે ?—પોતે ખાટલામાં સૂતાં છે, દિયર ઘડીયે ઘડીયે શરીરે હાથ મૂકી મૂકીને તપાશી જુવે છે કે તાવ કેટલો છે,—ભાયડો ખુરશી ઉપર બેશીને મ્હોં સામુને સામુ 'શો હુકમ થશે' ત્હેની વાટ જોયાં કરે છે ! એ તો બધું એમના જેવાંનેજ ફાવે !—ને એ માંદાં હતાં, ત્યારે ગરબા ગાવાનું કયાંથી પગમાં જોર આવ્યું ?—રાંડોના ઢોંગ જુવોને ઢોંગ ! એતો ત્હમારા જેવાજ છેતરાય !"

"હવે કાંઇ બીજી વાત કરવી છે ?" ચન્દ્રકાન્તે ચ્હીડાઇને ચોપડી આઘી ખસેડી : ત્હમને બીજું કાંઇ વાત કરવાનું સૂઝતુંજ નથી ?

"કેવો ચાટકો લાગ્યો છે ?" ગુલાબે હાથ લાંબો કરી મ્હોં મરડતાં કહ્યું : "એ તો ખરાને ખરૂં ક્હેનાર મળશોજ નહિં. અત્યારે એક અક્ષરે બોલાય છે ?—પેલાં ત્હમારાં લાડકવાયાં પાસે તો 'હાહા—હીહી' ને વાતોનો છેડોયે આવતો નથી !—હું દાદરામાં ઉભી ઉભી સાંભળતી'તી તો ! પણ જાણો છો ? લોકો તો વાતો કરે છે કે ભાયડી છોકરાંની તો સામુંયે નથી જોતા ને ભોજાઇની પાછળ ગાંડા ગાંડા થઈ જાઓ છો તે કોણ જાણે શું હશે !"

"કોણે કહ્યું ?" ચન્દ્રકાન્તે ગુસ્સે થઇને પૂછ્યું: "રાંડો નવરીઓને કાંઇ ધંધોજ નથી; બેઠાં બેઠાં કાંઇની કાંઇ કૂથલી કર્યા કરવી!"

"હા, એમ ગાળ બાળ દેશો નહિં. એતો મ્હારી ફુલી કાકી ક્હેતી'તી ને ધનકોર માશીએ ક્હેતાં'તાં. અરે, ત્હમારાં મા બ્હેન પણ વાતો કરતાં'તાં. મ્હારે શું, બા. જેનું લાગ્યું જે ભોગવશે! હા. ને હું તો દેખીશ એવું કહીશ તો ખરી!—કહીશ, કહીશને કહીશ! કાંઇ હું કોઇની લૂંડી નથી, કે જોઉં ત્હોયે ન બોલું!"

"પણ ત્હને શરમ નથી આવતી, આવું મ્હને ક્હેતાં ?" ચન્દ્રકાન્ત ઉભો થયો: "જો હવેથી એવું બોલીને તો જીભજ ખેંચી ક્હાડીશ."

"ખેંચી ક્હાડો જોઇએ! એમ આખો દ્હાડો વઢવઢ કર્યે કાંઇ હું મરી જવાની નથી–હું તો મ્હારા માબાપને ઘણી મોંઘી ને લાડવાઈ છું, સમજ્યાને ? ભુંડી ભુંડી ત્હોયે ત્હમારી બાયડી તો હું ક્હેવાઇશ–એ નહિં, સમજ્યાને ?!"

ચન્દ્રકાન્ત ક્રોધના આવેશમાં ગુલાબને એક તમાચો લગાવી દે છે: ગુલાબ મ્હોટા ઘાંટા પાડીને બાજંદાવેડા કરી રોવા માંડે છે. "મુવો...! મ્હારો જીવ લેશે ત્યારેજ જંપશે: બધાંયે મ્હારાં દુસ્મન થઇને પાછળ લાગ્યાં છે!"

ચન્દ્રકાન્ત કંટાળીને ઘરમાંથી જતો રહી, પોતાના દવાખાનામાં જઇને સૂઈ રહે છે.

૨. પૃથ્વી:

"જતાં'તાં સાંજે જ્યાં, વરવહુ અમે ધાન્ય લણતાં,
"ન જાણું જે સાથી, વરવહુ અમે તો લડી પડયાં;

"લડયાં, રોયાં, પાછાં વરવહુ અમે આંસુ ચુમતાં,
"હતાં જેવાં, ત્હેવાં વરવહુ અમે તો થઈ રહ્યાં.
"અરે કેવી મીઠી, લડાઈ તો દીઠી,
"કરે હૈયાં ખાલી, અને આંસુ ઢાળી,
"હતું તેથી જ્યાદે, પ્રણયિજનનું ઐક્યજ કરે,
"જ્યહાં આંસુ સાથે, અધર રસપીયૂષજ ઝરે."

બ. ક. ઠાકોર.

"કેમ અત્યાર સુધી શું કરતી'તી? જાણતી ન્હોતી કે મ્હારે માટે બીડીઓ વાળી મૂકવાનું મ્હેં કહ્યું'તું?" અનન્તરામ ઝુલતી ખુરશી ઉપર આરામ લેતો, પત્ની ઉપર કપાળનાં તક્ષેયાં ચ્હડાવતો, બોલ્યો.

"ભૂલી ન્હોતી ગઈ, ભાઇસાહેબ," કમળાએ નમ્ર સ્હેરે જવાબ દીધો: "પણ નીચેથી બધાંના ઉઠયા વીના મ્હારાથી શી રીતે ઉઠાય?—આજ સ્હવારે મ્હેં પચીસ તો વાળી મુકી'તી!"

"ડેઇમ!... યુ ટ !" અનન્તરામે પગ પછાડયો: "બધાં જ્હાનમ્‌ની ખાડમાં જાય!—ત્હને હું આજથી કહી મૂકું છું કે ત્હારે વખત થાય એટલે તરત ઉપર ચાલ્યાં આવવું.—પચીસ બીડીયે થાય? અરે હું તો સો સો—ને બસ્સો બસ્સો દ્હાડાની ભોર મૂકું છું! તું શું જાણે!-ત્હારે ત્હારી મેળે સ્હવારે ને રાતે પચીસ પચીસ વાળી મૂકવી; સમજી?—ને નીચે તો નજ બેસવું."

"પણ એટલી બધી બીડીઓ, વ્હાલા, ત્હમને નુકશાન નહિં કરે?—ચન્દુભાઇએ પણ કહ્યું છે કે બહુ પીશો તો છાતી બળી જશે ને આખરે પસ્તાવાનું થશે: માટે જરા......" કમળાએ ત્હેને પાનસોપારી આપતે આપતે કહ્યું.

"અરે, સાળા બધા દાક્તરો જૂઠા છે! આ પેલો રહેમાનજી દાક્તર રાત દ્હાડો મ્હોંમાંથી બીડો તો ક્હાડતો નથી ને આપણને

ક્હેશે ' ત્હમે પીશો નહિં. '–એ જાણે છે શું, એમના બાપનું કપાળ ?–એ તો ઠીક, પણ ત્હેં પાનમાં તંબાકુ બરોબર નાંખી નથી, પાન બગાડયું ! "

" લ્યોને ફરીથી કરી આપું; " કમળા ત્વરાથી બીજું પાન કરીને ત્હેને આપતાં બોલી : " નીચે બા ને બ્હેન બેઠાં હોય ને હું ઉપર આવીશ તો પાછું ક્હોપણ નહિં ક્હાડે ?–ભાઇસાહેબ, ત્હમારે સાંભળવું પડતું હોય તો જાણો ! એવા એવા બોલ બોલે છે કે પગથી તે માથા સુધી ઝાળ લાગે ! "

" એમને બોલવું હોય તે ભલે બોલે; પણ મ્હારો હુકમ માનવો પડશે ! "

થોડીવાર પતિપત્ની કાંઇ બોલ્યાં નહિં.

" કમળા, આજ બપોરે તું ને અનુ શું કરતાં'તાં ? એક બીજાની સાથે કાંઈ છાનીમાની વાતો તો કરતાં જણાતાં'તાં શું હતું ? "

" એતો એમ હતું કે બા કાંઈ બોલ્યાં હશે ને તેથી અનુભાઇના ઉપર પિતાજી ગુસ્સે થયા હશે છે કહેતા'તા : બીજું કાંઈ ન્હોતું. હું ત્હમને ક્હેવાનુંજ કરતી'તી. "

" એતો જાણે ઠીક ! પણ અનુ ને તું એક બીજાના સામું આખો દ્હાડો જોયાં કરો છો ને હસ્યાં કરો છો–એ રીત મ્હને પસંદ નથી. તું ત્હારા મનમાં સમજતી હઇશ કે કોઈ જાણતું નથી પણ આ ઘરમાં એવાં આચરણ ચલાવ્યાં ને તો ખબર પડશે ! એ ત્હારું પિયર ન દીઠું કે લલિતા ને ગુલાબની પેઠે તુંયે ફાવે તેમ વર્તે છે. કાંઈ તો ત્હારી મ્હોટી ભાભીની અસર સે !–આગળ જતાં તુંયે પેલી રૂપાળી ને રત્નાવલીના જેવીજ થવાની છે, મ્હારી ખાત્રી છે તો ! " તે દાંત પીશીને ગુસ્સાના આવેગમાં ત્હેણે પગ પછાડયો:

"યાદ રાખજે, રાંડ, જો એવાં લક્ષણ રાખ્યાંને તો ચાંમડીજ ઉતારી નાંખીશ!"

"ભાઇસાહેબ, ગમે તો મ્હને મારી નાંખો, પણ એવાં ખોટાં ઓઠાં ન આપશો! ને 'રાંડ–રાંડ' કહીને એવી નઠારી ગાળ ન દેશો. એનો અરથ શું થાય છે તે સમજો છો? હું ત્હમને પગે પડીને–હાથ જોડીને–કાલાવાલા કરીને કહું છું કે મ્હને એવું ન ક્હેશો.–અને ત્હમારી મરજીમાં આવે તો મ્હારું માથું કાપી નાંખોઃ નહિંતો ક્હો તો હું આ બારીયેથી ભૂસકો મારીને મરી જાઉં, પણ એવાં ખરાબ–એવી રાંડોનાં–ઓઠાં મ્હને ન આપશો." કમળાની આંખમાં આંસુ આવી ગયાં ને ધીમે ધીમે ગાલ ઉપર ટપકવા માંડયાં: "અનુભાઇ મ્હારા ભાઈ જેવા છે ને–ત્હમારા સમ જો હું કાંઈ એમાંનું જાણતી હોઉં તો! હું તો કાંઇયે એમના કે કોઇના સામું જોતી નથી–મ્હારા જીવના સમ, ત્હમારા સમ! મ્હારે માથે એવું આળ ન મૂકશો. હું આટલું આટલું સાચવીને ચાલું છું ત્હોયે...!" તે રોઈ પડી.

"સારૂં, ઠીક ત્યારે. એમ નહિં હોય!" મનન્તરામે જરા શાન્ત પડતાં કહ્યું: "પણ એમાં રોઇને ઓશિયાળા શેના કરે છે? લોહી નાંખ આંસુ!–મ્હેં તો જોયું તે કહ્યું. ચાલ હવે, એવી રીતે કોઇને શક પડે એમ વર્તવુંજ નહિં. આજ મ્હને એમ લાગ્યું ને કાલે બીજા કોઇને લાગે!"

"પણ, વ્હાલા, ત્હમારા સમ!–ત્હમારાથી મ્હારે કોઇ વધારે છે?" કમળા આંસુ લ્હોતાં બોલી: "ત્હમારા સમ, જો ત્હમે ક્હો છો તે તદ્દન ખોટું ન હોય તો. અરે, ત્હમને એમ લાગ્યું તો હવે વળી વધારે સાવચેતીથી ચાલીશ. જો પાછી હું કોઇ જોડે ઘરમાં હસું કે બોલું નહિં તો હમેજ પાછા મ્હારો વાંક ક્હાડશો.–પણ ચાલોને, અત્યારે તો માફ કરો. મનન્તરામ પાસે જઇ તે ઉભી રહી.

"જો, એમ પાછાં ત્રાગાં કરવાનાં નથી!" ત્હેણે કહ્યું; "બધાંની સાથે સરખી રીતે ચાલવું. જા ત્યારે હવે ત્હને માફ કર્યું, –થયું? ચાલ, હવે એક, ફક્કડ, મઝેદાર પાન બનાવી લાવ: જોજે કાથો ચૂનો કે તંબાકુ વધારે ઓછાં ન પડે હોં! કાળજી રાખજે."

*   *   *   *   *

રસિકભાઇ આવીને મેડીનાં બારણાં ઠોકે છે: અંદરથી સાંકળ હોય છે. સુશીલા જવાબ દેતી નથી. કેટલીકવાર ઉભા રહી વાટ જોયા પછી બ્હારની અગાશીમાં પડેલી આરામ ખુરશી ઉપર જઇને બેસે છે. એમનો એમ અડધો કલાક વહી જાય છે: રસિકભાઇ ઉંઘ આવવાને માટે પવનની ઠંડી લ્હેરોમાં આંખ મીંચી પડયો રૂહે છે.

".નથી આવવું કે?" અગાશીની બારી ઉઘાડી હુસકાં ખાતી સુશીલાનો અવાજ આવ્યો:" નથી આવવું કે?–હવે નવરાશ મળી? સુઇ રૂહેવું'તું ને માનાં ખોળામાં!–અત્યારે તો અહિં આ- વવું પડયું ને! હવે બાયડીનો ખપ પડયો?" તે બેસતમ રોવા લાગી.

રસિકભાઇ ખુરશીમાંથી ઉઠયો અને પત્ની પાસે જઇને ત્હેને છાતી સરસી દાબી: "વ્હાલી, વ્હાલી! આ શું?–આમ નકામી રુવે છે તે?–ત્હને તે મ્હારે ઠપકો દેવો કે શું કૂહેવું? તું હમણાં હમ- ણાંની બહુ બોલે છે હોં: પછી હું કાંઈ કહીશ તો ત્હને માઠું લાગશે!"

"કૂહે મ્હને!–મ્હને શું કરવા કૂહો?–કૂહોને પેલી ત્હમારી સગલી ધોળીને, કે અત્યાર સુધી બેસાડી મૂકે છે! એને ભાયડાની દરકાર નહિં એટલે ત્હમને બાયડીનીયે ફિકર શેની હોય?—એ રાંડજ મ્હને જંપાવારો આવવા દેવાની નથી: એ નહિં હોય ત્યારેજ મ્હારૂં ઘર મંડાશે!—જાઓને, નીચેજ, એ બધાંની સાથેજ રૂહોની: અત્યારે, આટલા બધા મોડાએ અહિં તો આવવું પડયું ને! નીચે તો ન સવાયું ને?"

રસિકભાઈ કાંઈપણ બોલ્યા ચાલ્યા વિના પોતાની પત્નીની સામું એક નજરે જોઇ રહ્યા: "એમ અમારા ઉપર આંખો ક્‌હાડવાની નથી; સમજ્યાને ! આંખો ક્‌હાડવી હોય તો ક્‌હાડો ત્‍હમારૂં જે હોય ત્‍હેના ઉપર !–અત્યાર સુધી હેઠળ બેસાડી મૂકે છે તે જાણતી નહિં હોય કે ત્‍હમે પરણેલા છો, કુંવારા નથી !–ને બાયડી હજી જીવે છે, મરી ગઈ નથી !" સુશીલાનાં આંસુ રસિકે લોહી નાંખ્યાં: "આમ ઘણું બોલવામાં કાંઈ ફાયદો છે ?–નકામાં મન ઉંચાં થશે અને કંકાસ થશે તે તો જૂદો ! અને આપણા એથી કાંઇ છૂટવાવાનું હતું ?" ત્‍હેના કપાળ ઉપર ક્રોધનાં સ્‍હેજ તલ્લૈયાં રમવા લાગ્યાં; ત્‍હેની આંખો હવે શાન્તિ ધારણ કરી શકતી ન્‍હોતી. "ઓહોને ! આજ તો પાછા બ્‍હેનને સાસરે ગયા'તા ને શું ?–બહુ માંદાં છે ? તાવ નહિ મટે ?–હ્‍હણે ગરબા ગાતી વખત તો કાંઇયે માંદાં ન્‍હોતાં ને પાછું આજ શું થયું ?–મ્‍હારે જવું પડશે કે ?–પથારીવશ હશે ને ખાટલામાંથી ઉઠાતુંયે નહિં હોય !–હોય સાઇ, હોય ? ભાઇ શી વાત જાણે છે, દિયર અસોઅસો વાનાં કરે છે ને ભાયડો તો જીવ ક્‌હાડી નાંખવોજ બાકી રાખે છે !–શાં બ્‍હેનનાં માન !...અમે તો માંદાં થઇને મરી જઇયે ત્‍હોયે કોઈ ભાવ પૂછવાનું નથી. વકીલ સાહેબનાં બ્‍હેન, દાક્તર સાહેબનાં ભોજાઇ, અને મામલતદાર સાહેબનાં ધણિયાણી, એટલે બધાંયે એમની ખુશામત કેમ ન કરે ?...હેં, તે એટલું બધું શું હતું કે ત્‍હમારે બ્‍હેનને સાસરે જવું પડયું ?–હેં, ભોંય ઉતાર્યાં'તાં ?"

રસિકભાઇનો મિજાજ ચોખ્ખો ગયો; ત્‍હેણે સુશીલાને ધક્કો મારી વેગળી ખશેડી દીધી, અને કોટ અને ટોપી પ્‍હેરીને દાદર ભણી જવા માંડયું: "મ્‍હારા સમ જાઓ તો ! મ્‍હારા સમ !–ભાઈ સાહેબ !–મ્‍હારા સમ ઉભા ન રૂહો તો !" ત્‍હેણે રોતાં રોતાં પતિની

કમ્મરે વળગી પડી કહ્યું. પણ રસિકભાઇએ ત્હેને ફરીથી તરછોડી નાંખી : “ત્હારામાં કદિ અક્કલ આવવાનીજ નથી !–શું બોલવું, શું ન બોલવું !—જરા તો વિચાર રાખવો ? બસ, હું તો ઓફિસમાં જઇને સૂઇ રહીશ. મ્હારે ઘરમાં રૂહેવુંજ નથી ! ત્હારે જે બાને જવાબ દેવો હોય તે સ્હવારે દેજે: હું તો ખરેખરૂં કહી દઇશ. મ્હારી આબરૂના કાંકરા કરવા છે ?—ફાવ્યું ન ફાવ્યું બોલે છે તે ?–આજ બપોરે પણ રજનિકુમાર અને માણેકભાઇ બેઠા હતા તે વખત પણ એમનું એમ કરતી'તી ! તું સુધરીશ ક્યારે ? મ્હને તો ફિકરજ એ છે !–એ બધાના મનમાં શું આવે કે એની બાયડીયે એનું કહ્યું નહિં માનતી હોય ? અમે બેઠા'તા, તે વખત તું કેટલીવાર પેલી ન્હાની મેડીમાંથી મ્હને અમથી બોલાવી ગઇ'તી ? ન આવું તો પછી ધમપછાડા કરે કે રોવા મંડે ! ત્હારાં હુસકાં અને ખડખડાટ–ભડભડાટ અમે બધાયે અહિં સાંભળતા'તા ! રાતે જરા બા પાસે બેઠો'તો ત્હેવામાં પણ પરસાળમાંથી ત્હને,–મ્હે બોલાવ્યા વિના–જંપજ ન વળે ! એ કામનું શું ? આજ તો બસ હું જવાનોજ–ત્હને ઘણીવાર શીખામણ દીધી પણ પત્થર ઉપર પાણી ! માણસ હોય ત્હેને શીખામણ વળે ને ?” ત્હેણે દાદરમાંથી નીચે ઉતરવા માંડયું; પણ સુશીલા ત્હેને વળગેલીજ રહી.

“ભાઇસાહેબ, આટલી વારના બધા ગુના માફ કરો, હવેથી ત્હમને કાંઇ નહિં કહું. મ્હારા સમ ! જો ઉભા ન રૂહોતો : મ્હારા સમ ! ત્હમને વ્હાલામાં વ્હાલું હોય ત્હેના સમ ! બાના સમ ! બ્હેનના સમ !—જો ત્હમે જશો તો હું પછી મ્હોટેથી રડી પડીશ, હાં ! હવે મ્હારાથી નહિં રૂહેવાય. મ્હારો આ વખતનો–આટલો વાંક માફ કરો ; અને હવે કદિપણ ગુનામાં આવું તો મારી નાંખશો ત્હોયે હું બોલવાની નથી. મ્હારા સમ, ઉભા ન રૂહોતો !”

પત્નીને રોતી જોઇ, રસિકભાઇને દયા આવી: તે પાછો ફર્યો. "તું કદિ પણ સુધરવાની નથી; ત્હેં આવું કેટલીકવાર કર્યું? ત્હને જરા શરમે નથી આવતી? ન બોલવાનું બોલે છે, ન કરવાનું કરે છે; ને ગમે તેટલું કહીએ છીએ પણ કાંઇ લક્ષમાંજ નહિં! જો હવેથી એવું કર્યું ને, તો યાદ રાખજે; હું પછી કદિ ત્હારી સાથે બોલીશજ નહિં."

"અરે, જો હવે વાંકમાં આવું તો જાઓ ત્હમારી નજરમાં આવે તે કરજો: ગમે તો ન બોલાવશો, ગમે તો માથું કાપી નાંખજો; જાઓ—ત્હોયે હું નહિં બોલું! પછી કાંઈ છે?......વ્હાલા, મ્હને માફ કર્યે. હવે થયું? વ્હાલી ઉપર આટલો બધો ગુસ્સો હોય? મ્હારા સમ! ખુશી ન થાય તો!" ત્હેણે પતિના ખોળામાં પડતું નાંખ્યું: "હા હા. જાઓ, ગમે તેટલા ગુસ્સે થાઓ ને પણ અમે તો અહિં સૂવાનાં!—ગમે તેટલું કરોને પણ અમને તો જૂદાં પાડવાનાં નથી, જાણ્યુંને; હું તો અહિં ચ્હોટી છું—અહિં!" સુશીલાએ રસિકભાઇની છાતીએ હાથ મૂક્યો, "હે વ્હાલા! આપણે બે એક નહિં?—ત્યારે, ફ્હો હવે, ત્હમે હમણાંના અમારા સોગન કેમ નથી પાળતા? અમને ખોટું ન લાગે કે?—ખાઓ મ્હારા સમ, કે 'હવે હું ત્હારા સમ પાળીશ' એમ અમે નાંખી દેવાનાં નથી, સમજ્યાને? અમેયે વ્હાલાં ને સાત મોંઘાં ને લાડવાયાં છીએ!" તે પતિને બાઝી પડી. "કબૂલ કરો વ્હાલા," ત્હેણે હસતે મ્હોંયે કહ્યું, "ક્હો કે 'હવેથી જરૂર ત્હારા સમ પાળીશ."

"જા ત્હારા સમ પાળીશ; થયું હવે?" રસિકભાઇએ પ્રીતિભર્યા નયનથી હસતાં હસતાં કહ્યું: "પણ તું મ્હારૂં કહ્યું પાળતી નથી ત્હેનું શું? કોણ જાણે શું પણ—ત્હને ઘડી ઘડીમાં ઘેલછા ભરાઈ આવે છે!"

"હવે ત્હમારા કહ્યા પ્રમાણે ખરેખર ચાલીશ; લ્યો આ વચન! ત્હમારા સમ! થયું?—હું સમજું છું તો બધુંય; પણ ત્હમને થોડી વાર નથી જોતી ને, એટલે કોણ જાણે શું થઇ જાય છે! વ્હાલા, મ્હારાથી ત્હમારા વગર નથી રૂહેવાતું! આપણે બેને કાંઈ કામજ ન હોત–એક બીજાની પાસેજ રૂહેવાનું હોત–જૂદાં પડવાનું હોતજ નહિં તો, વ્હાલા, કેવી મઝા પડત?–હું તો જરાએ ત્હને વ્હીલો મૂકતજ નહિં, હો, વ્હાલા!"

*　　*　　*　　*　　*　　*

ઇન્દિરા! આ મહિને ખર્ચ વધારે થયું, હો!–ચાળીસ રૂપિયા તો થઇ ચૂક્યા ને પાંત્રીસ હજી આપવા બાકી છે; ત્હમારી સાડી ને ચંદનહારનું આવતા મહિના ઉપરજ રાખવું પડશે." જગન્નાથે હીસાબની ચોપડીમાંનો મેળ તારવતાં કહ્યું.

"એટલું ખર્ચ થયું ત્હેમાં વાંક કોહોનો?" ઇન્દિરાબાઇ મંદહાસ્ય કરતાં બોલ્યાં: "ત્હમારાં ભાણેજાંને વીસ રુપિયા આ મહિને ન્હોતા મોકલવા!–તે વીસમાંથી એક ખાસ્સી મઝેદાર, સુન્દર સાડી આવી શકત:–મ્હારે તો તે લીધા વગર ચાલવાનું નથી. પૈસાની શી ઉતાવળ છે, આવતે મહિને આપજો."

"ના. ના. તેમ નહિં બને. એક મહિનાની રકમ બીજા મહિનામાં ખેંચી ન જવાનો મ્હારો સિદ્ધાન્ત હું હરગીજ તોડવાનો નથી. બાપુને વીસ રૂપિયા મોકલ્યાની ત્હમે ફરિયાદ કરો છો; ને ત્હમારાં માને બે મહિના ઉપર દોઢસો રૂપિયા મોકલવા પડ્યા'તા ત્હેનો તો વિચાર પણ નથી કરતાં! જરા ન્યાયપૂર્વક તો જુવો!"

"તે તો મોકલોસ્તો! ત્હેમાં શું મ્હોટો ઉપકાર કર્યો તે આખો દિવસ એનું એજ ગા ગા કરો છો! મ્હારાં માબાપે પૈસા ખરચીને મ્હને ભણાવી ગણાવી, ઉછેરી પરણાવી, ને હું એમને જરૂર પડે

ત્યાર દોઢસો રૂપૈડી સારૂ ના ક્‌હેવા જાઉં ?–પણ એમ વાત ઉડાવી નાંખવાની નથી. મ્હારે આ વખત સાડી ને ચંદનહાર વગર ચાલવાનું જ નથી. ત્‍હમે કેવાં નવ રૂપિયાનાં બૂટ લાવ્યા અને ત્રીસ રૂપિયાનું ખોખું કરાવ્યું ?–એ તો બધાંયને એવુંજ ? ન્યાયપુરસ્સર તો ત્‍હમે જોતા નથી.”

“હું ન્યાયથી વર્તું છું કે નહિં તે જોવાનું ત્‍હમારૂં કામ નથી !” જગન્નાથે રોફ માર્યો. “હું ત્‍હમને કહું છું કે, આ મહિને મ્હારાથી બની શકે તેમ નથી; હું દેવું કરવાનો નથી. માટે હવે એ વાત સંભારશોજ નહિં. નહિં તો મ્હારે એ શબ્દો સંભળાવવા પડશે !”

“ત્યારે સંભળાવતાં મ્હને નહિં આવડે કે ?–એમ ડરાવતા નહિં. ત્‍હમારે પૈસા આવતે મહિને આપવા પડે છે ત્‍હેમાં શું થઈ જવાનું હતું ?–હા. જો મ્હને એમ ખાત્રી થાત કે એ ખર્ચ કરવા જેવી ત્‍હમારી સ્થિતિજ નથી તો હું આગ્રહ ન કરત. પણ તેમ નથી : અને તેથી...! પણ ત્‍હમે જાણો છો કે મ્હારે સહિલાસમાજના આવતા વાર્ષિક સમારંભ માટે તે જોઇએ છીએ ?–મ્હારી પાસે કાંઈ પ્હેરવા જેવાં કપડાંજ નથી. અને ચંદનહાર કરાવી આપવાનું તો ત્‍હમે કે દિવસથી વચન આપેલું છે !”

“કપડાં નથી ?–આ શું ક્‌હો છો, ઈન્દિરા ? ગયે વર્ષે અઢીસો રૂપિયા ખર્ચ્યા તે લૂગડાં બધાં ક્યાંટીયે ગયાં ? ત્‍હમે તો જૂલમ કરો છો !”

“એમાં જૂલમ બૂલમ કાંઇ નથી !–જૂનીને પેલી રેશમી સાડી તો ત્‍હમને કહી મ્હેં મ્હારી બ્હેનને આપી’તી; ને પિરોજીનો તો રંગજ ઉડી ગયો છે એટલે પ્હેરવા લાયક રહી નથી : બે ત્રણ છે પણ તે બહુ ભારે છે એટલે આવા સાધારણ પ્રસંગમાં જરા અણછાજતી લાગે. બાકીની તો મેલીયે થઇ ગઇ !–વળી આંકડો ગણ્યો અઢીસોનો પણ હીસાબમાં જોયું કે શું શું સામાન આવ્યો’તો ?–

બૂટની બે ચાર જોડ, મોજાંની જોડ એક બે ડઝન, 'સેન્ટ'ની શીશીઓ, વગેરે વગેરે બધું અઢીસોમાંજ ને ? એમાંથી એકલી સાડીઓ તો ન્હોતીજ આણી ?–આ બધી બીજી ભાંજગડમાં સાડી ને ચંદનહાર ભૂલી જવાનાં નથી, સમજ્યા ?"

"ત્હમે હઠ લેશો તો મ્હારે કબૂલ કરવુંજ પડશેસ્તો !" ખિન્ન થઇને જગન્નાથે કહ્યું, "પણ ત્હમે મ્હને બહુ મુશ્કેલીઓમાં ઉતારો છો. મ્હારો સિદ્ધાન્ત તોડવો પડશે ને–આ નકામું ખર્ચ છે!"

"ભલે! નકામું તો નકામું !–ત્હમે જેને હઠ કહો છો ત્હેને હું આગ્રહ કહું છું !" ઇન્દિરાબાઇએ કહ્યું : "જો આટલી પ્હેલેથીજ માથાકૂટ ન કરાવી હોત તો કેવું સારૂં થાત ?......પછી પેલો વિચાર તો ત્હમે માંડીજ વાળ્યો ને ?"

"કયો ?—રાજ્યની નોકરી કબૂલ કરવાનોને ?–હું એનાજ વિચારમાં છું. પગારમાં સારો ફાયદો થાય છે, પણ ગામડાંઓમાં જવાનું, ને ચોમાસામાંયે શહેરનું મ્હોં જોવાનું નહિં !–એટલો જરા વાંધો છે, પણ હું તો કબૂલ કરવાના વિચાર ઉપરજ આવ્યો છું."

"ત્યારે ત્હમારે એકલા જવું હોય તો જજો ! મ્હને તો એવાં જંગલની હવા બિલકૂલ માફક આવવાનીજ નથી !" ઈન્દિરાબાઇ છણકો કરીને ઉભાં થયાં : "ત્હમને મ્હારી ક્યાં દરકાર છે ?–પૈસો ત્હમારો પરમેશ્વર છે !–અહિં તો સ્હાંજે ફરવા જવાનું, બ્હાર નીકળ્યાં કે કોઇને કોઇ મળે, મહિલાસમાજ છે ત્હેનું કામ હોય!–કાંઇને કાંઇ હોયજ, એટલે દહાડો જણાતો પણ નથી. ને ત્યાં કોઇ ગામડામાં લઈ જઇને ગોંધી રાખવી છે ? અઠવાડિયામાં તો મરવા સૂઇશ ?–ત્હમને મ્હારી તો કાંઈ કાળજીજ નથી ! પુરુષોનું હૃદય શું નિષ્ઠુર ને સખ્ત હોય છે !–ત્હમને ફાવે તેમ કરો; હું તો જઇને સૂઈ જાઉં છું. ત્હમે ત્હમારી મેળે ત્હમારો પગાર કેટલો વધવાનો

ત્હેના હીસાબ ગણ્યા કરો. ત્હમને મ્હારે વિષે કાંઈ લાગણી છેજ નહિં !" ત્હેમણે ઉઠી ચાલવા માંડયું.

જગન્નાથે ચોપડી હાથમાંથી મૂકી દીધી ને ઉભા થઇને ત્હેમનો હાથ ઝાલી લઈ, ત્હેમને જતાં અટકાવ્યાં : "પ્રિય ઈન્દિરા, હું તો જે કરૂં છું તે ત્હારેજ માટે છે ! પૈસા વધારે ઓછા થશે તો ત્હેનાં પણ ત્હમેજ ભાગિયાં છો, તો પછી ત્હમારી મરજી નહિં હોય તો હું ત્યાં નહિં જાઉં !" તે દિલગીરીભરેલે ચ્હેરે બોલ્યો : "ત્હમને ઠીક લાગે તે મ્હને પણ ઠીકજ છે; ત્હમારા વિચારથી હું કયારે જૂદો ચાલ્યો છું ? થયું હવે મ્હારો વાંક હોય તો મ્હારે માફ માગવી જોઇએ. મ્હને માફ કરો."

"ના, ના. ત્હમે શું માફ માગો ?" ઈન્દિરાબાઇએ હાસ્યભર્યા ચ્હેરાથી પાછાં આવીને બેસતાં કહ્યું: "માફ તો મ્હારે માગવી જોઇએ કે મ્હેં આટલીવાર ત્હમારૂં મન દુખાવ્યું ! ચાલો, પ્રિય પ્રાણ, હવે મ્હને માફ કરો !"

૩. સ્વર્ગ :

भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्यकर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

(તે પરાવરનાં જ્યારે દર્શન થાય છે ત્યારે હૃદયગ્રન્થિ ભેદાઇ જાય છે, સર્વે સંશયો નષ્ટ થાય છે અને કર્મો પણ ક્ષીણ થઇ જાય છે.)

Live—
"By each other, till to love and live.
"Be one."

*Swin burne.*

(એક બીજાંની સાથે એવી રીતે રહેવું કે, પ્રેમ અને જીવન એક બની રહે.)

બંને જણ એક બીજાની સાથે, એક ન્હાના સરખા કોચ ઉપર, અગાશીમાં બેઠાં હતાં : મધુરી, શીળી ચન્દ્રા પોતાના અમિભર્યાં કર વિસ્તારી પૃથ્વીને ગાઢ આલિંગન દેતી હતી,–પવિત્ર પ્રેમના આવેગમાં ચુંબતી હતી. સુગન્ધ ઝરતો મનહર અનિલ મિઠ્ઠી મિઠ્ઠી લહરિઓમાં ત્હેમના બંનેના નિર્મળ અંગ ઉપર આનન્દની સુધાવૃષ્ટિ કરતો હતો. રજનિ ભરયૌવનમાં ખીલી રહી હતી. આસપાસ સર્વે શાન્ત–શાન્ત હતું; આ સમયની અલૌકિક, અનુપમ શાન્તિ આ પ્રેમમય હૃદયયુગલને કાન્ત, સુરમ્ય બનાવી દેતી હતી. પતિપત્ની પ્રીતિભરી વાતોમાં લીન થઈ ગયાં હતાં: તે પ્રબોધચન્દ્ર અને સરસ્વતી હતાં.

"ઓ મ્હારા વ્હાલા! ત્હારો હું શો શો પાડ માનું? ત્હેં મ્હને કેટલી કેટલી શિખામણો દઇ સુધારી? ત્હારા ડ્હાપણનો તો પારજ નથી–જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે; જ્યાં ને ત્યાં ત્હારાંજ વખાણ સાંભળું છું, ને સાંભળું છું ત્યારે મ્હારૂં શેર શેર લોહી ચ્હડે છે. હું તો પરમેશ્વરને પગે લાગીને નિત્ય એટલુંજ માગું છું કે ત્હને મૂકીને મ્હારો જવાવારો આવજો! ત્હને ગમતું નથી; પણ ખરેખરૂં કહું છું કે, વ્હાલા! ત્હારાં જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાંજ છે!"

"એતો ઠીક, પણ કદિ આપણું લગ્ન ન થયું હોત અને ત્હારૂં બીજે ઠેકાણે—"

"જુવો વાત ફેરવી ખરી?–હું જાણું છું કે ત્હમારાં વખાણ ત્હમને ગમતાંજ નથી: પણ હુંતો ખરૂંજ કહું છું!–તું મ્હને કદિ એવું પૂછતોજ ના!–હોં, વ્હાલા!–મ્હને વિચાર કરતાં પણ કંપારો છૂટે છે કે આપણો વિવાહ થયો હતો ને,–અને તું અમારે ત્યાં આવતો કે હું અહિં જમવા આવતી ત્યારે તું મ્હારી તરફ નજરે ફેરવતો નહિં, પણ હું તો ત્હને ને ત્હનેજ જોઇ રહેતી એવું વ્હાલ

આવતું !—ન્હાનપણથી એમજ થતું તો પછી અત્યારે કેમ ન થાય ?–હવે તો ત્હારો સવારથ દીઠો છે ને તે હવે તો વૈકુંઠ મળતું હોયને, ત્હોયે ત્હારા વગર ત્યાં ન જાઉં !" બોલતે બોલતે ત્હેની મુખાકૃતિ જરા મ્લાન થઇ: "વ્હાલા ! પણ એકલાં જવુંજ પડશે તો !–આ રોગ મ્હને નઠારો પેદા થયો છે, ત્હેણે કોઇનેયે મૂક્યાં છે, તે મ્હને મૂકશે ?–ત્હારા વગરજ જવું પડશે ? વ્હાલા આપણો ત્યાં પાછો મેળાપ નહિં થાય ?"

"ગાંડી છે ! ગાંડી." પતિએ વ્હાલથી વાંસે હાથ ફેરવતાં, ત્હેનું માથું છાતી સરસું દાબી કહ્યું: "એવા ગાંડાઘેલા વિચાર વળી ત્હને કોણે શીખવ્યા ? ત્હને વળી દ્દહેસત ભરેલો રોગજ શો છે ? અશક્તિનો ને રૂતુનો તાવ આવે છે ને શરદીને લીધે ઉધરશ વખતે આવે, એટલે રોગ થઇ ગયો ? એવા એવા વિચારમાંજ માણસ માંદુ ન હોય ત્હોયે થઈ જાય !–વ્હાલી ! મ્હારા સમ ! એવું કાંઇ મનમાં જ આણે તો !"

"હું તો ઘણુંયે કરૂં છું પણ રૂહેવાતુંજ નથી ! હેં, વ્હાલા, પરજીવન કે પુનર્જન્મ નહિંજ હોય ? શું પ્રભુએ આપણાં જીવન એક કર્યાં, હૃદયોનો સંબંધ આવો ગાઢ કર્યો, મ્હને ત્હમારા અંતર્–વિલાસમાં આટલી ઉતારી, આપણા આત્માઓને પ્રેમમય કર્યા–તે શું જુદાં પાડવાને સારૂજ ?...એટલી પડું છું ત્યારે એના એજ વિચાર મનમાં ઉભરાયાં કરે છે ! શું ખરૂં હશે

"એ બધુંયે ખરૂં છે: આ જીવન પણ ખરૂં છે–પરજીવન પણ ખરૂં છે: અને ઇશ્વરની દયા–પ્રેમ તે પણ ખરોજ છે ! એવા ઉંડા ઉંડા વિચારોમાં ઉતરવું ત્હારે માટે લાભકારકજ નથી. આપણો બંનેનો સંબંધ, એ આપણા આત્માઓનુંજ લગ્ન છે અને પરલોકમાં કે પુનર્જન્મમાં આપણા આત્મા પ્રભુ હવે જુદા પાડેજ નહિં. મ્હારૂં

હૃદય ત્હારા પ્રેમથી પ્રફુલ્લ થયું ન્હોતું, મ્હારો આત્મા ત્હારી પ્રીતિ-ભક્તિમાં વિકાસ પામ્યો ન્હોતો ત્યાં સુધી હું પણ નાસ્તિક જેવોજ–'અજ્ઞાતમત'વાદી હતો ! પણ ત્હારા પ્રેમે મ્હને મનુષ્ય બનાવ્યો છે, ત્હારી ભક્તિએ મ્હારામાં પ્રભુનાં કૃપાકિરણનો ઉદય કરાવ્યો છે. વ્હાલી ! મનુષ્યજીવનનું તારણ પ્રીતિ અને ભક્તિ શિવાય બીજું શું હોઈ શકે ?"

તે બંને જણ અરસ્પરસના પ્રેમભર્યા હૃદયતરંગોની સુવાસ લહરિમાં આન્દોલન પામતાં ક્ષણભર મૌન પામ્યાં. સરસ્વતી પતિના ખભા ઉપર માથું મૂકીને–મંદહાસ્યભર્યા મુખચન્દ્રથી શોભતી–કાંઈક અવર્ણનીય વિચારોર્મિઓમાં વિલીન રહી. હૃદય આનન્દમાં હોય છે, જીવન વિસ્મૃતની વિશ્રાન્તિમાં વિલસતું હોય છે, આત્મા દિવ્યતાનાં તપોવનોમાં વિહરતો હોય છે, તે સમયની સુન્દરતા ખરેખરી રમણીય, સ્વર્ગીયજ હોય છે ! પ્રબોધચન્દ્રે આ નિર્દોષ, કોમળ, લલિત મનોહરતાને પ્રીતિ ભર્યાં ચુંબનોથી વધાવી લીધી.

" વ્હાલા, યોગિનીમૈયાની મ્હારા ઉપર કાંઇ સહજજં પ્રીતિ થઇ હોય એમ લાગે છે. એમના હૃદયવિલાસ મ્હને તો બહુ સુરમ્ય, બહુ આદરણીયજ લાગે છે ! શ્રીમતી અને મૈયા એ બંને જણ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને ઘણો પ્રયત્ન કરે છે. મ્હારો જીવ ઘણોયે બળે છે, પણ મ્હારાથી અશક્તિ અને ઘરકામને લીધે એમની સાથે જોઇએ તેટલો ભાગ નથી લઇ શકાતો. તું જુવેજ છેને. બાકી એ બંનેનો મ્હારા ઉપર–મ્હારી યોગ્યતા કરતાં પણ વધારે ભાવ છે...પણ, વ્હાલા, એક મ્હને જરા શક પડયો છે; તિદ્દહાડે ગરબા ગાવાને મ્હને બધાંયે બહુ આગ્રહ કર્યો—તે માન માગવાની મ્હને ટેવે નથી–તોપણ મ્હારાથી ઉઠાતુંજ ન્હોતુંઃ પણ એ મૈયાએ કોણ જાણે શું કર્યું તે મ્હને તરત સ્ફૂર્તિ આવી ગઇ અને જરા પણ અશક્તિએ જણાઈ નહિં ને

થાકે ન લાગ્યો : એનું કારણ શું હશે?—એમનામાં કાંઇ પ્રભુતા તો હશેજ!”

“હા. હોય પણ ખરી. પરન્તુ મ્હારા માનવામાં આવતી નથી. ને તું ક્હે છે તે ખરૂં હોય તો...પણ ત્હારો કંઠ પણ બહુજ મઝાનો ખીલ્યો’તો ને બધા પૂછતા’તા કે ‘આ કોણ છે?’—મ્હને તો ફિકર હતી કે તું થાકીને પડીજ જઇશ. પણ ત્હને કાંઈ થયું નહિં...કોણ જાણે પરમસાધ્વી છે એટલે એમના ઉપર પ્રભુની કૃપા હોય પણ ખરી! પણ અમને મળતી કેળવણીનો પ્રભાવજ એવોજ છે કે એ આમને આમ માન્યામાં નથી આવતું:” પ્રબોધચન્દ્રે વિચાર કરતાં કરતાં કહ્યું.

“બીજું કાંઇ નહિં પણ બધાં ઢોંગ કરીને પડી રહેવાનું મ્હારે માથે આળ મૂકે છે: ક્હેછે કે, જો માંદી હોય તો ગરબા ગવાય?—‘વાંઝણી! વાંઝણી!’ કરતાં’તાં તે મ્હેણું ટળવાનો વખત પાસે આવ્યો ત્યારે આ વળી નવું થયું! વ્હાલા, હું આટલું આટલું કરૂં છું પણ ત્હેનું ફળ કેમ નહિં થતું હોય?—જરા તાવ ઉતર્યો કે હું પાછી કામ કરવા માંડું છું, મ્હારી જાતનેયે સંભાળતી નથી,–ત્હોયે મ્હારા નશીબમાં જસજ નથી!’ પત્ની ગ્લાનિભર્યે સ્હેરે બોલી; “મ્હને, વ્હાલા! કાંઇ ખોટું તો હવે કોઇ ઉપર લાગતુંજ નથી પણ લલીબ્હેને ને બધાંયે ‘મ્હેં વીંટી ચોરી!’ એવી વાત આખી નાતમાં ઉરાડી છે; હું તો કાંઇ ત્હેની દરકાર કરૂં એવી નથી, કારણ મ્હારે ત્હારા વિના બીજા કોઇના સારા અભિપ્રાયની જરૂર નથી. પણ મ્હને ભાઇયે પૂછતા’તા!...અરે, બળી એ વાત!—વ્હાલા! ત્હને મ્હારા ઉપર તો ખોટું નથી લાગ્યું ને? “ત્હારા ઉપર ખોટું લાગવાનું કાંઇ કારણ?”—પતિએ પૂછ્યું. “વ્હાલી! આપણાં જીવન દુનિયાંના વિષાદથી ભરપૂર છે છતાં એક બીજાના ઉપરજ

આધાર રાખતાં શાન્તિ પામી શકે તો ત્હેના કરતાં બીજું સુખ શું-બીજો વધારે સારો હર્ષ કીયો-બીજું વધારે સારૂં સ્વર્ગમાં પણ શું હોઈ શકે?...ઓ મ્હારી મધુરી!" ત્હેણે પત્ની છાતી સરસી દાબી પ્રેમના ઉમળકાનાં ચુંબનોથી ત્હેના આત્મામાં પોતાના આત્માને વીલીન એકરૂપ કરતાં કહ્યું: "વ્હાલી પ્રિયતમા! કૃષ્ણ અને રાધિકાના વ્હાલ કરતાં વધારે પવિત્ર, **નળ** અને દમયંતીની પ્રીતિ કરતાં વધારે સુન્દર, અને **રામ** અને **સીતા**ના સ્નેહ કરતાં વધારે અદ્વૈતમય, ભગવાન **શંકર** અને ઉમાનો આત્માનન્દભર્યો પ્રેમ વધારે શુખકર છે, વધારે મનોહર છે, વધારે દિવ્ય છે,-ત્હેવાજ પ્રેમમાં આપણા આત્માઓ જ્યારે એકત્વ પામશે ત્યારેજ તું મ્હને પૂછતી'તી ત્હેવો આપણો અનન્ત સંયોગ થશે: એમ થવાને માટે આપણને બંનેને બહુ મહેનત લેવી પડશે-પ્રયાસ કરવા પડશે. જ્યારે આપણે સ્થૂલ પ્રીતિનું બંધન તોડી સૂક્ષ્મ અથવા અપાર્થિવ પ્રદેશોમાં પ્રવેશ કરી શકીશું, ત્યારે આપણે તે પ્રેમને-તે અદ્વૈત અમરતાને યોગ્ય થઈશું. **પ્રભુ**તા ત્હેનાથી લેશપણ ભિન્ન નથીજ. પણ એ ક્યારે થશે કે આપણે આપણી આસપાસનાં અન્ય-આપણા કરતાં ઉતરતાં જીવનોને સુખ, આનન્દ અને ઉન્નતિ આપવા પ્રયત્ન કરીશું, આપણા ઐહિક-દુનિયાંના સ્વાર્થ ભૂલી જઈ પરમાર્થમાંજ સ્વાર્થ માનીશું. સર્વ સામે એક સરખી પ્રીતિ ભરી વર્તણુક ચલાવીશું, અન્યનાં દુઃખથી દુઃખી થઈશું, બીજાંઓનાં ક્લેશ, કષ્ટ, અને ચિન્તાઓ દૂર કરવામાં આપણું જીવન આરોપીશું,—ત્યારેજ, વ્હાલી! ત્યારેજ આપણે આપણી ઇષ્ટ વસ્તુ મેળવીશું: કારણ **આપણા આત્માઓની ઉન્નતિ બીજા આત્માઓનો વિકાસ આપણાથી બની શકે ત્હેના પ્રમાણમાંજ થાય** છે. રસ્તો વિકટ છે, પણ પ્રભુની આપણાં બંને **ઉપર** પૂર્ણ કૃપા છે; અને ફળપ્રાપ્તિ અતિ દૂર છે,

પણ પ્રભુની દયાથી આપણું હૃદયયુગલ આશાથી ભરપૂર છે: તો પછી અન્તે-જો આપણે હાલને માર્ગેજ વહન કરીશું તો-અન્તે વિજયની ખાત્રીજ છે: અને પ્રભુજી પંડે આવીને આપણને સાથેજ પોતાના અનન્ત પ્રેમમય સ્વરૂપમાં વધાવી લેશે એ નક્કિજ છે!"

શાન્તિ ત્હેવી ને ત્હેવીજ હતી પણ ત્હેમાંથી આ પુણ્યપુનિત દંપતીને આચ્છાદતો કોઈ અદ્‌ભુત પ્રભાવ ચોતરફ વ્હેતો હતો. પૃથ્વી ઉપરનું સ્વર્ગ આ યુગલને પોતાના પરંતપ રાજ્યમાં સ્વીકારી લેતું હતું: અને સાક્ષાત્ પરમતેજોમય પ્રેમબ્રહ્મ પરમાત્માની અંતરકુંજનાં સંગીત સુવાસ ભર્યાં દ્વાર પણ ત્હેમને પ્રભુ સ્વરૂપની દિવ્ય ઝાંખી કરાવતાં ખુલ્લાંજ હતાં.

---

## પ્રકરણ ૮ મું: વિધવાનાં કર્મની કહાણીઓ.

---

"Rough wind, that moanest loud,
"Grief too sad for song;
"Wild wind, when sullen cloud
"Knells all the night long;
"Bare woods whose branches Stain,
"Deep caves and dreary main,
"Wail for the world's wrong."

—*Shelly.*

[illegible]

મચાવી રહે છે; અને ઉંડી ગુફાઓ તથા રણરણકાર સાગરને છાયી રહેતાં એકાન્ત જંગલો! જગતના અન્યાયો માટે તુમે સહૃદય આક્રન્દ કરી રહ્યાં છો.)

મૈયા, આ શું?—આ ચમત્કાર તો મ્હારૂં હૃદય સમજી શકતું નથી—મ્હારો આત્મા સ્વીકારીજ શકતો નથી!—આતે સ્વપ્ન કે જાગ્રત?"

શ્રીમતી મૈયા, એક મહાત્માએ બીજાને આપેલો ઉત્તર અહિં સંપૂર્ણરીતે અનુકૂળ આવે છે: 'એ જીવનનું સ્વપ્ન છે પણ આત્માનું જાગ્રત છે. મૈયા, પતિપત્નીનાં જીવનચિત્રોનું વિલોકન કર્યું?—કહો હવે, તે દિવસ ગરબો ગાતી બે સમવયી યુવતીઓમાં કાંઈ ફેર તુમને માલૂમ પડે છે?"

"મૈયા, ઘણુંજ મ્હોટું અન્તર્! ક્યાં સરસ્વતી અને ક્યાં રત્નાવલી!—રત્નાવલી આવી? મૈયા, મ્હારો આત્મા એનું સાંસારિક જીવન જોઈ બહુ કલેશિત થાય છે. ઇન્દિરા, પણ સંપૂર્ણ નથી?—મૈયા! ઓ મ્હારી મૈયા! તું મ્હને સમજાવ્ય કે આ સર્વ જીવન-ચિત્રો તું શી રીતે મૂર્તિમાન કરી શકી?—મ્હને ત્હારી પ્રીતિનું પાત્ર બનાવ્યઃ મૈયા!—ત્યારે યોગ અને ભક્તિ ત્હારામાં આટલું બધું સામર્થ્ય પેદા કરી શકયાં છે એ ખરૂંજ છે!—મૈયા, મૈયા, મ્હેં જોયું, છતાં મન અને બુદ્ધિ કબૂલ કરી શકતાં નથી."

"શ્રીમતી મૈયા, તું અત્યારે એ ભ્રમમાં પડીશજ નહિં. એ આત્માના બળની—આધિકારની વાત છે અને પ્રભુકૃપા વિના તેવું આત્મબળ એકદમજ પ્રાપ્ત પણ થતું નથી, ઉપયોગતું પણ નથી. માનુષી પ્રયત્નની સાથે સાંસારિક યોગ્યતા પણ તેની પ્રાપ્તિના કારણ રૂપ છે. કુંભકરણને તે શક્તિ મળી નહિં, અને રાવણને તે છાજી નહિં; ફક્ત ત્હેનો ખરો ભોક્તા તો વિભીષણજ થઇ શક્યો. કર્ણ, બાણ અને નહુષ પાસેથી તે લુપ્ત થઇ ગઇ અને માત્ર અર્જુનજ

ત્હેને ધારણ કરી શકયો. માટે મૈયા, પ્રથમ તો સ્વધર્મ પ્રમાણે વર્તવું અને કર્તવ્ય કર્યે જવું, એટલોજ જીવનહેતુ હાલ તું રાખ્ય. તું મ્હારી બ્હેન જેટલી આજ મ્હને પ્રિય થઇ પડી છે અને તેથી મ્હેં ત્હને દિવ્ય દર્શન કરાવ્યું છે: પરન્તુ એટલું યાદ રાખજે કે એ સર્વ, નરક,–પૃથ્વી–અને સ્વર્ગના આત્માએ આપની તો ખાસ કરીને દયા, માયા અને ભક્તિનેજ યોગ્ય છે. પ્રભુ જેને પોતાની સૃષ્ટિમાં સંભાળે ત્હેનો તિરસ્કાર કરનાર આપણે કોણ?–માટે આ જેયું નથી એમજ તું દુનિયામાં વર્તજે. ત્હારૂં જીવન જેમ જેમ વધારે વધારે પવિત્ર, પરોપકારી, આત્મત્યાગી થશે તેમ તેમજ ત્હારા આત્માનો વિકાસ થવાનો.

"મૈયા, પણ, સરસ્વતી અને પ્રબોધચન્દ્રવાળું ચિત્ર તો હજી મ્હારાં મનલોચન સમક્ષ તર્યા કરે છે: આહાહા! શું સુન્દર,–આ જગત્ પણ પતિપત્નીનું 'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,' એવું–રસજીવન બનાવી શકે છે? મૈયા! ત્હારૂં ક્હેવું ખરૂં છે: આવા દંપતીની જીંદગી સમક્ષ ગમે ત્હેવી વિશુદ્ધ કુમારિકાનું જીવવું શુષ્ક છે, ગમે ત્હેવી પવિત્ર વિધવાની જીંદગી નિર્જીવ છે? દુનિયાંને ખરૂં સુખકારક જીવન તો–ત્હેના ઊંડા દુ:ખપંકો અમૃતધારાથી સાફ કરવું, ત્હેનાં ગાઢાં વિપત્તિ--ચિન્તા ભર્યાં તિમિરજાળાં આત્મજ્યોતિથી નિર્મળ કરવું,–પ્રેમીલાં દંપતીનુંજ છે: ત્હેને લીધેજ આપણાં ગૃહરાજ્યોમાં સજીવનતા ભર્યું જીવન ફૂંકાય છે. આથી કૌમાર અને વૈધવ્ય જીવનની અનેક ઉપયોગિતાનો હું અસ્વીકાર કરતી નથી: પરંતુ આવી પતિતપાવન જીંદગીઓની પ્રેમ લહરોમાં ધર્મભક્તિ ભર્યાં બાળકો જ્યારે ઉછરશે ત્યારેજ આપણી પ્રજાનો ઉદ્ધાર થઇ શકશે. અને એટલી બધી દૂર દૃષ્ટિ ન નાંખીએ તોપણ–આવાં જીવનનાં પ્રીતિપ્રભા ઝરતાં અજવાળાં પણ જગતનાં ક્લેશ–કલુષો નષ્ટ કરવાને ક્યાં સમર્થ નથી?"

"બ્હેની શ્રીમતી! મ્હારાં જનનિસ્વરૂપ ગુરૂ પત્ની ભક્તિ મૈયાએ પરલોકવાસ કર્યો તે પ્હેલાં ત્હેમણે મ્હને કહ્યું હતું કે, 'પુત્ર દેવી! હું અને તું થોડા સમયમાં જૂદાં પડીશું. ત્હારા અન્તઃકરણમાં હજી કેટલીક પ્રવૃત્તિના વિહારરૂપ વાસનાઓ છે: મ્હારાથી ત્હને ત્હેમાંથી મુક્ત કરવાનું બની શક્યું નથી પણ–અહિંથી મ્હારો આત્મા પ્રયાણ કરી લે તે પછી ગુરુકૃપાથી ત્હને તેમ કરવાનો પ્રસંગ મળશે અને તું અન્તે મુક્ત પણ થઇશ. પરન્તુ તેમ કરવામાં ત્હારે ફરીથી કેટલોક કાળ સંસારની ઉપાધિઓમાં વ્યતીત કરવો પડશે. પુત્રી! બ્હીતી નહિં; કારણ ત્હારે માથે મહા સમર્થ હાથ છે! ત્હને ત્યાં ત્હારી પ્રવૃત્તિના પ્રારંભકાળમાં–તું જેવી નૈષ્ઠિક બ્રહ્મચારિણી બાલવિધવા છે ત્હેવીજ પવિત્ર–એક કુમારિકા અને એક સતી સાધ્વીનો પરિચય થશે: અને ત્યાંજ ત્હારી વાસનાઓ ફળપ્રદ થવી શરૂ થશે; અન્તે તું યોગજીવન પણ ધારણ કરી શકીશ.' બ્હેની! મ્હારો આત્મા સાક્ષી પૂરે છે કે તેજ પવિત્ર કુમારિકા તે તું અને તેજ સતી સાધ્વી તે સરસ્વતી; અને એટલા માટેજ મ્હેં ત્હને ત્હેના આન્તર્ જીવનનું દર્શન કરાવ્યું."

"મૈયા! આટલું બધું તો મ્હારા ખ્યાલમાં પણ નહિં. પરન્તુ આજ તો ત્હને હું એક તસ્દી આપવા આવી હતી. મ્હારા એક સુધારક બન્ધુની સૂચના ઉપરથી દુઃખાર્ત્ત વિધવાઓને પત્રદ્વારા ત્હેમની વિપત્તિઓના અનુભવ મ્હારા ઉપર લખી મોકલવાનું વિનંતિપત્ર મ્હેં કેટલાક વખત ઉપર પ્રસિદ્ધ કર્યું હતું અને તે ઉપરથી મ્હને કેટલાક પત્રો મળ્યા છે જેમાંથી થોડું તારણ ક્હાડી લાવી ત્હારી સમક્ષ મૂકવા મ્હેં ધાર્યું હતું–પણ તું તો સર્વજ્ઞ છે: ત્હને ત્હેવા પત્રો વિના પણ અમારાં જીવનનાં રહસ્ય સાધ્ય છે તેથી તે વિષય ત્હારી પાસે હવે ક્હાડતાં પણ હું અચકાઉં છું."

" શ્રીમતી, ત્હારી ભૂલ થાય છે : હું તો સર્વજ્ઞના પગની રજ પણ નથી. મ્હેં કહ્યું નહિં કે પ્રભુકૃપા વિના કાંઇપણ બની શકતું નથી?—બેલાશક, તું ત્હારા પત્રોનું ટાંચણ વાંચ્ય. ત્હને એક ખબર નહિં હોય કે જેમ જેમ હું આખા જગત્ ઉપરની મ્હારી–પ્હેલાંના જેવી એક સરખી પ્રેમદૃષ્ટિ નાંખતાં અચકાઉં છું–કારણ હાલ તું અને સરસ્વતી મ્હને પ્રિયતમ થઇ પડયાં છો–અને જેમ જેમ ત્હમારા તરફ મ્હારા આત્માનું આકર્ષણ વધતું જાય છે,–તેમ તેમ મ્હારૂં યોગબળ ઘટતું જાય છે, હું ગુલાબસિંહની પેઠે મનુષ્ય બનતી જાઉં છું. પણ ત્હેની મ્હને રજ પણ ચિન્તા નથી. અને 'મનુષ્યત્વયે મધુર જ છેનો !'—માટે હવે મ્હને તું ત્હારા જેવીજ ગણજે. ચાલ્ય, વાંચવાનું શરૂ કર, બ્હેની !"

૧. ગરીબાઈ :

હું નિર્ધન બ્રાહ્મણ માબાપની દીકરી છું. મા જીવે છે પણ એને બિચારીને હાલ પણ અન્નને અને દાંતને વેર છે : મ્હારા પગાર ઉપર અમારો ગુજારો ચલાવે છે. થોડુંક ભણી : ભણવાનાં સાધનો તો સરકારે પૂરાં પાડયાં પણ ખાવું શું ? મ્હારી માને શું ખવડાવવું ? બાપ ન્હાની મૂકીને મરી ગયો ને મા હું દસ વર્ષની થઇ ત્યારે અંધ થઈ!—સાત વર્ષની ઉમ્મરે મ્હારું એક ડોસા સાથે લગ્ન કર્યું, તે મ્હને સાંભરતું પણ નથી : નવ વર્ષની વયે મ્હને એટલું સૌભાગ્ય પણ ન છાજ્યું ! મ્હારે સાસરે પૈસો હતો; મ્હારા બાપે મ્હને પરણાવી તે વેચી હતી પણ વેચ્યાના પૈસાથી ત્હેણે પોતાનું કરજ વાળ્યું હતું. ડોસા ગુજરી ગયા એટલે ત્હેમના ભત્રિજાએ ઘરમાં પેશી જઈ, બધું કબજ કરી લીધું. હું તો પિયર હતી. મ્હોટી થઇ ત્યાં સુધી ઘરમાં રહ્યું સહ્યું જે હતું તે વેચીને મ્હેં ને મ્હારી માએ ગુજરાન ચલાવ્યું. પછી હું સાસરે ભરણપોષણ માગવાને ગઇ. જવાબ મળ્યો

કે 'અહિં રૂહો, વૈતરૂં કરો, ને ખાઓ.' મ્હારી માને મ્હારી સાથે રાખવાની શરતે જે કહ્યું તે કબુલ કર્યું;–૭ મહિના પછી ગુલામગીરી કરી. પણ ભત્રિજાની દાનત અપવિત્ર હતી !...મ્હેં ને મ્હારી માએ તે ઘર હમ્મેશને માટે છોડયું ! પણ કરવું શું ?–કાંઇ સાધન ન્હોતાં. એટલું ભણી ન્હોતી કે નિશાળમાં જગો મળે. તેથી એક જગોએ રાંધવા રહી. રાંધવાની સાથે ઘરનું સઘળું કામ પણ હું કરતી. ત્યાંપણ મ્હને નિરાંત ન મળી. શેઠનો પુત્ર યુવાન અને વિષયી હ-તો !...અન્તે ત્યાંથી પણ નીકળી. મ્હારી મા એવામાં માંદી પડી ! ઇસ્પીતાલમાં રાખી !–સરકારનું પ્રભુ કલ્યાણ કરો, નહિંતો અમારૂં શું થાત ? ત્યાં કોઇ કોઇ માણસો ને કોઈ કોઇ છોકરા તો સારા ન્હોતા, પણ બધા ત્હેવા નથી હોતા. એક છોકરો તો ઘણોજ દયા-ળુ હતો. ત્હેણે મ્હારી સ્થિતિ મ્હોટા દાક્તરને કહી; જે ઉપરથી મ્હારી માને આશ્રમમાં રૂહેવાની ત્હેમણે સગવડ કરી આપી અને મ્હને ઇસ્પીતાલમાં માંદાંની માવજત કરવાને જગો આપી; ત્યાં હું પાંચ વરસથી છું. તે છોકરો હાલ દાક્તર થયો છે ને પોતાની બ્હે-નની માફક મ્હને ગણે છે. પણ દુનિયાંમાં ત્હેના જેવા થોડાજ છે ! મ્હારો દુનિયાંનો અનુભવ ઘણોજ કડવો છે ! માટે હું તો પ્રભુકૃ-પાથી બચી જવા પામીછું, પણ જૂલમના પૈડા તળે ઘણી અનાથ વિધવાઓ પીલાય છે–કચરાય છે, ત્હેમનું કાંઇ કરશો તો ત્હમારૂં ખરેખરૂં કલ્યાણ થશે !"

૨. ભણતર:

"હું એક છોકરીઓની નિશાળમાં સ્ત્રી શિક્ષક છું. મ્હારા પ-તિએ અનેક કષ્ટ સહન કરીને મ્હને ભણાવી : હું કોલેજમાં જાઉં ત્યારે એ પંડે લોટ દળીને રોટલા કરી મૂકે !–(તે વખત અમારી હાલત સારી ન્હોતી.) મ્હારાં બે બાળકને પણ એ રાખે ! અને

મ્હારે કરવાનું બધું કામ પોતે કરે !–એવામં એમણે વૈકુંઠવાસ કર્યો. મ્હારી પાસે પૂરા પચીસ રૂપિયા પણ નહિં હતા ને બે બાળક તથા મ્હારૂં શું થશે એ વિચારે મ્હને ગાંડીજ કરી મૂકી. લાજ મરજાદ મૂકી, એક માસ થયા પછી પાછો અભ્યાસ શરૂ કર્યો ! મ્હારા પતિ ગમે તેમ કરીને પૈસો પેદા કરી લાવતા પણ મ્હારે તો પાંચ રૂપિયાની સ્કૉલરશીપમાંજ ચલાવવાનું હતું ! હું આડોશીપાડોશીનું કામ કરીને ગુજરાન ચલાવતી હતી–પણ વર્ષની આખરે ત્હેનું ઘણું માઠું પરિણામ આવ્યું–હું નપાસ થઇ–મ્હારી સ્કોલરશીપ રદ થઇ ! હવે તો ભીખ માગી ખાવાનો પણ રસ્તો રહ્યો ન્હોતો. એક વાણીયાના પચીસ રૂપિયા દેવા થયા હતા, ત્હેણે હુકમનામું મેળવી ઘરમાંનો બધો–જેટલો રહ્યો હતો તેટલો–સામાન જપ્તીમાં લીધો ! સ્ત્રીઓની નિશાળોમાં પુરુષ મેહેતાજી રાખે છે એ ખરાબમાં ખરાબ છે ! એક માસ્તર મ્હારા ઉપર હમ્મેશાં કુદૃષ્ટિ કર્યાં કરતો હતો ત્હેનો હવે લાગ ફાવ્યો ! અત્યાર સુધી હું પવિત્ર હતી, પણ......હે પ્રભુ ! તું ગરીબાઇ શું કામ આપતો હોઇશ ? દુનિયાંમાં જેટલાં પાપ સ્ત્રીઓ–ગરીબ સ્ત્રીઓ કરે છે તેટલાંમાંનું એક પણ ભાગ્યેજ કોઇ રાજીખુશીથી કરતી હશે !...અન્તે હું અપવિત્ર થઇ ! પણ મ્હારે અને મ્હારાં બે બાળકોને માટે રહેવાનું ઘર અને ખાવાનું અન્ન મેળવી શકી !–અભ્યાસ પણ જારી રાખ્યો અને પાસ થઇ મેહેતીજી થઇ. અહિં હવે કદિ ભ્રષ્ટ ન થવું એ મ્હેં નિશ્ચય કર્યો હતો. પણ પરીક્ષક પુરુષ હતો;–કમનશીબે ઇશ્વરે મ્હને જરા ખુબસુરત બનાવી હતી. હું દૃઢ રહી, તે વર્ષ નિશાળનું પરિણામ ખરાબમાં ખરાબ આવ્યું !–બરતરફ કરવાની ધમકી મળી અને પગાર પાંચ રૂપિયા ઘટયો ! બીજે વર્ષ પાછો એનો એ ચંડાળજ પરીક્ષા લેવા આવ્યો...હું ભાવિને શરણ થઇ ! અને ત્યારની ઉપરથી પવિત્ર પણ અંદરથી કુલટા કરતાં પણ

નપાટ છું ? પણ શું કરૂં ? પેટ ભૂંડું છે. મ્હારાં છોકરાંનું શું થાય?–સરકાર આટલું ખર્ચ કરે છે ત્યારે છોકરીઓ, અને સ્ત્રીઓની શાળાઓમાં પુરુષોને શામાટે રાખતી હશે ? શિક્ષકો, પરીક્ષકો, ઇન્સ્પેકટરો અને ડાયરેકટર, ત્હેમના ખાતાંનાં ઓધ્ધેદાર માણસો પણ સ્ત્રીઓજ જોઇએ અને તેમ થશે ત્યારેજ આ અનીતિનો સડો નીકળી જઇ સ્ત્રીકેળવણી પવિત્ર થશે. આ બાબત કાંઇ કરી શકશો તો મ્હારા જેવી સેંકડો અભાગિણીઓની દુવા ત્હમે લેશો; કારણ અમારા લોકોમાં વિધવા થાય એટલે સ્ત્રીને કોલેજમાં મોકલી સ્ત્રીશિક્ષક બનાવવા શિવાય બીજો કોઇ માન ભરેલો ધંધો ત્હેને માટે જડતોજ નથી

૩. ગાંડું કુલાભિમાન :

"નાતમાં અમારૂં કૂળ ઉંચું હતું તેથી મ્હારી માએ પાંચ હજાર રૂપિયા ખાવાને આપીને મ્હને અમારાથી પણ ઉંચા કૂળમાં પરણાવી. મ્હારો વર પચીસેક વરસનો હતો પણ એટલામાં તે બે વાર તો પરણી ચૂક્યો હતો જેમાંની એક મરી ગઇ હતી: એટલે હું અને મ્હારી શોક્ય બે જણ હતાં. અમારે બેને બને તો શેનુંજ ? એવામાં વળી મ્હારો વર જુગારમાં હારી ગયો ને અમે ઘણાંજ ગરીબ થઈ ગયાં !–મ્હારી શોક્ય તો કુચાલની હોવાથી ત્હેને ઘરની ફિકર ન્હોતી પણ હું ઘરનું ઘણુંખરૂં કામ કર્યા કરતી. સુખ તો શું એ મ્હેં નજરે પણ ભાળ્યું નથી : કારણ મ્હારી માએ ઘર વેચીને મ્હને પરણાવી હતી અને તે રૂપૈયા અને બીજા જેટલા હશે તે બધા મ્હારા વરને દેવામાંથી છૂટો કરવામાં ગયા. એટલામાં વળી એને ફરી પરણવાની ધૂન લાગી તેથી અમને બંનેને કૂઢાડી મૂક્યાં ને અગિયારસો રૂપિયા તથા બીજી એક કન્યા લઇને ઘેર આવ્યો. મ્હેં તે દહાડાનું સાસરાનું મ્હોંયે ભાળ્યું નથી !–બે ત્રણ વર્ષમાં એ

ગુજરી ગયો અને હું રાંડી!—અધુરામાં પૂરૂં મ્હારી મા પણ મરી ગઇ!—મ્હારી શેરીમાં લોકોનાં—છાનાં છપનાં દયણાં, ખાંડણાં કરૂં છું ને ભાડાના ઘરમાં રહું છું. બીજું શું કરૂં? એક દ્હાડાની નવરાઈ મળતી નથી: વાંચતાં ન્હાની હતી ત્યારે શીખી હતી ને વાંચવાનું મન પણ થાય છે પણ શું વાંચું અને ક્યાંથી વાંચું? જાર બાજરાનો રોટલો તો મળતો નથી ને ચોપડી ક્યાંથી લાવું?—એક બે જગાએથી રાંધવા રૂહેવાનું કહેવાં આવ્યું પણ તેઓ અમારાથી ઉતરતી નાતના હતા. નાતના પટેલીયાએ કૂહાવ્યું કે એમને ત્યાં રાંધવા રહીશ તો નાતબ્હાર મૂકીશું. મ્હારાં સગાં વ્હાલાં હું દળું છું—ખાંડું છું તે બાબત પણ નિત આવીને લ્હડી જાય છે. પણ એમ ન કરૂં તો ખાઉં શું? માટે આબરૂદાર ઘરની રાંડીરાંડોને માટે મદદગાર થઈ પડે એવું કાંઇ કરો:—ખરા પુન્યનું કામ એ છે! ભીખ માગવા જવાતું નથી ને ઉઘાડી મજુરી થતી નથી. ઉંચી નાતની બાયડીઓ નાતરાં તો નહિં કરે, પણ બીજે કોઇ આબરૂદાર ધંધે અમને ચડાવશો તો અમારા પેટને માટે પણ અમે ચડીશું."

### ૪. શ્રીમન્તાઈ અને દુષ્ટમાર્ગી જ્ઞાન:

"મ્હારાં માબાપ ધનવાન છે. મ્હારું અગીઆર વર્ષે લગ્ન થયું અને પંદરે વર્ષે હું સાસરે ગઇ. મ્હારા પતિ સત્તર વર્ષની ઉમ્મરે પ્લેગના દુષ્ટ રોગના ભોગ થઇ પડ્યા—ને મ્હારૂં નસીબ ફૂટી ગયું! મ્હારા બાપ અને ભાઇ સુધારાવાળાઓમાં ગણાય છે, પણ તેઓ કાંઇ કરી શક્યા નહિં અને મ્હારૂં યૌવન તો ખીલતુંજ ગયું! સંસ્કૃત અને ઇંગ્રેજીનો મ્હેં સારો અભ્યાસ કરેલો હતો પણ ત્હેણેજ મ્હને અપવિત્ર કરી: ખરાબ ખરાબ વિચાર મ્હારૂં મન ડોલાવી નાંખવા લાગ્યા—અનીતિ ભર્યાં સ્વપ્નાં મ્હારી નિદ્રાનો ભંગ કરવા લાગ્યાં. મ્હારૂં શરીર રાત દ્હાડો ધીક્યું રૂહેવા લાગ્યું! મ્હેં મ્હારી બ્હેનપણી પાસે મ્હારી

આને કહેવડાવ્યું કે જો ત્હમારામાં હિમ્મત હોય, બાપ અને ભાઇ બોલ્યા પ્રમાણે ચાલવાને તૈયાર હોય તો મ્હારૂં પુનર્લગ્ન કરાવો. નહિં કરાવો તો હું મ્હારી વર્તણુક માટે જવાબદાર નથી. મ્હારી બાતો આ સાંભળી બહુજ અકળાઇ, મ્હારી સાગે ચ્હીડિયાં કરવા લાગી; અને મ્હારા બાપ તેમજ ભાઇ આ વિચાર જાણ્યા પછી દુઃખી દેખાવા લાગ્યા; પણ તેમના તરફથી મ્હને કાંઇ જવાબ મળ્યો નહીં, તેમ કાંઇ ઉપાય પણ લેવામાં આવ્યો નહીં. બંગલામાંનો મ્હારો ઓરડો ખાસ ઇલાયદોજ છે. મીટીંગ, પાર્ટીઓ, નાટકો ઇત્યાદીમાં મ્હારે વખતો વખત જવાનું થતું. મ્હારા બાઇ અને બાપની પાસેનાં મને પસંદ પડે તે પુસ્તકો વાંચવાની મ્હને છૂટી હતી ( આ ચોપડીઓ એકઠી કરીને એક મ્હોટી આગમાં બાળી દીધી હોયની તો ઘણું પુન્ય થાય ! ) મેઘદૂત અને ગીતગોવિંદ, બાગરન અને ઝોલા, નર્મકવિતા અને દયારામનાં કાવ્યો, વાંચી વાંચીને મ્હારૂં તો મનનજ ફરી ગયું !—મ્હારૂં મન દુર્વિચારથી ભરેલું, અનીતિ રૂપી નરકની ખાણ જેવુંજ થઇ ગયું હતું, તેવામાં અગ્નિમાં પવન ભળ્યો અને ઘી હોમાયું !—નર્મદાશંકરે લખ્યા પ્રમાણેનીજ અપવિત્ર સ્થિતિ મ્હારી થઈ !......અનીતિની કાંઇ હદ રહીજ નહિં ! પણ પાપ ઘેરાયું !...... તોયે પણ મનોવૃત્તિઓ વશ રહી નહીં. અન્તઃકરણ જે પ્હેલાં કોમળ હતું, એક પાપ કરતાં પણ કંપારો ખાતું, તે હવે બેધડક હત્યાઓ કરે ગયું !...પણ હવે અનુભવ બદલાયો છે. જે જીવનમાં પ્હેલાં અમૃત જેવી મીઠાસ રહેલી લાગતી હતી તેમાં કોણ જાણે કેમ પણ હવે કડવાશનો સ્વાદ આવવા માંડ્યો છે. મ્હારી તબિયત કોઇને પણ જણાવી ન શકું એવી બિલકુલ ખરાબ થઈ ગઈ છે અને અન્તઃકરણની લાગણીઓ પાપની અંધારપછેડી નીચે તદ્દન ઢંકાઇ ગઇ છે। તો હવે ત્હમને કહેવાનું એટલુંજ કે બીજી મ્હારા જેવી નિર્ભાગી

બાળકીઓ માટે કાંઇક ઉપાય શોધી કહાડો! દુનિયાંનાં સુખ–ઉપભોગ અનુભવવા સરજાયલી જીંદગી એળે જવા દેવી એવી ઈશ્વરની ઈચ્છા નહીંજ હોય એમ મ્હારા ભાઇ ઘણીવાર કહેતા અને મ્હને પણ એમ ખરૂં લાગે છે. તો પુનર્લગ્નનો રિવાજ સબળ કરો ત્યારેજ ત્હમે દેશી સ્ત્રીઓનું કલ્યાણ કર્યું કહેવાશેઃ પણ કદાચ કાંઇક કારણસર તેમ નજ બને એમ હોય તો તો પછી વૈધવ્ય ભોગવવું અને તે ભરયૌવનમાં ત્હેના કરતાં સતી થઇ બળી મરવાનો રિવાજ ઘણો સારો હતો! નહિં તો ત્રાસદાયક પાપો થવાનાંજ, ત્યારે તેમાંથી અનાથ બાલિકાઓને બચાવવી એના જેટલું બીજું કયું મ્હોટું પુણ્ય છે? ફક્ત જાણનારાંજ–અનુભવનારાંજ અમારી હાલત જાણે છે!–બીજાં કોઇને અમારાં કષ્ટ–દુઃખનું સ્વપ્ન પણ આવતું જણાતું નથી!'

૫. અન્ધશ્રદ્ધા :

"હું પૈસાવાળાં પણ ધર્માંધ માતાપિતાને પેટ જન્મી છું. વીસ વર્ષની ઉમ્મરે ત્રણ ન્હાનાં બાળક મૂકી, મ્હારા પતિએ સ્વર્ગવાસ કર્યો. હું સાસરે હતીઃ મ્હારાં સાસરિયાંના ત્રાસદાયક જૂલમે મ્હને પિયર ન્હસાડી મૂકી. અહિં એક બ્રહ્મચારીને બધાંયે ગુરૂ તરીકે માન્યો હતોઃ એનાં દુરાચરણ કોઇ સમજી શકતાં ન્હોતાં! મ્હારા બાલવિચાર ત્હેણે પોતાની મનોવૃત્તિઓને અનુકૂળ થાય તેમ વાળ્યા અને ત્હેણે મ્હને એવાં એવાં પુસ્તકો વંચાવ્યાં, એવા એવા ધર્મના સિદ્ધાન્ત શીખવ્યા કે મ્હને કાંઇ પણ દુર્વિચારની લાગણી થવા દીધા વિના અન્તે ભ્રષ્ટ કરી!...મ્હારૂં મન ધર્મની બીજી શુદ્ધ વૃત્તિઓ ઉપરથી ઉઠી ગયું અને કોણ જાણે એણે શું કર્યું કે હું એની પાછળ ગાંડી બની ગઇ!......અન્તે આંખ્યો ઉઘડી પણ કર્યું તે તો કર્યુંજ! **पापोऽहं, पापकर्माऽहं, पापात्मा, पापसंभवः**—એ વાક્ય સંપૂર્ણ રીતે મ્હારી બાબતમાં સત્ય પડ્યું. જગદીશ્વરની કૃપાથી એક

ભગવતીસ્વરૂપ યોગિની મૈયાએ મ્હને બચાવી લીધી : ત્હેમણે આપેલી પૂજા કરૂં છું અને ત્હેમણે આપેલો મંત્ર અહોનિશ જપું છું પણ એ બ્રહ્મચારી હજીયે મ્હારો પીછો છોડતો નથી ! મ્હારાં માતા પિતા દરેક ભગવી ચીંદડીમાં ધર્મસ્વરૂપ જુવે છે, ત્હેમને હું સમજાવી શકતી નથી : મ્હારી માતા ગોસાંઇજીનાં મન્દિરોમાં મ્હને જવાનો આગ્રહ કરે છે અને પોતાની સાથે ત્યાં લઈ જાય છે, પણ હું જે કૃત્યો ત્યાં થતાં જોઉં છું તેથી હવે મ્હારૂં હૃદય કમકમાટ પામી ત્રાસી જાય છે ! સર્વ સ્થળે આવુંજ છે, ત્યાં કહેવું શું ? વિધવાઓનાં કર્મની કહાણીઓ તો જાણનારજ જાણે છે ! તેઓને યૌવનની, દરિદ્રતાની, સત્તાની, માનસિક અપવિત્રતાની, અને ધર્માંધતાની વેદી ઉપર પોતાનું સર્વસ્વ—ઐહિક અને પારલૌકિક સુખ હોમી દેવાની ફરજ પડે છે !—ત્હમે પુછશો કે 'ત્યારે તેનો ઉપાય ?' તો મ્હને તો એમજ સૂઝે છે કે પુનર્લગ્ન કરાવી વિકારવશતામાં વધારો કરાવવા કરતાં ખરા ધર્મ અને પરમાર્થ તરફ તેમનું જીવન દોરવું એ વધારે સારૂં છે. પણ તેમ કરીને કોણ ત્હેમને બચાવી શકે તેમ છે ? ત્હમે આટલી ત્હેમની દાઝ જાણો છો તો ત્હમને આટલું અમારૂં દુઃખ રડાય પણ છે; નહિં તો અમારૂં કોણ બેલી છે ? પુરુષો અમારી પાછળ શિકારી થઇને લાગ્યા છે; લોકોમાં મનાતાં ધર્મ અને જ્ઞાન અમને અપવિત્ર કરવામાં બધું બળ વાપરે છે, ને જનસમાજ પણ અમને તો ભૂલીજ ગયો જણાય છે !—એટલે કરવું શું ?"

* * * * * * *

યોગિનીની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં અને બંને જણ ક્ષણભર વિચારગ્રસ્ત બેશીજ રહ્યાં.

"મૈયા, આ છેલ્લા પત્રમાં જે યોગિનીનું નામ લખ્યું છે તે તુંજ છે એમ મ્હને લાગે છે, એટલે એના સત્યાસત્ય ઉપર તું વિચાર કરી શકીશ."

"હા શ્રીમતી, એ મૈયાને હું ઓળખું છું. એ ક્‌હે છે એમાં એક અંશ માત્ર પણ અસત્ય નથી. ઓ પ્રભુ! આ વિધવાઓનાં કષ્ટ!–હું એવો મહાન્ સાગર ઓળંગવાનો પ્રયાસ કાગળના ન્હાના હોડકામાં બેશીને કેવી રીતે કરી શકવાની હતી?–શ્રીમતી, મ્હારો આત્મા અત્યારે ખરેખરો ત્રાસતમ્રજ થઇ ગયો છે. ગરબાને દિવસે કરેલા વિચાર પ્રમાણે બે ત્રણ દિવસમાં તું, હું અને સરસ્વતી આપણે મળવાનાં છીએ, તે વખત આ સર્વ વિષયોનું મન્થન કરવા પ્રયત્ન કરીશું. જગદંબા આપણને સહાય કરો!



## પ્રકરણ ૯ મું: ત્રણ યોગિની–કુમારિકા, પત્ની, વિધવા.

दया वा स्नेहो वा भगवति निजेऽस्मिन् शिशुजने
भवत्या संसारा द्विरत मपिचित्तं द्रवयति ।
अतश्च प्रव्रज्या समय सुलभाचार विमुखः
प्रसक्त स्तेयत्नः प्रभवति पुनर्दैवमपरम् ॥

—भवभूति.

(હે ભગવતિ! આ શિશુજનપ્રતિ ત્હમારી દયા ક્‌હો કે પ્રીતિ ક્‌હો–જે ક્‌હો તે સંસારથી વિરક્ત થયેલા ત્હમારા ચિત્તને ઓગાળે છે; અને આથીજ સંસાર છોડતાં ત્હમે કરેલી પ્રતિજ્ઞાઓને જે આચાર સુલભ હોવો જોઇએ તેથી વિમુખ અને અવિચ્છિન્ન આ પ્રયત્ન ત્હમે માંડયે છે તે સફળ થવો જોઇએ। પછી દૈવ તો છે જ.

—સરસ્વતી ચન્દ્ર, ભાગ ૪–માંનું ભાષાન્તર.)

---

૧. હૃદયવાટિકા :

નિર્મળબાળા, સરસ્વતી, અને મહાદેવી, એક ન્હાનકડી મેડીમાં વિચારગ્રસ્ત બેઠાં હતાં. લલિત સુરમ્યતા, લાવણ્યમય મનોહરતા, ભવ્ય સુન્દરતા,—અહિં પોતપોતાનો કાન્ત પ્રભાવ ચોતરફ રેલાવી રહ્યાં હતાં : ઉત્સાહભરી સ્વદેશભક્તિ, આનન્દન સ્વધર્મપ્રીતિ, ઉત્કર્ષક અબલાવત્સલતા;–અહિં પોતાનો રમણીય પ્રતાપ મૂર્તિમાન કરતાં હતાં.

"મૈયા, શ્રીમતીએ આ પત્રોમાંથી ખરેખર અનાથ વિધવાઓનો કડવો અનુભવજ દોહી ક્હાડયો છે!—હવે જો આપણાથી કાંઈ પણ ન બની શકે તો ત્હેમનો પ્રયત્ન અફળ છે અને પછી આ જીવન પણ વૃથા ભાર રૂપ છે? કાંઈક તો થવુંજ જોઈએ."

"મૈયા સરસ્વતી!—ત્હારા ઉપર મ્હારા હૃદયમાં જે અનન્ય પ્રીતિ ઉભરાય છે ત્હેને લીધે 'તું' કહીને વાત કરું તો ક્ષમા કરજે.–બ્હેની સરસ્વતી! એકલી વિધવાઓનેજ કષ્ટ ભોગવવાનું નથી: આપણા સાંસારિક જીવનમાં પત્ની અને વિધવા–એમાંથી એક પણ ખરૂં સુખ ભોગવતી નથી."

"મૈયા, ત્હારૂં એ ક્હેવું તો અનુભવથી સિદ્ધ થયેલુંજ છે!" નિર્મળબાળા બોલી ઉઠી : "પરન્તુ ત્હેની સાથે કુમારિકાઓ–કન્યાઓની સ્થિતિ પણ કોઇ રીતે પસંદ કરવા જેવી છેજ નહિં. મ્હારે ઘેરે ઘેરે ફરવું પડે છે; હું હમ્મેશાં જૂદાં જૂદાં કુટુંબોની રહેણીકરણી તથા નીતિરીતિથી વાકેફ થયાં કરૂં છું, પણ એવાં થોડાંજ ઘર જોયાં કે જ્યાં વહુ અને પુત્રી, માતા અને ભગિની ક્લેશરહિત જીંદગી ભોગવે છે અને આનન્દમાં દિવસ નિર્ગમે છે! મ્હારૂં માનવું તો એમજ થઈ ગયું છે–પછી મ્હારી ભૂલ હોય તો 'પ્રભુ ક્ષમા કરજે;'–કે 'હિન્દુઓ ગાળેજ હવન ક્લેશમાં'–અને 'નારીને રોવા વિના નહિં કર્મમાં

બીજું કંઈ '-* એ વાક્યો લખનાર કવિએ આબેહૂબ આપણામાં જોવામાં આવતાં સર્વસામાન્ય સત્યજ લખી દીધાં છે. હિન્દુ સ્ત્રી, આર્ય રમણીનો હાલ 'પિંજર સમ સંસાર વિષે નકિ વાસ છે,' અને દુઃખે સુખે 'જીવનભાર જવો વહી'+ —એટલુંજ એમના સંસારનું સાર્થક્ય પરિણામ છે! મૈયા, મૈયા! કુમારિકા, પત્ની કે વિધવા, હું તો કોઇનું જીવન સુખમય—આનન્દમય—ઉન્નતિપથ પર જોતીજ નથી!" આંસુભરી આંખ્યો લ્હોતાં ત્હેણે દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

"ભગવતી! જગજ્જનનિ! સર્વનું કલ્યાણ કરો." યોગિનીએ કહ્યું. "સરસ્વતી, આપણી શ્રીમતી જેવી ઉત્સાહમૂર્તિ પણ જ્યારે આમ નિરાશાનાં ચિહ્ન દાખવે છે ત્યારે તું તો નિરાશ થાય જ, એમાં નવાઇ શી?—પરન્તુ બ્હેનીઓ! આપણે ફક્ત કર્તવ્ય કર્યા કરવું એજ પરમ ધર્મ છે; અને તે પણ ફળની ઇચ્છા—આશા વિનાજ. મોહ ન પામવો, ક્ષોભ પણ ન પામવો! અતિ ઉત્સાહનું પરિણામ અતિ નિરાશા અને અતિ નિરાશાવાન મનુષ્યનાં હૃદયોમાં પણ પરિણામે આશાનાં, ઉત્સાહનાં કિરણો પ્રકાશ રેલ્યા વિના રૂહેતાં નથી. અને કદાપિ આપણી અશક્તિ કિંવા ન્યૂનશક્તિને લીધે દેખીતું લોક કલ્યાણ અથવા જગત્ શ્રેય ન બની શક્યું તોપણ શું? આપણે કાંઇ અનન્તકોટી બ્રહ્માંડનો ભાર ઉપાડવાને નિર્માણ થયેલાં નથી: તે કરવાવાળી મહાસમર્થ જગદંબા તો સાક્ષાત્ પરમજ્યોતિ સ્વરૂપે પ્રત્યક્ષજ છે. આપણે માટે નિર્માણ થયેલું જે ન્હાનું મ્હોટું કામ આપણે કરવાનું હોય તે પ્રભુપ્રીત્યર્થેજ કરવું: આપણે શું કરવાનાં હતાં? એનો એ અર્જુન, એનું એ ગાંડિવ, એનો એ રથ અને એના એ અશ્વો,—છતાં કાબાથી લૂંટાયો! 'દિન પલટ્યો, પલટી ઘટી,

* સ્નેહમુદ્રા.

\+ 'સુન્દરી અને પાંજરામાંનું પક્ષિ.'

પલટી હથ્થ કમાન!'* –એનાં એ આપણે: પરન્તુ પરમાત્માનાં કૃપાકિરણથી ઝળકતી સૃષ્ટિમાં આપણે માટે શું નિર્માણ થયું છે તે કોણ કહી શકશે?–અત્યારે નિરાશામાં તો કાલે આશામાં! જીવન-વ્હેણ એમજ વહે છે. માટે આપણે પ્રભુના રાજ્યમાં કૌરવો રૂપી આસુરી સંપત્તિ સામે લ્હડતી પાંડવો રૂપી દૈવી સંપત્તિ તરફથી, ત્હેના વિજય માટે જેટલું–યત્કિંચિત પણ–કરીશું તેટલું આપણું ધર્મપાલન 'સુદામાના તાંદુલ' કે 'શબરીનાં બોર' ની પેઠે આપણી તરફની 'ફૂલ નહિં તો ફૂલની પાંખડી' પણ ગણી લઈ, પરમાત્મા ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર આપણી આંતર્ વૃત્તિઓના સારથી–નેતા થશેજ એમાં કાંઇ સંશય નથી. સહાય કરનારી, હિમ્મત દેનારી, હજાર હાથવાળી જ્યાં જગદંબા આદ્યશક્તિ છે ત્યાં..."

"મૈયા, મૈયા, મ્હને માફ કર!" નિર્મળબાળા વચમાં બોલી ઉઠી: ત્હારા શબ્દોએ મ્હારો ઉમંગ સજીવન કર્યો છે; ત્હારા પવિત્ર આત્માએ મ્હારા જીવન તરંગોને સચેતન કર્યા છે; તું ક્હે તે કરવાને હું તૈયાર છું: પણ અભિમાન વિના, કીર્તિલોભ વિના, અહમ્–ની ભાવના વિનાજ; ઈશ્વર પ્રીત્યર્થે, ફરજ સમજીનેજ!–પછી વિજય પ્રાપ્તિ ન થાય તોપણ...!"

"ન થાય કેમ, શ્રીમતી!" સરસ્વતીનું હૃદય પણ મહાદેવીની વાણીસુધાના પાનથી જાગ્રત થઈ ગયું હતું તે બોલી ઉઠી. "મૈયા ભગવતીની મદદ છે; પરમાત્માના દેવદૂતો આપણી વ્હારે ધાશે. લ્હડાઇ થશે તો એક અને અનેક વચ્ચે, અને પ્રભુ પ્રત્યક્ષ સહાય કદિ ન કરે તોપણ શું?—" યોગિનીએ કહ્યું!

"જ્યાં ધર્મ છે ત્યાંથી પ્રભુ દૂર રહીજ કેમ શકશે! દ્રોણ અને ભીષ્મ અને કર્ણ જેવા મહાવીરો જેમનાથી દેવતાઓનો પણ ભય

* પૃથુરાજ રાસામાં મહાકવિ ચન્દે પૃથુરાજને માટે કહાડેલા ઉદ્ગાર.

દૂર ન્હાસતો હતો અને ભારતના મહા સંગ્રામમાં જેમને અકેકાને જીતતાં શ્રીકૃષ્ણ પોતાના સલાહકાર–સારથી હતા છતાં અર્જુનને નવનેજા થઈ હતી, ત્હેમની સબળાની વચમાંથી વિરાટ નગરમાં ગાયો છોડાવી લાવ્યો તે વખત તે એકલો પરન્તુ અસહાય હતો ? આપણું બળ આપણા હેતુની પવિત્રતામાં છેઃ ત્યાં સહોદર બન્ધુઓ અને મિત્ર વર્ગ આઘોજ રૂહે છે, સામેનો અકેકો યોધ્ધો ઇન્દ્રાસન પણ ડોલાવી નાંખવાને સમર્થ હોય છે, આપણો સારથી અબળ–બાળક હોય છે, અનેક રણસંગ્રામમાં રમેલા ઘોડા અને પ્રભુના સ્થાનકવાળો રથ પાસે નથી હોતો, તોપણ શું ? પ્રભુ, જે લક્ષ્મીજીનું દિવ્ય પ્રેમભર્યું આલિંગન ત્યજી દઇ ભક્તોની વ્હારે ધાય છે, તે આવી લ્હડાઇમાં, અદૃશ્ય છતાં, આત્મબળનાં અસ્ત્ર અને હૃદયબળનાં શસ્ત્ર આપી ગાયોની વ્હારે ધાનાર વીરસૈનિકની મદદમાં હાજર રહેતા નથી ?

શ્રીમતી ! આપણે પણ એવીજ–પીડા પામતી ગાયોની વ્હારે ધાવાનું છે, માટે અમુક નિશ્ચય ઉપર આવી જઇએ; અને આપણાથી જે થોડું વધારે કામ થશે તેટલું કરીશું; કાંઇ અધૂરૂં રૂહેશે તો તે પૂરૂં કરનાર પ્રભુને મળતાં વાર નહિ લાગે. જેમ દુરાચાર, દુર્વિચાર, અજ્ઞાન અને વ્હેમાદિના પોષક પિતા રક્તબીજના અકેકા રુધિરબિન્દુમાંથી અકેકો એમ અનેક રક્તબીજ ઉત્પન્ન થયાં કરે છે, તેમ ત્હેમનો સર્વનો નાશ કરવાને સમર્થ–સુવિચાર, સત્સંગ, સદાચાર, અને સદ્જ્ઞાનની પોષક જનનિ મહાશક્તિ ત્હેમનાથી પણ વધારે રૂપ લઇ ત્હેમનું નિકંદન કરી નાંખે છે, એ વાર્તા પુરાણ–પ્રસિદ્ધ છે. તો આપણા જેવાં અસંખ્ય રૂપથી પરમાત્મા પોતાનું કામ તો કરશેજ. આપણે નિમિત્ત માત્ર છીએ. કેમ મૈયા ?

“સરસ્વતી, તું અને શ્રીમતી, બંને અધિકારી જન છો.

ત્હમારો આત્મપ્રભાવ બહુ વિલક્ષણ છે; અને તેથીજ ત્હમારી સાથે મ્હને પણ ભળવાની ઉત્સુકતા થઈ છે. એટલું ખાસ સ્મરણમાં રાખજો કે જે સત્ય છે તેજ ધર્મ છે, અને સત્ય છે તે તે આજ નહિં તો એક દિવસ ભવિષ્યમાં પણ જગતને 'ગ્રાહ્ય અને સ્વીય' થવાનુંજ !—કહે શ્રીમતી, ત્હારી શી યોજના છે ?"

"માજી ! કુમારિકા, પત્ની, અને વિધવા,—એ ત્રણેનાં જીવનમાં ઉત્સાહની, આનન્દની બંસરી વગાડવી; જીંદગી ફક્ત દુઃખમયજ નથી, તેમ ક્ષુલ્લક, તાત્કાળિક સુખ માટે પણ નથીજઃ ત્હેનાં સત્ય પરમ સુખ ત્હેમને અનુભવાવવાં; અને આર્ય મહિલાઓનાં આત્મા–હૃદય ઉન્નત કરી, ત્હેમનાં બુદ્ધિ–જ્ઞાનને વધારે વિકાસ પમાડી, ત્હેમનાં શરીરને વધારે તન્દુરસ્ત, સુંદર કરી,—ગૃહકુંજો દિવ્ય ઉલ્લાસનાં કોકિલગાનથી ગજાવી મૂકવી; પ્રજાગણમાં આરોગ્યતા–સબળતાના સ્વર્ગીય પ્રવાહ રેલાવવા; અને ભારતી દેવીનું નિવાસમન્દિર પાછું સુરમ્ય થાય, પ્રભુગુણગીતાવલિથી સુહાતું થાય, જગત્ સર્વને કલ્યાણ અર્પતું થાય,—એજ આ સ્વદેશપ્રેમી, લોકવત્સલ, પરન્તુ અલ્પબળ, શક્તિહીન દીન હૃદયની મહાન્ વાંચ્છના છે."

**૨. સુવાસલહરિ :**

"મૈયા !" સરસ્વતીએ કહ્યું : "મૈયા ! આપણી સ્ત્રીઓની હાલત સુધારવામાં શું શું કરવું જરૂરનું છે, એ વિષય ઉપર એકાદ બે વખત મ્હારે મ્હારા પ્રિય પતિ સાથે વાતચીત થઇ હતી : ત્હેમાંથી જેટલું સાંભરશે અને મ્હારા જોવા–સમજવામાં આવ્યું હશે એટલું હું કહીશ; બાકીનું શ્રીમતીને એ વિષયનો ખાસ અનુભવ હોવાથી, એ વધારે સારી રીતે બતાવી શકશે.

મૈયા, બાળકીઓ અને સ્ત્રીઓની શરીરસ્થિતિ ઉપર ઘરમાં બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી; ત્હેમનો ખોરાક સત્વ વિનાનો

અને ત્હેમની તન્દુરસ્તીની સાચવણી નહિં જેવીજ હોય છે; ખરા ગૃહશિક્ષણનું નામ નહિ; માતાઓ અને વડિલ વર્ગ શીખવે તો,—ભુંડાશ કરતાં, ચાડી ચૂગલી કરતાં, નિન્દા કરતાં, સાસરે ખંદાશ કરતાં, સાસુ નણંદોની સામે થતાં:–એવું એવું કંઇક શીખવે છે. કોઇ એમ નથી ક્હેતું કે ત્હમે પતિને પ્રસન્ન રાખો; સાસરૂં કે જ્યાં ત્હમારે આખી જીંદગી ગાળવાની છે ત્હેનેજ ઘર માનો; ભટકારા ઓછા કરો; સાસરિયાં ક્હે તે પણ સાંભળી દોષ સુધારો; દેવદર્શન પાછળ વખત ગાળ્યા કરતાં–( આ દેવદર્શનનું નામજ છે; મૈયા ! ખરૂં પૂછો તો કુથલી અને નિન્દા કરવાનેજ બાલિકાઓ વ્હેલી વ્હેલી ઉઠી દર્શન કરવા દોડે છે )–ઘરમાં દેરાસરમાં દેવજ છે તો–ત્હેમની અને પતિની ભક્તિ કરો; ભાઈ ભાંડુ, દિયર દેરાણી, નણંદ ભોજાઇ, સર્વની સાથે સારૂં રાખો !–મૈયા, એ કોઈ શીખવતુંજ નથી !–બાળલગ્ન સર્વત્ર છે, એટલે પુત્રી મટીને પત્ની થતાં થતાંમાં તો તે બાળકી માતા પણ થાય છે ! મૈયા, મૈયા ! ત્હમને હું શું કહું ! જે બાલિકાઓ પોતાની માતા તરીકેની ફરજો જાણતી નથી તો બજાવે ક્યાંથી ?–સીમન્ત આવતાં જરા વાર લાગે છે તો–એટલામાં તો હવે એને પ્રજા થવાનીજ નથી એમ માની બેસે છે; અને સાસરિયાં ત્હેને એટલાં બધાં સતાવે છે કે કંઇકવાર ત્હેમનાં મ્હેણાંટુણાંથી ત્રાસી ગયેલી વહુઓ માત્ર છોકરાંની લાલચથીજ આડે માર્ગે પણ દોરાય છે ! ઘરમાં, પછી પિયર હોય કે સાસરૂં પણ, હમ્મેશાં ક્લેશ અને કંકાસ ! જે બાલિકા પોતે સાસરામાં નણંદના સંતાપથી ત્રાસે, તેજ પિયરમાં ભોજાઇને બને તેટલું દુઃખ દેવામાં પાછી ન પડે ! આ અમારૂં કુટુંબચિત્ર ! અતિશયોક્તિ નથી; મૈયા ! શરીરે નિર્માલ્ય, પૈસેટકે ક્ષીણ, શાન્તિ અને સંપ વિનાનાં, કેળવણીમાં પછાત, ખરો ધર્મ શું છે ત્હેનું જેને ભાન પણ નહિં, અન્ધશ્રદ્ધામાં દટાઇ ગયેલાં–

આ અમારાં સ્ત્રીજીવન !—આપણા ઋષિપૂર્વજોનાં સ્વપ્નમાં પણ નહિં હોય કે ભારતભૂમિ જ્યાં દેવતાઓ પણ અવતાર પામવો એ સદ્‌ભાગ્ય સમજતાં, તે આવી થશે ! આમને આમ ચાલે તો કવિનું કહેવું શું ખોટું છે કે—

'ને આ પુરાણ, રુડિ ભારતભૂમિ અન્તે,
'થાશે વિલુપ્ત ઇતિહાસપટેથીં, સત્યે !' *

મૈયા ! મ્હારા પ્રિય પતિનો યોજેલો ઉપાય તો એકજ છે: સ્ત્રીઓને ખરી કેળવણી મળતી નથી, તે આપો: બાળકીઓને ન્હાનપણથીજ ધર્મશીલ—નીતિમાન બનાવો; વિધવાઓને જનસમાજને તેઓ ઉપયોગી થઇ પડે એવા પ્રકારનું જ્ઞાન આપો,—તે તે દિશાઓમાં ત્હેમનાં મન વાળો ! હિન્દુ કુટુંબ જે હાલ ત્રાસદાયક અને સ્ત્રીઓના ઉદયને હરકત કરનારૂં થઇ પડયું છે ત્હેના આન્તર્ વિભાગો જો યોગ્ય કેળવણીની અમૃત ફૂંકથી પવિત્ર કરવામાં આવે તો તે પાછું પ્રીતિ અને નીતિનાં કિરણોથી સુહાતું બની શકે; અને એક કરતાં વધારે સ્ત્રીનાં એક પુરૂષ સાથે થતાં લગ્ન, વિધવાઓનાં હૃદયબન્ધ તોડી નાંખે એવાં અત્યંત કલેશકર દુઃખ, વૃદ્ધ માતાપિતાની ઉત્તરાવસ્થામાં થતી હેરાનગતી,—બધુંય થોડા કાળમાં નિશ્ચે અદૃશ્ય થઈ જાય: એ સર્વ બિગાડનું સંશોધન કરી ગૃહસંસાર શુદ્ધ કરવાનું સાધન ઉત્તમ પ્રકારની સ્ત્રી કેળવણીજ છે, બીજું કાંઈ નથી !

"શ્રીમતી, હું હાલની કેળવણી ઉપર નકામો આક્ષેપ મૂકતી નથી; પણ ત્હમેજ જૂવો, એ ફત્તેહ પામી છે ?—મ્હારાથી મ્હોટાં વૃદ્ધ જનનો અનુભવ કહે છે કે, બાળકીઓ નાસ્તિક થઇ જાય છે, ગમે ત્હેવાં પુસ્તકો વાંચવાથી ત્હેમનાં મન કલુષિત થઇ જાય છે,

---

* હૃદયવીણા.

વધારે હરામખોરી શીખે છે, વધારે ખટપટ ઉભી કરવામાં હુંશિયાર થાય છે! સામાન્ય બાલિકા સારી કેળવણી નહિં પામેલી, ઉંચાં ધોરણો સુધી નહિં ગયેલી હોવાથી ત્હેના ઘણા દોષ માફ કરવા પડે છે: પણ પાઠશાળાની ઊંચી કેળવણીનો જે સન્નારીઓને લાભ મળેલો છે તેઓ પણ પોતાની બ્હેનોનાં સંસારસુખ તરફ બેદરકાર અને પોતાના સ્વાર્થમાં અગર ઉદરનિર્વાહમાંજ જીવન ગાળતી જ્યારે દેખાય છે ત્યારે ત્હેમના ઉપર પણ મ્હને તો દયાજ આવે છે!— કેળવાયલી બ્હેનો પોતાની ફરજો ન બજાવે ત્યારે એમનું બધું કામ કોણ પુરુપો કરવાના? – શ્રીમતી, ત્હમે અને ઇન્દિરાબાઇ અપવાદ રૂપ છો: હું તો સામાન્ય રીતે વાત કરૂં છું. ક્હેશો કે થોડીજ સ્ત્રીઓએ એવા પ્રકારની કેળવણી લીધી છે: તો મ્હને એટલું જ-ણાવશો કે એ થોડી સન્નારીઓ પણ દુનિયાંના કયા ખૂણામાં વસે છે?—આ બેદરકારી એટલુંજ બતાવી આપે છે કે એ પણ જોઇએ ત્હેવી કેળવણી પામી નથી!—ત્હેમનાં મન પણ જોઇએ તેટલાં ઉઘડયાં નથી!...હું તો ખાસ ઘેર અપાતી કેળવણીનીજ તરફેણમાં છું: પણ ઘેરે ન મળે અને નિશાળમાં પણ ન મળે—એ કેળવણી બાળકીઓ પામવાની ક્યારે અને આપણી સ્ત્રીઓની હાલત સુધરવાની ક્યારે?"

"બ્હેની સરસ્વતી ખરૂં ક્હે છે, મૈયા!" નિર્મળબાળાને કબૂલ કરવું પડયું: "ઘણું ખરૂં સત્ય છે. હું પણ તે ડગલે ડગલે અનુભવતી આવું છું: સાંસારિક સુધારો જે ઘરમાં—કુટુમ્બોમાંજ શરૂ કરવાનો છે, તે પછી આવી વસ્તુ સ્થિતિમાં અમારી મહિલા-સમાજમાં તેમજ બ્હાર, કયાંથી સફળ થાય?—અને મ્હને પણ એવાજ પ્રકારના વિચારોએ પત્નીશાળા અથવા 'જનાના સ્કૂલ' ની યોજના કરવા પ્રવૃત્ત કરી હતી. વિધવાઓવાળા પત્રોએ હવે મ્હારી યોજનામાં થોડોક ફેર કરાવ્યો છે.

"જેમ લશ્કરી અને સામાજિક ખાતાંઓમાં કામ કરવાને યોગ્ય થવાના અમલદારો માટે જૂદી જૂદી નિશાળો છે, તેમજ પત્ની અને વિધવા તરીકે કામ કરવાને યોગ્ય થવા જૂદા જૂદા પ્રકારનાંજ ધોરણ જોઇએ. હું કબૂલ કરૂં છું કે વિધવાઓનાં લગ્ન–જે ત્હમને કદાચ રુચિકર નહિં હોય તે–થાય તો ઘણી સારી વાત છે. પરન્તુ તે કરવાને લોકવૃત્તિ, અને વિધવાઓની પોતાની ઇચ્છા પણ પક્વ થાય ત્યાં સુધી તો ત્હેમની સંભાળ રાખવી જોઇએ ? અને વિદૂષી મિસિસ એનિ બિસેન્ટની કરેલી સૂચનાઓ*–જેના વિરૂદ્ધ ખોળાટ ઉઠ્યો હતો તે–તેટલા પુરતી તો ઘણી સ્તુત્ય, પસંદ કરવા યોગ્ય છે એમ કબૂલ કરવું જોઇએ.

"બને ત્યાં સુધી કન્યાશાળાઓ, વિધવાશ્રમો અને અનાથ બાલિકાશ્રમોની વધારે વધારે સ્થાપના કર્યેજ જવી. ત્હેમાં પણ ખાસ અગત્યનું એટલું છે કે, સઘળી વ્યવસ્થા આધેડ, વયોવૃદ્ધ, સારૂં જ્ઞાન પામેલી, અનુભવી, સદાચરણી સ્ત્રીઓના હાથમાંજ મૂકવી. કેળવણી ખાતાની હાલની પદ્ધતિ વિરુદ્ધની એક ફરિયાદ ખરી છેઃ મ્હેં એક કરતાં વધારે ઠેકાણે તે સાંભળી છે. સ્ત્રીઓનું શિક્ષણ પુરુષોના હાથમાં મૂકવું, ત્હેમની શાળાઓની પરિક્ષા લેવાનું કામ એટલે ત્હેમના ભવિષ્યની આશાઓનો આધાર અનિયન્ત્રિત રીતે પુરુષોના હાથમાં રાખવો, એ મ્હને અવાસ્તવિક, અનીતિ ભરેલું, અન્યાયી લાગે છે।

"જનાનાસ્કૂલની રીતની શરૂઆત ખ્રિસ્તી ધર્મના પાદરીઓએ કરી હતી પણ મ્હને તે ઘણીજ સારી અને અનુકૂળતાભરેલી લાગે છે. પૈસાદાર કુટુંબોમાં સ્ત્રીઓ પોતાનો ઘણોખરો વખત લગભગ નકામોજ ગાળે છે અને તેથી ત્હેમનું શરીર બળહીન અને જીવન

*વિધવાઓને દેશસેવિકાઓ તરીકે તૈયાર કરવાને ખાસ શિક્ષણ આપવાની જરૂર બાબત.

ઉત્સાહહીન થઇ જાય છે. વિલાયતમાં પાદરીઓને પોતપોતાના શહેર-વિભાગોમાં મદદ કરવાનું કામ સ્ત્રીઓ નવરાશના વખતે કરે છે: ઘેર ઘેર જાય છે, માંદાંની માવજત કરે છે, અપંગ, નિર્બળ, વૃદ્ધ મનુષ્યોની પાસે બેશી, વાતો કરી, ધર્મપુસ્તકો વાંચી સંભળાવી, ત્હેમની જીંદગીને સંતોષમય બનાવે છે. આપણે અહિં તવંગર અને ગરીબ, ભણેલાં અને અભણ,–એ મનુષ્યોની વચ્ચે તો કાંઇ સંબંધજ નથી! એમ શા માટે હોવું જોઇએ?...મ્હારી યોજના એવી છે કે જે સ્ત્રીઓ નિશાળે ન જઇ શકે, ત્હેમને ત્યાં જઇને, એટલા વિભાગમાંની થોડીક સ્ત્રીઓ એકઠી કરીને ત્હેમને શિક્ષણ, જ્ઞાન, સુબોધ આપવાં એ કરતાં સ્ત્રીઓને બીજું કયું વધારે સારૂં કામ મળવાનું?–ઘણી કુલીન પણ નિર્ધન સ્ત્રીઓ અને વિધવાઓને આવી રીતે ભરતાં ગુંથતાં અને શીવતાં શીખવાય તથા બીજાં આજીવિકાનાં સાધન પ્રાપ્ત કરવામાં મદદ પણ કરી શકશે; અને આમ થાય તો 'પત્નીશાળાઓ' એ એક મહાન કાર્ય આરંભ્યું એમ નિઃસંશય માની શકાય.

"હાલની ચાલતી કેળવણીની રીતિમાં વધારા તરીકે ધાર્મિક અને નૈતિક જ્ઞાનની તો જરૂર છેજ: પણ તે ઉપરાંત સંસ્કૃતના ફરજિયાત શિક્ષણની આવશ્યકતા પણ છે. સંસ્કૃત નહિં જાણવાથી, ગમે ત્હેવો ભગવાં વસ્ત્ર પ્હેરનારો બ્રાહ્મણ અગર બાવો આવ્યો અને એક બે ખરા ખોટા 'શલોક' બોલ્યો તથા ત્હેનો અર્થ મનગમતી રીતે સમજાવ્યો એટલે સ્ત્રીઓને એમજ થઇ જાય છે કે શાસ્ત્રનું વચન કેમ ઉલંઘાય?–આતો એકજ દાખલો છે, પણ આવાં તો ત્હેમના ઠગાયાનાં અસંખ્ય દૃષ્ટાંતો બન્યાં છે અને બને છે! જ્યારે શાળાઓમાં ત્હેમને ઇંગ્લિશ શીખવવાનો આટલો બધો આગ્રહ છે અને તે ભાષાનું જ્ઞાન પણ બિનજરૂરનું છે એમ કદિ કહી શકાવાનું

નથી તો સંસ્કૃત જે ત્હેમને દરરોજ ગૃહસંસારનાં શુભ અશુભ કામોમાં ઉપયોગમાં આવે છે, ત્હેનું શિક્ષણ તો બાળકીઓને સાથે સાથે ખાસ આપવુંજ જોઇએ.

"સ્ત્રીઓ બચપણુથીજ ઘણી નબળી હોય છે: બાળલગ્નથી ત્હેમના બાંધા નરમ થઇ જાય છે; વારંવાર આવતી સુવાવડોથી ત્હેમનું શરીર સોસાઈ જાય છે,–અને તેથીજ તાણુ, અશક્તિ, ક્ષય, આદિ હાલ વધારે પ્રચલિત રોગોનું પ્રબળ વધી પડયું છે. સાસરે કે પિયર શરમ–મર્યાદાના ખોટા વિચારથી બાળકી મુંગે મ્હોંયે ઘણાં ગંભીર દર્દોસહન કર્યાં કરે છે,–પોતે સમજતી નથી, કોઇને પૂછતી નથી, અને ક્હેતાં શરમાય છે! આ સર્વેનું પરિણામ એ આવે છે કે રોગ ઘણોજ વધી ગયા પછી રોકાતો નથી; અને હિન્દુ સંસાર બળહીન, વીર્યહીન, તેજહીન થતોજ જાય છે! માટે બીજા જરૂરના વિષયો ઉપરાંત બાળકીઓને સાધારણ વૈદ્યકનાં મૂળતત્ત્વો, શસ્ત્રવિદ્યા તથા સ્ત્રીઓને લગતાં દર્દોનું જ્ઞાન આપવું એ ખાસ અગત્યનું છે: બીજા ઘણાયે સાધારણ ઉપયોગના વિષયો ત્હેમને શીખવવામાં આવે છે, જેમાંથી એકાદ બે મૂકી દઇને પણ આવું મહત્ત્વનું જ્ઞાન તો બાળકીઓને આપવુંજ જોઇએ.

"ગરીબ સ્ત્રીઓ માટે રક્ષકમંડળોની સ્થાપના–આશ્રય સ્થાનોની વૃદ્ધિ; કુળવાન સ્ત્રીઓ માટે ઘેર ઘેર ફરી થોડી વધારે પણ મદદ કરી શકાય એવાં ફંડનું–સદાવ્રતનું મંડાણુ; સ્ત્રીઓને વાંચવા લાયક ખાસ પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરાવવાની યોજના તથા સારાં સારાં પુસ્તકો ઘેર આપી શકાય એવાં પુસ્તકાલયો; જનાનાસ્કૂલ અને ધાર્મિક કેળવણી ફેલાવવા માટે સ્ત્રીપણ્ડિતો તથા સ્ત્રીશિક્ષકોનો વધારો;—એવા એવા અનેક ઉપાયોની હાલનો સડો ક્હાડવાને જરૂર છે.

"મૈયા, સારાં પુસ્તકોની લ્હાણી અને જૂજ ખર્ચથી અથવા પૈસા લીધા શિવાય સ્ત્રીઓને વાંચવા માટે ચોપડીઓ મળી શકે એવા

પુસ્તકાલયની સ્થાપના, એ ગરીબ સ્ત્રીઓના ગૃહ શિક્ષણ માટે બહુ અવશ્યનું છે. ખ્રિસ્તી ધર્મ ફેલાવવાને કરોડો ધર્મપુસ્તકો મફત વ્હેંચાય છે, તો અહિં એટલુંયે ન બની શકે કે–દરેક ગામમાં અક્કેકું એવું પુસ્તકાલય ક્હાડવામાં આવે, જેમાં ત્યાંની સુપ્રતિષ્ઠિત સ્ત્રીનું સર્ટિફિકેટ–અભિજ્ઞાનપત્ર કોઈપણ સ્ત્રીને સભાસદ થવાની યોગ્યતા આપી શકે? બે ચાર ગરીબ સ્ત્રીઓની ત્હેના વ્યવસ્થાપક મંડળ તરફથી નીમણુંક કરવામાં આવે, જેઓ સભાસદ સ્ત્રીઓને ત્યાં લિસ્ટ–પુસ્તકોનાં નામનું પત્રક લઇને ફરતી રૂહે, તે માગે તે ચોપડીઓ આણી આપે અને અમુક મુદતે પાછાં લેવાનાં પુસ્તકો પાછાં લઈ જાય. વ્યવસ્થા યોગ્ય રીતે કરવામાં આવે તો આ યોજના બહુજ ફળપ્રદ થયા વિના નહિં રૂહે.

"છેલ્લે, સ્ત્રીપણ્ડિતોની ખાસ જરૂર છે: શાસ્ત્રી–પુરાણીઓ, બ્રહ્મચારી–સંન્યાશીઓ બહુ અનીતિ પ્રવર્તાવનારા થઈ પડયા છે એ બૂમ ખોટી નથી. મૈયા ભગવતી! ત્હારા જેવી સાધ્વી યોગિનીઓ થોડી છે ત્હેનુંજ એ પરિણામ છે. માટે મૈયા! આ સર્વ બિગાડનો અટકાવ કરવાની, આ સર્વ યોજનાઓ સબળ કરવાની ખાસ જરૂર છે: અને ત્હેવા શુભ–કલ્યાણકારક, મંગળ કાર્યમાં ત્હેને પ્રથમ પગલું લેવા આમન્ત્રણ અને વિનંતી કરીએ છીએ; અમે બધાં તો ત્હારી પાછળ છીએજ."

"બ્હેનો!—ઓ મ્હારી સ્વજનભક્ત મૈયાઓ! ત્હમારા હૃદયસુવાસ મ્હારા અંતરૂને ઉન્નત કરે છે: મ્હારૂં ત્હમારા જેટલું લોકસ્થિતિનું જ્ઞાન નથી. પણ મ્હારો આત્મા તો અત્યારે એમજ કહે છે કે ત્હમારા બંનેના આશય જેટલા ઉચ્ચ છે,–ત્હમારા મનોવિલાસ જેટલા સુન્દર છે, તેટલાજ લાભકારક, કલ્યાણકારક છે. આમ છે તો, મ્હને ત્હમારી સાથે ભળવામાં શું હરકત છે? મ્હારે ભાઈ

બ્હેન, સગાંસહોદર, માતાપિતા, મિત્રબાન્ધવ,–સર્વ, મ્હારી જગદંબાનાં સંતાન છે: ત્હેમનું શ્રેય કરવાને યત્ન કરવો એમાં હું શું વધારે કરવાની હતી? એતો મ્હારો ધર્મજ છે. પરન્તુ એક વાત ત્હમારા બંનેના લક્ષમાં ખાસ આવી નથી:–તે એ છે કે, માંદાંની માવજત, નિરાધાર બાળકોને ઉછેરવાં, ધર્મશિક્ષણ લોકમાં પ્રચલિત કરવું,–આ સર્વને માટે ખાસ, પ્રાચિનકાળમાં હતા ત્હેવા, વિધવાઓના પવિત્ર મઠ, આશ્રયસ્થાન, આશ્રમોની જરૂર છે. ત્હમે પણ કેટલેક અંશે તે કર્યું તો છે; પણ મ્હારૂં કહેવું, ધારવું જૂદું છે. ત્હમારી કલ્પેલી પ્રવૃત્તિઓમાં વિધવાઓને હાલના ચાલુ મતાનુસાર કાંઇપણ ધંધો શીખવવાની યોજના છે. પરન્તુ તે પ્રમાણે વિધવાઓએ ઉદરનિમિત્ત ઉદ્યોગ કરવાની જરૂર નથી; ત્હેમનું દેશસેવામાં–પ્રભુભક્તિમાં–ધર્મ-પાલનમાં જીવન પ્રેરવું અને દેશી જનોએ ત્હેમના ભરણપોષણનો ભાર ઉપાડી લેવો, એ મ્હને વધારે સારૂં લાગે છે. આથી ત્હમારે જે સ્ત્રીશિક્ષકો–પણ્ડિતાઓ–વિદૂષીઓ–સાધ્વીઓની જરૂર પડે છે તે નહિં પડે: હાલ ઘણે અંશે નિરુપયોગી જેવાંજ, અમારા જેવાં પાંચ કરોડ બાવા વેરાગીઓનું જે દેશ ગુજરાન ચલાવી લે છે, ત્હેમાં ત્હેના હિતાર્થેજ જીવન ગાળનાર વિધવાઓનું પોષણ ન થાય એ કેમ બને?

"બ્હેનો! ત્હમારી સાથે હું પણ ભળવાને તત્પર છું. લોકોને આ પ્રયત્નોમાં અનુકૂળ કરવા પડશે અને ત્હમારાં બંનેનાં અંતઃકર-ણોમાંથી નીકળી આવેલા આ ઉદ્ગારની એક યોજના ઘડી કહાડવી પડશે: હું હમણાં અહિંજ રહીશ–મ્હારી ભારતી માતાનાં સંતા-નની સેવામાં જીવન ગાળવું એ પણ મ્હારા પ્રભુને, મ્હારી જગદં-બાને ગમશે: કારણ પવિત્ર ધામોની યાત્રા કરતાં પણ એમની સે-વામાં જીવન પ્રેરવું એ વધારે પવિત્ર કામ છે. મ્હારાં ભક્તિમૈયાનાં

વાક્યો અત્યારે મ્હારાથી સમજાય છે: ઓ મ્હારા ગુરુ શ્રી પિતાજી ! આ સતકાર્યમાં જો હું પવિત્ર હૃદય, એકનિષ્ઠ મનોવૃત્તિઓ, નમ્ર આત્મા, સત્યપ્રિય જીવન, દૃઢ સંકલ્પમય વાસનાઓ-થી આ બંને સાધ્વીઓની સાથે ભળતી હોઉં તો ત્હેમાંથી કલ્યાણનાં ઝરણાં વ્હેજો અને અમારા અભિલાષ બધી રીતે મંગલ-મંગલ કરી દઇ સર્વેને અમર ફળની પ્રાપ્તિ કરાવજો !

યોગિનીની દૃઢ શ્રદ્ધાએ નિર્મળબાળાના અન્તઃકરણમાં ગુંજાર કરવા માંડયો. ત્હેના ધ્વનિમાંથી ઉદ્‌ગાર નીકળી ગયા કે,

"જમણે હાથે, પ્રભુ સહાય સાથે,
"પછી કહો, કઇ ભીતિથી છે ડરવાનું ?" *

## પ્રકરણ ૧૦ મું. લોકવૃત્તિનું વ્હેણ.

"કંઇક છાય, કૌમુદી સમું અજવાળું, કંઇક અંધારૂં,
"દેખી પકડવા દોડી, થાકીને હાંફે ઉર બિચારૂં."

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી.

### ૧ 'ગાંડી ગૂજરાત !'

ધીમે ધીમે સમય વ્યતીત થવા લાગ્યો. ત્રણે યોગિનીઓ પોતપોતાની કર્ત્તવ્યપ્રવૃત્તિનું ચક્ર આગળ ચલાવ્યે જતી, અનેક વિચારશીલ હૃદયોને પોતાના આન્તરવિલાસ તરફ આકર્ષ્યે જતી હતી. નિર્મળબાળા અને મહિલાસમાજે જાહેર પ્રવૃત્તિઓ માથે લીધી હતી; સરસ્વતીએ સુશીલા, કમળા, જીજા, વગેરે સહૃદય સુન્દરીઓની સાથે મળી સ્ત્રીજીવનની ગૃહકુંજોમાં આનન્દનો સુગન્ધ પ્રેરવાનું શરૂ કરી

* ડૉ. માર્ટિનોના એક સ્તવનનું ભાષાન્તર.

દીધું હતું; અને મહાદેવીએ, એ બંનેમાં ભાગ લેવા ઉપરાંત, જૂના જમાનાનાં, જૂના વિચારનાં મનુષ્યોને ત્હેવી ઉપયોગિતા સમજાવી ત્હેમનાં મન ઉપર અસર કરવાનું કામ આરંભ્યું હતું. જેટલો પ્રયાસ હાલ સુધીમાં થયો હતો તેટલા ઉપરથી તો ખાત્રીથી કહી શકાતું હતું કે, આગળ જતાં આ પ્રયત્નોનાં ખરેખરાં સોનેરી ફળ પ્રાપ્ત થયા વિના રહેશે નહિં. અત્યાર સુધીની પ્રવૃત્તિઓ કરતાં આમાં કેટલોક ફેર હતો. જાહેર ભાષણો, 'સુધારાવાળા'ઓમાં ગણાતા પુરૂષોની સ્ત્રીઓ તરફથી લખાયલા નિબંધો, ત્હેમના પક્ષના લેખકો તરફથી લખાતાં પુસ્તકો,—એટલામાંજ સર્વ પ્રયત્નોનો અંત આવી જતો !—આમાં તેથી વધારે એ હતું કે, જૂના મતનાં મનુષ્યો જેનો એક શબ્દ પણ ઉથાપી શકે એમ નહિં હતું એવી મહાદેવી આ યોજનાનો આરંભ કરનારી હતી; સારાં કુટુંબોની સ્ત્રીઓ જે ઘરમાંજ ભરાઈ રહેતી ત્હેમણે પોતપોતાના પોળોમાં જાગ્રતિ ભર્યું કામ કરવા માંડયું હતું; સુધારકોની સ્ત્રીઓ પણ હાલ બોલી, લખીનેજ બેશી રહી ન્હોતી;—ત્હેમણે પોતપોતાના વિભાગોમાં સખ્ત મહેનત લેવા માંડી હતી; અને સંસારસુધારક મંડળનો તે પ્રવૃત્તિને ખાસ આશ્રય હતો. પત્નીશાળાઓની શરૂઆત થઇ ગઈ હતી, અને અનાથબાલિકાશ્રમ સારી સ્થિતિપર આવવા લાગ્યો હતો; સ્ત્રીકેળવણીના—પત્નીઓ અને વિધવાઓને આપવાના—શિક્ષણમાં ફેરફાર, સુધારાવધારા કરવા બાબતની હીલચાલ ચાલુ થઈ હતી; સ્ત્રીકેળવણીના ખાતામાં બની શકે તેટલી વ્યવસ્થા સ્ત્રીઓ દ્વારા રાખવી જોઇએ તેટલું સર્વમાન્ય સત્ય તો સરકારે પણ કબુલ કર્યું હતું; ઘેરઘેર પુસ્તકો આપી આવવા—લઈ જવાની યોજના પ્રમાણે એક પુસ્તકાલયે કામ કરવા માંડયું હતું; નિર્મળબાળાએ પોતાના દવાખાનામાંથી મળતો સઘળો લાભ મહિ-

લાસમાજને અર્પણ કરવાનું જાહેર કર્યું હતું; અને સ્ત્રીઓની આવી ઉન્નતિ થાય એવા પ્રયત્નો માટે એકઠું કરવા માંડેલું ફંડ વધવા માંડ્યું હતું: બાકીની યોજનાઓ એક પછી એક હાથમાં લેવાયે જતી હતી.

એવામાં પોતાને 'બ્રહ્મનિષ્ઠ–નૈષ્ઠિક બ્રહ્મચારી બાવા મહારાજ–શ્રી ઓમ્ ગુલાબગરજી મહારાજ' કહેતા, એક–નહિં બ્રહ્મચારી, નહિં સંન્યાસી, નહિં પરમહંસ–એવા મહાત્મા (!) ની શહેરમાં પધરામણી થઈ! પોતે ઠાકોરજીની સેવા સાથે રાખતા અને આખું મન્દિર ભરાઈ જાય એટલો સામાન સાથે ફેરવતા. કોઈ પણ ધર્મ–કોઇ પણ પંથના ભક્તો પોતાના મન્દિરમાં ભળી શકે છે અને કોઇ પણ મતાનુસારી મનુષ્ય પોતાનો શિષ્ય થઇ શકે છે–એ સિદ્ધાન્તો વ્યવહાર દૃષ્ટિથી એમણે બાંધેલા હોઇ, એમનો ઘણો મહિમા વધારવામાં સહાયભૂત થતા! મહારાજ પોતે ઝાઝુ ભણ્યાગણ્યા તો ન્હોતા–તેમ શુદ્ધ બ્રાહ્મણ પણ ન્હોતા; પરંતુ કોઇક સંકર જાતિઓના પરિણામરૂપ હતા; છતાં યજ્ઞોપવિત ધારણ કરતા અને બ્રાહ્મણોના પણ પોતે ગુરુ હોવાનો ડોળ કરતા. કાંઇક સંસ્કૃત અને કાંઇક ગપાટા એ બેના પ્રભાવથી પોતાનું ટટ્ટુ નભાવી રહ્યા હતા અને સ્ત્રીભકતોની આગળ ગોળગોળ અર્થ વિનાના દસ દસ શેરિયા શબ્દોની ત્હેમના તરફથી પ્રસારવામાં આવતી વાગ્જાળ ત્હેમનાં મનમાં મહારાજના જ્ઞાન વિષે ઘણોજ સારો અભિપ્રાય ઉત્પન્ન કરવાને બસ હતી! પુરુષભકતોમાં અભણ વાણિયા, લાલચુ બ્રાહ્મણો, અજ્ઞાન વૈશ્યજનો, આદિ મનુષ્યો સંખ્યાબંધ દાખલ થયાં હતાં: પણ ત્હેમાં મુખ્ય પ્રભાવ મહારાજની કથા કરતાં મહારાજના મન્દિરશ્રીના મહાપ્રસાદનોજ હતો! પોતે કવિતાના ગ્રન્થો અને શાસ્ત્રના પુસ્તકો લખતા, જે ત્હેમના ભાવિક ભક્તજન છપાવી પ્રસિદ્ધ કરતા: અને પ્રસિદ્ધ કરવાના ખર્ચ જેટલાં નાણાં ત્હેમની શિષ્યાઓ પાસેથી મળી રહેતાં; મહારાજના સુન્દર ફોટોગ્રાફ

(છ'મીઓ) ત્હેમાં શ્રણગારીને મૂકવામાં આવતા; અને 'મહારાજ તો સાક્ષાત્ પરમાત્માજ છે !' એવી એવી ભરપટ્ટે પ્રસંશાઓથી ઉભરાઇ જતી પ્રસ્તાવનાઓ મહારાજ પંડે લખી આપતા અને ત્હેમના સાગ્રીત—શિષ્યો પોતાની સહીથી છપાવતા !

આ ગુલાબગર મહારાજનાં શહેરમાં પ્હેલાં પણ પગલાં થયાં હતાં પરન્તુ તે વખતનો ઇતિહાસ ત્હેમને શોભા આપે ત્હેવો ન્હોતો. પણ ગઇ તિથિતો જોશીએ નથી જોતા, અને વળી ત્હેમાં એ સાધુઓની બાબતમાં તો તેમ બનવું મુશ્કેલજ ! એટલે એમના ઉપર મૂકવામાં આવેલા અપવાદ– મહારાજને શહેર મૂકીને ન્હાશી જવું પડેલું–તે બધું ભૂલાઇ ગયું અને 'પ્રેમલાં'–ઘેલાં મનુષ્યોથી પાછી ત્હેમની કથા ઉભરાવા લાગી હતી ! આ મહારાજ હાથમાં ઝુંડો પકડીને ઉન્નતિની જે હીલચાલ ચાલતી હતી ત્હેની સામે થયા ! મહાદેવીના નિર્મળ અન્તઃકરણમાં તો નિન્દાપાત્ર પદાર્થ કિંવા ગુણનો લેશ પણ ન્હોતો; પરંતુ ગુલાબગરના હાથમાંથી ત્હેને લીધેજ એક બક્ષ ગયું હતું તે, મહારાજ ભૂલી ગયા ન્હોતા અને કદિ પણ ભૂલે એમ હતુંજ નહિં. કારણ તેઓનાં ભગવાં વસ્ત્ર નીચે ધબકતું ત્હેમનું મન મહા પાતક ભર્યા નરક કુંડ જેવુંજ, ઇર્ષ્યા–ક્રોધ–લોભ–મમતા–મત્સર–અહંકાર–વિષયવાસના–દુર્વ્યસન આદિ અનેક દુર્ગુણકીટોથી, ખદબદાં કરતું હતું, અને ભગવી ચીંદડી એતો માત્ર તે સર્વ છુપાવવાને ધારણ કરેલું ઢોંગનું બખ્તર હતું ! આવા બાવા થાય છે ત્હેમને એક પ્રકારની બહુ મ્હોટી સગવડ થઇ પડે છે અને તે એ છે કે, ત્હેમને માથેથી સાંસારિક, નૈતિક અને ધાર્મિક જવાબદારી દૂર થઇ ગઇ એમ તે લોકો માને છે; 'જેણે મૂકી લાજ ત્હેને ન્હાનું સરખું રાજ,'– એ કહેવત એમની બાબતમાં અક્ષરશઃ સાચજ પડે છે, કારણ ત્હેમને સ્ત્રી બાળક અથવા સગાંસંબંધીનું બન્ધન નથી હોતું. જ્યાં જાય ત્યાં પેટ

ભરવાને મિષ્ટાન્ન મળે છે એટલે ધંધો અગર બીજો કાંઇ વ્યવસાય કરવાનું કારણ રહેતું નથી; અને આથી કરીનેજ અનેક મહાભયંકર પાતકો, કમકમાટી છુટે એવા ગુન્હા, ત્રાસદાયક કૃત્યો, જે જનસમાજને ધ્રુજાવી નાંખે છે ત્હેમાં સેંકડે નેવું ટકા ભાગ લેનાર, એ લોકોજ હોય છે: આ અમારું ક્હેવું ખોટું લાગતું હોય ત્હેમણે આપણા દેશમાં આથડનાર જથ્થાબંધ આવા પ્રકારના મહારાજોમાંના કોઇનાં પણ આચરણ ફક્ત થોડો વખતજ ગુપ્ત રીતે જોવાં! જોનારની ખાત્રી થયા વિના રહેશે નહિં કે-એમાંના ઘણાખરાની દુષ્ટતા એટલી અનહદ છે, પાપ એટલું ભરપુર છે, વિષયલાલસાઓ અને દુર્વ્યસન એટલાં ગાઢ છે, કે-અમે ગમે તેટલું લખીએ તોપણ ત્હેમાં અતિશયોક્તિ થઇ શકેજ નહિં ?—મહાન્ પાતકો પણ આટલાં બધાં છે ત્યાં ન્હાના ન્હાના દુર્ગુણોનું તો પૂછવુંજ શું ?

ગુલાબગર મહારાજે યોગિનીની સામે પોતાનો ઝુંડો ઉઠાવ્યો; પણ જોઇએ તેટલું શિષ્યમંડળ મહાદેવીની સામું થાય એમ એકઠું થતું ન્હોતું. વળી સુધારવાળા એટલે ઘણોખરો અધિકારી વર્ગ ત્હેની તરફેણમાં હતો તેથી પ્હેલાં તો ઝાઝું વળ્યું નહિં—ત્યારે ત્હેમણે લોકોની અન્ધશ્રદ્ધા-ત્હેમનાં અજ્ઞાન હૃદયોના વ્હેમ ઉપર અસર કરવા માંડી અને છુપાં વ્યાખ્યાનો, ખાનગી ભાષણો દ્વારા એક તરફની એવી બૂમ ઉડાવી કે મહાદેવી તો ઉત્તર હિન્દુસ્થાનમાંથી ન્હાશી આવેલી ડાકયણ છે; એને પકડવાને લોકોની વિનંતિ ઉપરથી પોતે પધાર્યા છે; અને ત્હેને જે ઘરમાં પેસવા દેશે અથવા એનું વ્યાખ્યાન સાંભળવા પણ જશે તે રૌરવ નરકના અધિકારી થશે!—બીજી બાજુથી એવા ગપગોળા ચલાવ્યા કે એને તો સુધારાવાળા અને પાદરીઓએ પગાર આપીને લોકોને ભ્રષ્ટ કરવાને રાખી છે અને ત્હેના દૃષ્ટાન્ત તરીકે ત્હેની સાંપ્રત પ્રવૃત્તિઓ જે સુધારક મંડળની સાથે

બળીનેજ તે ચલાવતી હતી, તે મહારાજે બતાવવા માંડી: લોકો ઉપર અસર થયા વિના રહી નહિં, ધીમે ધીમે ત્હેનાં વ્યાખ્યાનો-માંથી શ્રોતા મંડળ ઓછું થવા માંડયું અને અન્તે કેટલેક વખતે ગાંડી ગુજરાતનું ગાંડપણ સંપૂર્ણ રીતે સિદ્ધ થયું!

## ૨. નૈષ્ઠિક બ્રહ્મચારી!

ભગવાં લૂગડાં પહેરેલા બાવાની વર્તણુક ગમે ત્હેવી ખરાબ હોય, પણ ત્હેની પાછળ ગાંડા થતા ગૂજરાતીઓ ત્હેનો સંગ ત્યજતા નથી! પચીસ વર્ષ સુધી—ગાંધીની ગુમાસ્તી કરતાં ત્હેને જોયો હોય તો પણ, ભગવાં લૂગડાં પ્હેરીને તે ક્હે કે 'હું તો પાંચ વર્ષનો હતો ત્યારથીજ બ્રહ્મચારી થયો છું!'—તો એ પણ લોકોને તે ખોટું નહિં લાગવાનું! ગાંજો, ચલમ, ભાંગ,—વગેરે અનેક વ્યસન કરતો હોય, ત્હેના મ્હોંમાંથી નઠારી વાસ પણ આવતી હોય તોપણ એ ક્હે કે 'અમારે તો કોઇ પણ પ્રકારનું વ્યસન નથી!'—તો, એ પણ લોકો તો સાચું માનવાનાજ. સારૂં ગાતાં બજાવતાં આવડયું, બોલવાની જરા છટા હોય, વાત ક્હેતાં ઠીક આવડતી હોય, અને જરાતરા ભજનિયાં ગોઠવી ક્હાડતાં જાણતો હોય (અર્થ બેસવાની કાંઇ જરૂર નહિં!)—તો પછી એની પાછળ આખું ગુજરાત ગાંડું ગાંડું થઇ જવાનું એમાં કાંઇજ સંશય નહિં! 'બ્રહ્મ' 'અદ્વૈત,' 'સ-નાતન વેદ ધર્મ,' 'આર્ય નીતિરીતિ,' વગેરે, થોડા શબ્દો આવડે અને સાંભળનારા સમજી ન શકે એમ વાપરનાર હોય તો પછી ત્હેની પાછળ પાછળજ આખું શહેર ફરે, એમાં આશ્ચર્ય નથી; કારણ એવા બનાવો અમે કેટલાક સમયથી જોયાંજ કરીએ છીએ! પણ પુરૂ-ષોની ઘેલછાની તો અમુક હદ હોય છે; તેઓ ગમે તેટલા ગાંડા ઘેલા—અક્કલ વિનાના, ધર્માંધ શ્રદ્ધાળુ હોય તો પણ પોતે પરશેવાનાં ટીપાં પડતાં પેદા કરેલો પૈસો છૂટે હાથે ખરચી શકતા નથી અને

તેથી મહારાજોનાં પેટ ભરાતાં નથી. ત્હેમની ખરી કમાણીનો મ્હોટા આધાર તો સ્ત્રીભકતો ઉપરજ રૂહે છે, અને તે પણ—ઘણું ખરૂં યુવાન, કમનશીબ વિધવાઓ ઉપરજ।—માતાપિતા યોગ્ય શિક્ષણ આપે નહિં, દેવમન્દિરોમાં અહિંથી તહિં મા પંડેજ ઘેલી—બ્હીલી દોડતી હોય, ત્યાં પુત્રીને એ શું શિખામણ આપે? અને ઘણુંખરૂં વિધવા થયેલી બાળાઓને—સાસરિયાં સાથે ઓછું બનતું હોવાથી—ત્હેમનાં માબાપનું ચાલે ત્યાં સુધી ત્હેમને પોતાને ઘેર—પિયરજ ઉછેરવામાં આવે છે તથા ત્હેમના ગુજરાન માટે, પિતાનો હાથ પ્હોંચતો હોય તો, સારી રકમ પણ ત્હેમના નિમિત્ત જૂદી રાખવામાં આવે છે. આ પૈસા કંઇકવાર જોઇએ તે કરતાં ઘણા વધારે હોઇ, ધર્મનાં કામોમાં—પુણ્યદાનમાં વાપરવામાં ત્હેમને છૂટ આપવામાં આવે છે: અને સામાન્ય રીતે મહારાજોના **રાજભોગ** અને **માનભોગનું**,—આવા બ્રહ્મચારીઓનાં રેશમીકોરનાં ધોતિયાં અને મૂલ્યવાન કસબી શાલદુશાલાનું ખર્ચ આવા પ્રકારનાં ધર્મનાં સાધનોમાંથીજ પ્રાપ્ત કરવામાં આવે છે। અરે, એટલુંજ નહિં પણ એ ધર્મઢોંગી ભામટાઓ નિર્દોષ બાલિકાઓને ઘરમાંથી ચોરીઓ કરતાં, નીતિશીલ સુન્દરીઓને સુરબ્બી—વડીલ વર્ગ અને પતિથી ગુપ્ત રીતે ત્હેમનાં ખર્ચ માટે પૈસા પૂરા પાડતાં, ધર્માંધ વિધવાઓને ત્હેમના ઉદરપોષણાર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કરતાં શીખવે છે। અનેક રીતે ગૂજરાતી પ્રજાને પીડનારા, ત્હેનામાં અનીતિનાં બ્હેણ વ્હેવડાવનારા, ત્હેનામાં કુસંગબીજ રોપનારા, ત્હેનાં અનેક કુટુંબોને છિન્નભિન્ન કરી નાંખનારા ખરેખર એ દુષ્ટોજ છે।...આ અમારૂં ક્હેવું જે થોડા સદ્ગુરૂ છે ત્હેમને માટે નથી; પણ હાલ એ ધંધો એટલો તો વધી પડયો છે કે જે તે ત્હેમાં દાખલ થઇ 'હમારા બિ લગતા હે।'—કરી દે છે ત્હેમને માટેજ છે. અમારૂં તો ત્યાં સુધી માનવું છે કે પુરૂષોએ સ્ત્રીઓના

ગુરુ થવાની જરૂરજ નથી: જો ત્હેમને સ્ત્રીઓની દયા આવતી હોય તો ત્હેમણે સાધ્વી સ્ત્રીઓની સાથે લગ્ન કરવું અને પોતાની ધર્મપત્નીઓ દ્વારા સ્ત્રીવર્ગને ધાર્મિક જ્ઞાન, શિક્ષણ આપવું. આમ કરવામાં બંને વર્ગનું કલ્યાણ થશે. એમ નજ બને તો સ્ત્રીઓને સુબોધ આપવાને સ્ત્રીશિક્ષકો, પણ્ડિતાઓ, સાધ્વીઓએ બ્હાર પડી તે કામ આ ડોળઘાલુ-કુચ્છંદી પુરુષો પાસેથી લઈ લેવું જોઇએ. ગોસાંઇજી મહારાજનાં અને એવા પ્રકારનાં સર્વ મન્દિરોને પણ આ ટીકા સબળ રીતે લાગુ પડે છે; અને ત્હેમનાં વહુજી મહારાજ દ્વારા જો શિષ્યાઓનું હિત કરવા ચ્હાશે તો મહારાજો પોતે તેમ ઘણી સ્હેલાઇથી કરી શકશે. ગમે તો ધર્મનો બોધ દેવા, પણ-યુવાન સુન્દરીઓ-તરુણ વિધવાઓ-ની સાથે લાંબો વખત, દિવસે અથવા રાત્રિએ, ગુરુએ એકાન્તમાં બેસવું, એ કીયા ધર્મશાસ્ત્રની આજ્ઞા છે?—છતાં તેમ થાય છે!...આવા આવા પ્રકારની ઘણીયે અનીતિ થાય છે, પણ આંખે પાટા બાંધી ગુરૂનીજ દૃષ્ટિએ જોનાર ગાંડા ગૂજરાતીઓને ત્હેનું કાંઇ ભાન છે?—જ્યાંસાં ભગવો વાવટો જોઇએ!—એટલું હોય એટલે પછી તે ધારણ કરનારને સંપૂર્ણ સ્વતંત્રતા મળી ચુકી!

*	*	*	*

ગુલાબગર મહારાજનું કામ તો પાછું હવે કડેધડે ચાલ્યું, ઘેરઘેર પધરામણીઓ થવા લાગી, પુશ્કળ પૈસાની પ્રાપ્તિ થવા માંડી અને જ્યાં ત્યાં-ઉપરાઉપરી મિષ્ટાન્નનાં ભોજનો લેવા માટે આમંત્રણ મળવા લાગ્યાં! પણ આ માણસ આટલેથી સંતુષ્ટ ન થયો: ત્હેના અંતરમાં બળતો અગ્નિ જ્યારે મહાદેવીની અપ્રતિષ્ઠા કરીને શહેરમાંથી ત્હેને ફ્હાડે ત્યારેજ,—ત્હેનું શિષ્ય-શિષ્યા મંડળ પોતાની સેવામાં આવીને હાજર થાય ત્યારેજ,-શાન્ત થાય તેમ હતું. જ્યાં ત્યાં તે

યોગિનીને ગાળો દેતો, અપમાન ભરેલાં વચનો ઉચ્ચારતો, અને પોતાથી બને તેમ હ્હેનો પ્રભાવ ઓછો કરવાને પ્રયત્ન કરતો. બાવાજીનાં ભાષણોમાં-(જો કે હ્હેમાં કાંઇ શીખવા જેવું અગર નવાઈ જેવું તો હતુંજ નહિં તોપણ)-હજ્જારો સ્ત્રી પુરૂષો હાજર થતાં, અને હ્હેની પાછળ આખું શહેર જાણે ગાંડુંજ થઇ ગયું હોયની એમ લાગવા માંડયું !-એની ચોપડીઓની જાહેર ખબરો, એણે પ્રકટ કરેલાં વૈકુંઠ મોકલવાની ખાત્રી આપતાં કલ્યાણપત્રો અને કરેલાં પાપનાં માફીપત્રો જ્યાં ત્યાં ન્હેંચાવા તથા વેચાવા માંડયાં અને થોડા વખતમાં કિંમત પણ ખૂબ ઉપજવા લાગી. ન્યુસપેપરોમાં હ્હેનું નામ ગવાવા લાગ્યું અને 'મહારાજ તો પ્રત્યક્ષ ઈશ્વરનોજ અવતાર છે !'-એમ હ્હેને 'પરમાત્મા સ્વરૂપ' કહેનારા શિષ્ય-સાગ્રીતો હવે બેધડક કહેવા લાગ્યા !

મહાદેવીનું સ્ત્રીઓની ઉન્નતિનું કામતો હ્હેવુંને હ્હેવું સારી રીતે ચાલ્યે જતું હતું. 'ગુલાબગર મહારાજ આમ કરે છે અને તેમ કરે છેઃ આમ બોલે છે ને તેમ બોલે છે !' એવું વખતે કોઈ ભાવિક ભક્તજન આવીને હ્હેને જણાવે તો 'જગદંબા એમનું કલ્યાણ કરો ! પ્રભુ હ્હેમને સદ્‌બુદ્ધિજ આપતા હશે !'-તે શિવાય બીજો એક પણ શબ્દ એમના મ્હોંમાંથી નીકળતો નહિં. અને ખરેખર એવી આડી કૂથલી માટે હ્હેમને હાલ વખત પણ મળતો નહિં. પોતાનું નિત્ય કર્મ કર્યા પછી, હ્હેમણે પોતે માથે લીધેલું કામ તેઓ કરતાં, અને હ્હેને માટે ઠેકાણે ઠેકાણે હ્હેમને જવું પડતું હતું. ગુલાબગરના આવ્યા પછી હ્હેમને તો એક લાભ થયો હતો, કે નવરાં-કામ વિનાનાં—હેતુ વિનાનાં-શ્રદ્ધા વિનાનાં ઘણાંક મનુષ્યો ટીકા કરવાને, વખત ગાળવાને,-અનેક કારણસર આવીને કથામાં ભીડ કરતાં તે ખીલકૂલ હવે રહ્યાં ન્હોતાં; જોકે સંપૂર્ણ શ્રદ્ધાશીલ-ભક્તિ-

વાન સાધુવૃત્તિ જેમનાં અંતઃકરણમાં યોગિનીના પ્રભાવથી જાગ્રત થઇ હતી એવાં હજી ઘણાં સ્ત્રી પુરુષો દેવી મન્દિરમાં કથા સમયે વખતસર હાજરી આપતાં હતાં. તોપણ એવામાં એક એવો બનાવ બન્યો કે જેથી ત્હેમને પોતાને પસંદ નહિ છતાં પણ, મહાદેવી તરફ સમસ્ત લોકદૃષ્ટિ પાછી ફરી.

એક શ્રીમાન્ શેઠિયાને ત્યાંથી દસ હજાર રૂપિયાનાં ઘરેણાંની ચોરી થઇ: અને ત્હેમાં પોલિસે ઘણીએ મહેનત કરી છતાં પણ ત્હેનો પત્તો લાગ્યો નહિં. આ વાતને એકાદ પખવાડીયું થયું નહિં હોય એવામાં ગુલાબગરના એક સાગ્રીતે આવીને પોલિસનાં માણસોને ખબર આપી કે, 'મ્હારૂં નામ બ્હાર ન પાડો અને બધાં માણસો-હું જેટલાં બતાવું તેટલાંને એકદમ કેદ કરો તો આ ચોરીનો માલ હાથ લાગે એવી ભાળ હું મેળવી આપું.' પોલિસે તે વાત કબુલ કરી, અને પત્તો લગાડનાર માણસ ત્હેમને દેવીમન્દિરમાં રાતના નવેક વાગ્યે લઇ ગયો. ત્યાં રહેનારાં બધાં મનુષ્યોને જાપતામાં રાખ્યાં અને તપાસ કરી તો કેટલોક મુદ્દા માલ મન્દિરના પાછલા ભાગમાં એક પથ્થર તળે દાટેલો હાથ આવ્યો!—આ વખતે નિર્મળબાળા અને મહાદેવી બ્હારથી આવી પ્હોંચ્યાં. નિર્મળબાળા તો ત્હેમને મન્દિરે પ્હોંચાડવાજ આવી હતી પણ તેઓ ત્યાં જઈ પ્હોંચ્યાં કે, ત્હેને કાંઇ ગરબડ લાગવાથી ત્હેણે તપાસ કરી; અને ખરી હકીકત સમજાતાં, ત્હેણે મહાદેવીને અવન્તિરામને ઘેર પોતાની સાથે આવવાની વિનંતી કરી. પરન્તુ મહાદેવીનું ધૈર્ય તો ત્હેવું ને ત્હેવુંજ અડગ, ત્હેમની મુખાકૃતિ ત્હેવીને ત્હેવીજ શાન્ત, ત્હેમનું હૃદય ત્હેવુંને ત્હેવુંજ શ્રદ્ધાશીલ રહ્યું. પોલિસનાં માણસો ત્હેના પ્રતાપ આગળ વિનમ્ર થઈ ગયાં અને ગુલાબગરના સાગ્રીતે મુખ્ય ગુન્હેગાર તરીકે ત્હેમને પકડવાનું કહ્યા છતાં પણ તેમ કરવાની વૃત્તિ તેઓને થઈજ

નહિ. નિર્મળબાળા ત્યાંથી બગીમાં બેશીને એકદમ અવન્તિરામને ઘેર ગઇ અને સરકારી વકીલને લઈ પાછી મન્દિરમાં અડધાએક કલાકમાં આવી પ્હોંચી. અવન્તિરામે આવીને પોલિસને સમજાવી મન્દિરનાં મનુષ્યોને મુક્ત કરાવ્યાં.

હવે ચોરીની તપાસ પાછી ધમધોકાર આગળ ચાલી. પણ નવાઈ જેવું એ હતું કે પોલિસને પેલા સાશ્રિતને કેદ કર્યા ઉપરાંત બીજો કાંઇજ પુરાવો મળી શકતો નહિં હતો. અવન્તિરામ અને રસિકભાઇ પણ ઘણીજ મહેનત લઇ શોધ કરતા હતા પણ મન્દિરનાં માણસો ઉપરથી શક દૂર થઇ શકે એવો કાંઇ પુરાવો ત્હેમને મળી શકયો નહિં. પરન્તુ એવામાં ઇશ્વરઇચ્છાથી એક એવી વાત બની કે જેથી સઘળી હકીકત અચાનકજ જાહેર થઈ ગઇ! જે શેઠિયાને ત્યાં ચોરી થઇ હતી ત્હેની એક ખૂબસુરત, યુવાન, પચીસ –અઠ્ઠાવીસ વર્ષની બાળવિધવા પુત્રીએ ઝેર ખાઇ આપઘાત કર્યો. વાત ચર્ચાઇ અને એકદમ જાહેર થઇ ગઇ. પોલીસ તપાસ થઇ તેમાં ત્હેણે એક પત્ર નિર્મળબાળા ઉપર મરતાં પ્હેલાં લખેલો ત્હેની પેટી ઉપરથી હાથ આવ્યો. ત્હેણે ત્હેમાં જણાવ્યું હતું કે, ' ગુલાબગર મ્હારાજે મ્હારા ધાર્મિક જીવનની કુમળી નિર્દોષતામાં વિષ રેડયું છે; અને મ્હને ધર્મને બ્હાને અનાચાર–તથા ભક્તિને બ્હાને વિષયવાસનાઓના વ્હેણમાં ઉતારી છે : મ્હારા ઘરમાં થયેલી ચોરીમાં મહારાજનો મુખ્ય હાથ હતો અને ત્હેમના આગ્રહને વશ થઇને હું સાધનભૂત થઈ હતી. જ્યારે મહાદેવી ઉપર આરોપ મૂકવામાં આવ્યો, અને તે પણ મહારાજના ખાસ માણસ તરફથી, ત્યારેજ મ્હને એમ ભાન થયું કે મ્હેં ખોટું કર્યું હતું! એવામાં એક વખત યોગિનીનું વ્યાખ્યાન મ્હારા સાંભળવામાં આવ્યું, જેમાં ખરી ભક્તિ, ખરો ધર્મ, સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય, વિધવાઓના જીવનનો ખરો ઉદ્દેશ શું

છે એ ત્હેમની રસિકવાણીથી મ્હેં શ્રવણ કર્યું: મ્હને એ સાધ્વીનાં દર્શન થયાં ત્યારથી મ્હારી જીવનવૃત્તિઓ વળી વધુ બદલાઈ ગઈ અને મ્હારૂં અંતઃકરણ મ્હેં કરેલાં ઘોર પાતક માટે દાઝવા લાગ્યું છે. મ્હેં દેવીમન્દિરમાં કથા સાંભળવા હર હમ્મેશ જવાનું શરૂ કર્યું અને જોકે મ્હારો હેતુ મહારાજનું પાપ કહી દેવાનો તો હતોજ નહિં, તોપણ મહારાજને મ્હારા ઉપર શક પડ્યો અને ધાસ્તી લાગી; અને તેથી તેઓ મ્હારા ઉપર ન કહેવાય એવો–ઘાતકી–ઘોર જૂલમ ગુજારી મ્હારાં માબાપને ત્યજી દઇ, પોતાના એક સાગ્રીત સાથે ન્હાશી જવાની ફરજ પાડે છે. હું જીંદગીથી કંટાળીતો ગઈજ છું અને ત્હેમાં વળી આ ત્રાસ !–મ્હારૂં હવે શું થશે ?–મ્હારાથી કોઇની સલાહ લેવાય એવું નથી: ત્હમને મળવાનો વિચાર હતો પણ છેવટ સુધી મ્હેં ઢીલ કર્યા કરી અને હવે વખત નથી. તેથી ઝેરની શીશી જે કેટલાક વખતથી મ્હેં પાસે રાખી મૂકેલી છે, તે પીવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. મહારાજનું ગમે તે થાય ત્હેની મ્હને દરકાર નથી–ક્રૂરમાં ક્રૂર સજા પણ ત્હેમને માટે ઓછી છે: પરન્તુ મહાદેવી જેવાં પરમ ભગવતી–જગદંબાના અવતારરૂપ સાધ્વી ઉપર ખોટો આરોપ ન રહે એટલા માટે આ પત્ર ત્હમને લખું છું. એ પ્હોંચશે તે વખત આ દેહમાં આત્મા નહિં હોય: પરન્તુ કદિ કદિ આ દુઃખી જીવનનો ભાર વહન કરનાર પાપિણી ઉપર પ્રીતિની દૃષ્ટિ નાંખશો, એજ પ્રાર્થના છે !'

ગુલાબગર મહારાજ કેદ થયા, ત્હેમનાં ઉપર કામ ચાલ્યું; અને તે તથા ત્હેમના સાગ્રીતો સખ્ત મજૂરી સાથે કેદ ખાનામાં પોતાની જીંદગીનો મુખ્ય ભાગ નિર્ગમન કરવા ગયા એ ઇતિહાસની વાત છે અને થોડા વખત ઉપરજ બનેલી હોવાથી સુપ્રસિદ્ધ છે !... પણ આ પ્રસંગને લગતી મહાદેવીના પ્રતાપ વિષે હવે નવી નવી વાતો લોકોમાં ચાલવા લાગી હતી: એક બે પોલિસના માણસો

એમ કહેતાં સંભળાયાં કે મહાદેવીને પણ તેઓ જાપતામાં લીધા વગરતો રૂહેત નહિં પણ યોગિનીથી ત્રણ ત્રણ હાથની અંદર ત્હેમણે ઘણોય પ્રયાસ કર્યો છતાં પણ ત્હેમનાથી જવાયુંજ નહિં હતું.—એક બીજી વાત એમ પણ ચાલી હતી કે, એક દિવસ યોગિની નદીએ સ્નાન કરવા ગયેલાં ત્યાંથી પાછાં આવ્યાં તે વખત કથાનો સમય થઇ ગયો હતો; ત્હેમને પોતાની કથામાં આવનાર ભક્તો સામાં મળ્યાં અને પોતાને વાર થઇ ત્હેને માટે-તથા કથા મોડી થશે ત્હેને માટે ત્હેમણે દીલગીરી બતાવી; પણ પેલા શ્રોતામંડળે તો પોતે વખતસર ત્હેમના મુખથીજ કથા સાંભળ્યાનું જણાવ્યું હતું !...આવી વાતો આખરે કોઇક અર્ધભાવિક માણસ મહાદેવી પાસે લઈ ગયો: "માતાજી ! શહેરમાં તો આમ વાતો ચાલી રહી છે."—યોગિની પાસેથી ફક્ત એટલોજ જવાબ મળ્યો કે, "ભાઇ ! જગદંબાને શું અસાધ્ય છે ? પરન્તુ હજી મ્હારી ભક્તિ કોઇ પણ રીતે એવી નિર્મળ, પવિત્ર, ઉન્નત થઈ નથી કે મ્હારે માટે ઇશ્વરી પોતે આટલો બધો શ્રમ લે ?"

### ૩. સંસારસુધારાની વાતચીત :

નવીનચન્દ્ર, રસિકભાઇ, અને પ્રબોધચન્દ્ર બેઠા હતા. એવામાં દાક્તર પ્રતાપચન્દ્રરાય, અવન્તિરામ તથા જગન્નાથ અંદર આવ્યા. બધા ઉઠીને ઉભા થયા; દાક્તર સાહેબ થોડા દિવસની રજા લઇ અમદાવાદ આવ્યા હતા. સંસારસુધારાની હીલચાલ સંબંધી વાત ચાલી:

"નવીન, તું અને બાળા ગાંડાં છો; સખ્ત પગલાં વીના જ્યારે છૂટકો નથી ત્યારે શા માટે ત્હમે આનાકાનીમાં વખત ગુમાવો છો ? તડ ને ભડ !—નકામા સભાસદો હોય ત્હેમને દૂર કરો; કચરો

તો કહાડી નાંખ્યો કામનો !" પ્રતાપચન્દ્રરાયે કહ્યું: "નવીન તું જેવી સુધારક મંડળ વિષે બૂમ મારે છે હેવીજ બાળા એની મહિલાસમાજ વિષે પણ ફરિયાદ કરે છે: ત્યારે ત્હમે હરકત કરનાર સભાસદોને વીણીવીણીને કહાડી નાંખતાં કેમ નથી ?

"રાયસાહેબ, હું પણ એજ મતનો છું." અવન્તિરામે પોતાના વિચાર જણાવ્યા: "બહુ મ્હોટી સંખ્યા હોવાથી એકતો કામ ઘણું વધી પડે છે અને સુધારા તરફ શિથિલ વૃત્તિઓવાળા બહુ હોવાથી આપણાં મંડળો વગોવાય છે ! આપ પધાર્યા છો, એટલામાં હવે આપણે એજ કામ માથે લઈ કરી નાંખીએ; કોકડું ઘણા દિવસથી ગૂંચાયલું છે.

"હાજી" જગન્નાથે વાતમાં ભાગ લેતાં કહ્યું: "ત્હેમાંયે એક ખાસ દિલગીર થવા:જેવું એ છે કે શ્રીમતી અને મહાદેવી તથા ત્હેમની સહાયક સન્નારીઓ જેટલું કરે છે ત્હેનો થોડો ભાગ પણ આપણું સુધારામંડળ કરી શક્તું નથી !".

"એનું કારણ મ્હારા ધારવા મુજબ એમ છે, સાહેબ," પ્રબોધચન્દ્ર બોલી ઉઠયો. "આપણું સુધરેલું મંડળ બીજાથી પોતાને બહુ ઉચું ધારે છે; જાણે અભણ અને જૂના વિચારનાં મનુષ્યોની ગંદકી પોતાને લાગી જતી હોય નહિં તેમ, સાહેબ લોકોની પેરે ઘણીવાર પોતાની કેમ્પ (છાવણી) જનસમૂહથી બે ત્રણ ગાઉ દૂર લઇ જઇને નાંખે છે ! એમ કોઈ દહાડો સુધારો થવાનો હતો ? સહજાનન્દ, કબીર, નાનક, એ બધા ખરૂં જોતાં ધાર્મિક, કિંવા સાંસારિક સડો કહાડી નાંખવા પ્રયત્ન કરનાર સુધારકોજ હતા, પણ એમણે લોકો—જનસમૂહની વચમાં રહીને કામ કર્યું: તથા દયાનન્દ સરસ્વતી અને કેશવ ચન્દ્રસેન પણ ત્હેમની પેઠેજ લોકો સાથે ભળી જતા હતા. આપણા સાહેબ લોકોને તો અજ્ઞાન લોકોના સહવાસની

પણ સૂગ લાગી જાય છે ! આનું કારણ આપણી કેળવણીની રીતિજ છે. રેલ્વેમાં એકાદ થોડું ઘણું ભણેલો યુવાન બેઠો હશે તો તે નહિં બોલવાનો ને નહિં ચાલવાનો ! લોકો બિચારા ત્હેની સાથે વાત કર-કરવાની વૃત્તિ બતાવે, ત્હેને માન આપે; 'માસ્તર સાહેબ' કહીને ત્હેને બેસવાની સૂવાની પણ સગવડ કરી આપે; પણ ત્હેનો મગજનો તોર તો કાંઇ જૂદોજ હોય છે ! 'ભાઇ, ક્યાં પધારો છો ?'—એ સવાલનો જવાબ આપતાંજ ભાર પડે છે અને વખતે કોઈ વાતુડા પડોશીએ ફરીથી એનો એ પ્રશ્ન પૂછ્યો તો 'ત્હેમને પૂછવાનો હક્ક સો છે ?'–એવા એવાજ ઉત્તર મળવાના !–આ આપણી ર્‌હેણી કરણી છે: અને આપણું બધું લશ્કર એવા સૈનિકો ઉપર આધાર રાખે છે, તો પછી આપણું કામ ક્યારે પેશ જવાનું ?"

પ્રતાપચન્દ્રરાય સાંભળીજ રહ્યા. "છેક એવું તો નથી, પણ અતિશયોક્તિ બાદ કરતાં પ્રબોધચન્દ્રના ક્‌હેવામાં સત્ય છે એમ તો કબુલ કરવું પડશેજ." અવન્તિરામે કહ્યું.

"અરે, સાહેબ, બીલકૂલ અતિશયોક્તિ નથી," નવીનચન્દ્ર વચમાં બોલી ઉઠયો: "એક ગ્રેજ્યુએટે પોતાની રેલ્વેની મુસાફરીના અનુભવમાં આ વાત–પોતે કાંઈ બહાદુરી મારી હોયની એમ—અમારા બધાના સમક્ષ જણાવી હતી."

થોડીવાર બધા વિચારગ્રસ્ત, શાન્ત રહ્યા.

"પણ હાલ હું એટલું તો જોઉં છું કે વિધવાવિવાહ શિવાયના ઘણાખરા સવાલોમાં ચોતરફથી–સઘળા વિચારનાં મનુષ્યોમાં સરખાપણું આવતું જાય છે ખરૂં." જગન્નાથે વાત ફરીથી ઉપાડી.

"એ સવાલજ બહુ મુશ્કેલ છે તો !" અવન્તિરામે કહ્યું: "પણ-બાળવિધવાને વિધવા માનનારાજ મૂર્ખ છે, ત્હેમને શું કહેવું ? આફીનો સવાલ તો હાલ સોશિયલ કોન્ફરન્સમાં પણ લોક વૃત્તિને માન આપી મુલતવી જેવોજ નાંખી મૂકવામાં આવ્યો છે. અને

ખાસ દિલગીરી જેવું એ છે કે ભણેલા સારી કેળવણી લીધેલા માણુસો પણ પુનર્લગ્નની વિરૂદ્ધ હોવા જેવા-પુરાણી દુનિયાંના વિચારને વળગી રહે છે. આપણામાંના જંગલી રિવાજો દૂર કરી શકીએ નહિં અને નવાં 'સત્ય અને ન્યાય' નાં ધોરણના વિચાર વર્તનમાં ઉતારી શકીએ નહિં ત્યાં સુધી આપણે કાંઇજ કર્યું નથી એમ કહેવાને હું તૈયાર છું. પરન્તુ કોન્ફરન્સોમાં પણ હાલ લોકપ્રિયતાને અનુકૂળ વ્યવહાર બુદ્ધિ વધી ગઈ છે! એટલે કરવું શું? નિકર મ્હારો મત તો એમજ છે કે દરેક સ્થળે પુનર્લગ્નો જેમ બને તેમ વધારે કરાવવાં—જેમ બને તેમ ત્હેમને ઉત્તેજન આપવું એજ ત્હેનો મુખ્ય હેતુ હોવો જોઇએ."

"સાહેબ, સુધારકોના વીરનરો તો હમ્મેશને માટે ગયાજ! શું એમનો ઉત્સાહ!—શું એમની જાગ્રતિ અને સ્વદેશપ્રીતિ અને સ્વાર્થત્યાગ?—નર્મદ અને નવલરામ, કરસનદાસ અને મહીપતરામ, દુર્ગારામ અને માધવદાસ એ મહારથીઓ તો ગૂજરાતમાંથી ગયાજ! એમના જેટલી આગ્રહભક્તિયે હવે જોવામાં આવતી નથી!" પ્રબોધચન્દ્રે કહ્યું.

"કેમ રસિકભાઇ, ત્હમે આજ કેમ મૌન ધારણ કર્યું છે?" જગન્નાથે ત્હેને ચાલતી વાતમાં ઉતરવા પૂછ્યું.

"વિધવા વિવાહની બાબતમાં મ્હારે ત્હમારી બધાની સાથે મતભેદ છે તેથી!"

"શું મતભેદ છે?" પ્રતાપચન્દ્રરાયે પૂછ્યું: "જાણીએ તો ખરા."

"સ્ત્રીઓનું લગ્ન ફરીથી થાય ત્હેથી ત્હેમનાં 'આત્મમન્દિર અને હૃદય લહરીઓ અપવિત્ર થાય છે: હું બાળવિધવાને તો-ત્હમારી પેઠે-વિધવા ગણતોજ નથી. જેને પતિનો સંગ થયો નથી તે બાળા

મટીને પત્ની થયેલી ગણાયજ નહીં. પરન્તુ પતિના સહવાસમાં આવેલી વિધવાઓનાં લગ્નની વિરૂદ્ધ હું એટલા માટે છું કે તેથી ત્હેમના દેહ તન્તુઓ કલુષિત થાય છે, આત્માની વિશુદ્ધિ ઓછી થાય છે, સ્નેહની સુન્દરતામાં ક્ષીણતા આવી જાય છે અને જીંદગીનાં નિર્મળ સુખોમાં વિપત્તો ભેગ થાય છે. ત્હમે મ્હને પૂછશો કે પુરૂષો પુનર્લગ્ન કરે છે ત્હેનું કેમ?–તો હું ત્હમને જવાબ દઇશ કે હું તો સ્ત્રી કે પુરૂષ કોઇનાં પણ ફરીથી લગ્ન થવાંજ ન જોઇએ–એ મતનો છું. મનુષ્યજીવનની વાસનાઓને દિવ્ય, ઉન્નત ન થવા દેતાં, આ પ્રમાણે સ્થૂલ, પાર્થિવીજ બનાવી દેવી એ મ્હારા આન્તર્ વિલાસોથી દૂર છે–મ્હને તે કબૂલ નથીજ! હું તો એમજ માનું છું કે પુનર્લગ્ન—પછી સ્ત્રીનું હોય કે પુરૂષનું પણ—પુનર્લગ્નજ આપણી પ્રજાની ખરી પ્રેમભાવનાઓનો, રસિક વૃત્તિઓનો નાશ કરશે, અને જેટલું રહ્યુંસહ્યું આપણામાં દંપતીપ્રેમનું બળ ટક્યું છે ત્હેનો લોપ કરી દેશે.–ત્હમે ક્હેશો કે પુરૂષોનાં પુનર્લગ્ન તો થાય છે જ ત્હેનું કેમ? હું ત્હેનો ઉત્તર ત્હમને આપી શકું છું કે ન્યાયવૃત્તિ, રસવૃત્તિ, આપણા ઉચ્ચ અભિલાપ, આપણને સ્ત્રી તથા પુરૂષ બંનેને પુનર્લગ્ન કરતાં અટકાવવા પ્રેરે છે; કારણ આપણી સ્વાભાવિક બુદ્ધિ આપણને પુરૂષનાં ફરી લગ્ન તો સ્ત્રીનાં કેમ નહિ એવો મહા પ્રશ્ન પૂછે છે. અને હું તો ત્યાં સુધી ક્હીશ કે આપણા દેશની સ્ત્રીઓ તથા પુરૂષોમાંની સ્નેહલગ્નની ન્યૂનતા અને સ્થૂલલગ્નની તૃષ્ણા,–એજ આપણી આટલી અધોગતિનું મુખ્ય કારણ છે. છતાં ગર્ભાશય ધારણ કરતી સ્ત્રીનું પુનર્લગ્ન સંકર પ્રજાનો ભય ઉત્પન્ન કરવાથી વધારે હાનિકારક છે એમ તો કબુલ કરવુંજ પડશે."

"છતાં ધર્મશાસ્ત્ર અને શારીર શાસ્ત્રના અભિપ્રાય સંબન્ધી તકરારમાં નહિં પડતાં જોઇશું તો, ત્હમે એટલે લગી તો અમને

મળતા છો કે બાળ વિધવાને વિધવા તરીકે ત્હમે કબૂલ રાખતા નથી. તે ઉપરાંત ત્હમે એમ પણ અમને જણાવો છો કે સ્ત્રી અને પુરૂષ બંનેનાં ફરીથી લગ્ન થવાની આવશ્યક્તા નથી. કબૂલ !" પ્રતાપચન્દ્રરાયે કહ્યું: "પણ હવે આપણે જોવાનું એટલુંજ છે કે હિન્દુઓ ત્હમારૂં માનવું કોઇ પણ દિવસ સ્વીકારશે ? મુસલમાન, બૌદ્ધ અને ખ્રિસ્તી પ્રજાઓમાં પણ સ્ત્રીનાં પુનર્લગ્ન થાય છે; ત્યા ત્હમે પ્રેમ ભાવનાની અને લગ્નગ્રન્થીની એવી શી શિથિલતા જુવો છો કે ત્હમને ત્હમારૂં આર્યત્વ એટલા ઉપરથીજ જતું રૂહેવાની ફિકર રૂહે છે ?—બીજું, ત્હમારે એટલુંતો સ્વીકારવુંજ પડશે કે જે પ્રજામાં એક કરતાં પણ વધારે પત્ની કરવાનો દુષ્ટ રિવાજ છે—જે મહાભારત ઉપાય લીધા છતાં પણ હજી ત્હેવોને ત્હેવોજ છે, તે પ્રજાના પુરૂષોની ફરીથી લગ્ન કરવાની છૂટ કોઇ કાલે પણ અટકાવી શકાશે એમ ત્હમને લાગે છે ?"

"પણ ત્હમે ક્યાં એ મત સ્વીકારો છો ? ત્હમારો તો એવોજ વિચાર છે ને કે જનસમાજની ઉત્તમતા વિધવાઓનાં પુનર્લગ્ન નહીં થાય ત્યાં સુધી થવાનીજ નથી ?"

"છેક એમ નહીં; અમે એમ નથી ક્હેતા કે સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાની ફરજ પાડો. અમારૂં માત્ર એટલુંજ કહેવું છે કે એમને પવિત્ર રૂહેવાની છૂટ આપો; એમની ઇચ્છામાં આવે તો ફરીથી લગ્ન કરે. ફરજિયાત વૈધવ્યથી એક દુઃખી અનાથ બાલિકાના બાળા ઉપર આવેલા પત્રમાં ત્હેના હૃદયમાંથી ઉદ્દગાર નીકળી ગયા છે કે, 'જ્યારે અમારે મરવાનુંજ છે ત્યારે વિશુદ્ધ, નિર્મળ રહીને મરવાનું અમે ઘણુંજ વધારે પસંદ કરીએ છીએ' । મૃત્યુ તો કોઇ રાજીખુશીથી કબૂલ કરેજ નહિં; પણ પ્લેગ કે ક્ષય રોગ, બે માંની એકની પસંદગી કરવાનું આવી પડે ત્યારે તો મરકીમાં

મરવાનુંજ ઘણાંખરાં મનુષ્ય કબૂલ કરશે ! અને આ અત્યંત કરુણાજનક નથી ? " પ્રતાપચન્દ્રરાયે લટકાવેલી–સુપ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિવર્માવાળી શકુન્તલા–જન્મ નામની છબી–( જેમાં ઉડી જતી અપ્સરા મેનકા પોતાની બાળપુત્રી શકુન્તલા વિશ્વામિત્ર ઋષિને સોંપવાનું કરે છે અને વિશ્વામિત્ર પોતાના તપભંગના ભાનથી ગાંડા જેવોજ થઇ ગયો છે ! ત્હેના)–તરફ નજર ફેરવી; " રસિકભાઇ, મ્હારે ત્હમને બીજું કંઇ કહેવાનું નથી. પૂનર્લગ્ન કરનારી વિધવાને અમે–ત્હેનું નામ જ્યાં ત્યાં છપાવીને—ફજેત કરીએ છીએ, ત્હેની પ્રેમભાવનાનો નાશ કરીએ છીએ, ત્હેને આર્યત્વમાંથી ઉતારી પાડીએ છીએ, સંકર પ્રજાની ઉત્પત્તિનાં સાધન વધારીએ છીએ, સ્ત્રીઓને પતિનાં ખૂન કરવાનું ઉત્તેજન આપીએ છીએ, અને ત્હેમની રસિક વૃત્તિઓ ક્ષીણ કરી નાંખીએ છીએ,–વગેરે, અનેક આક્ષેપ અમારા ઉપર આવ્યા છે, ત્હેમાંથી જે ખરા હશે તે સુધારવાનું બની શકશે; પણ મહેરબાની કરીને, ત્હમે આ તરફ દૃષ્ટિ નાંખીને મ્હને કહો કે, ઘણાં વર્ષો સુધી તપ કરનાર, માત્ર તપોબળથીજ ક્ષત્રિય મટીને બ્રાહ્મણ થનાર, રાજર્ષિ મટીને પોતાની બ્રહ્મર્ષિમાં ગણના કરાવનાર, એક સમયે ઇન્દ્રાસન પણ ડોલાવી મૂકનાર, ત્રિશંકુને ખાતર બ્રહ્માથી જૂદી સૃષ્ટિ ઉત્પન્ન કરી આખા બ્રહ્માંડને ધ્રુજાવી મૂકનાર, આ પુરૂપ કમતાકાતવાન હશે ? પણ ત્હેનીયે, વિષયવાસનાએ કેવી હાલત કરી નાંખી છે ? તો પછી ક્યાં એ મહાસમર્થ દેવર્ષિ અને ક્યાં બિચારી ઉગતી, અનાથ, અબળ વિધવા ? વિધવાઓને લગ્ન કરવાની છૂટ આપવી કે નહિં અને તેમ કરવાથી ત્હમારા આર્ય લગ્નોની પવિત્રતામાં ખામિ આવે છે કે નહિં ત્હેનો ન્યાયનિર્ણય કરવા બેસો, તે પ્હેલાં ત્હમે આટલું જરા ત્હમારા હૃદયમાં વિચારી જોજો !" બધા વિચારમાં પડી ગયા. આ દૃષ્ટાન્ત એટલું તો જાણીતું

હતું કે કોઇથી તે બાબતમાં પ્રત્યુત્તર દઇ શકાયો નહિં. એક બે મિનિટ એમ ને એમ વહી ગઈ.

"આપનું કહેવું ખરું છે, સાહેબ!" અંતે રસિકભાઈ બોલ્યો: "પરન્તુ આપ જેમ એ ચિત્ર તરફ દૃષ્ટિ ફેરવો છો, તેમ મ્હારૂં હૃદય એક બે બીજા પ્રસંગ ભણી ખેંચાય છે. મેનકા કરતાં પણ વધારે મનોહર, ભગવાન નારાયણે પંડે ઉત્પન્ન કરેલી,-અપ્સરા મંડલમાં સર્વથી ખૂબસુરત, ઉર્વશીથી પણ, વિશ્વામિત્રના કરતાં પ્રમાણમાં ઘણો ઉતરતો મનુષ્ય-અર્જુન ન લોભાયો, એમ ન બની શકે? વળી ચ્યવન ઋષિ જેવા વૃદ્ધ, અન્ધ, વિરૂપ બ્રાહ્મણને પરણેલી રાજાની પુત્રી સુકન્યા, અશ્વિનિકુમાર જેવા દેવયુગલની અદ્‌ભૂત સુન્દરતાથી પણ ચલિત ન થઇ, એવાં દૃષ્ટાંતોય આપે લક્ષમાં લેવાં જોઇએ નહીં? ઉન્નતતાનો ધન્યવાદ આપ વિશ્વામિત્રને આપશો કે સુકન્યાને?...આપણા મનોવિકારનું દમન કરવાથીજ, નહિં કે ત્હેમનું પોષણ કરવાથી, આપણી પૂર્વ ઉચ્ચ સ્થિતિ આપણે પાછી મેળવી શકીશું, એમ મ્હારો તો નમ્ર અભિપ્રાય છે."

"બંને બાજુના કારણ સરખાં સબળ છે, પ્રબોધચન્દ્રે કહ્યું: "રસિકભાઇ ત્હમારા મતની સત્યતા અમારે કબૂલ કરવા જેવી છે. અને જો કે સુધારકોનું સામાન્ય વલણ જેટલું પુનર્લગ્ન કરાવવા તરફ છે તેટલું પવિત્ર વૃત્તિવાળી વિધવાઓના માનસિક-ધાર્મિક-જીવનની ઉન્નતિ કરવા તરફ જણાતું નથી;-મુખ્ય અગ્રેસર સુધારકોએ અત્યાર સુધીમાં તેને માટે કાંઇપણ પગલાં ભર્યાં નથી, અને મ્હારા અભિપ્રાય પ્રમાણે તો તેવી સંસ્થાઓ ઉભી કરી તેનું પરિણામ જોવાની ઘણી જરૂર છે, એ બધી વાત ખરી છે; તોપણ ત્હમેયે એટલું તો કબુલ કરશોજ કે તેમની ઉન્નતિના ઉપાયો લીધા છતાં પણ સાંસારિક-કૌટુમ્બિક જીવનની ઇચ્છાવાળી, તેમજ ચંચલ વૃત્તિઓવાળી, વિકા-

સ્વશ થઇ રહેનારી, અને દુનિયાંદારિનાં સુખ-ઉપભોગ અનુભવવા સરજાયલી જીંદગી એળે જવા દેવી નહીં," એવા મતવાળી અથવા કુદરતની સ્વાભાવિક વૃત્તિઓના વેગને જીતવા જેટલું જ્ઞાન તથા બળ જેમનામાં ન હોય એવી વિધવા બ્હેનોનો જન સમાજમાં કેટલોક ભાગ રહેવાનોજ : તો તેવી વિધવાઓ અનીતિને માર્ગે ચ્હડી પોતાના જીવનને કલંકિત કરે તે કરતાં હજાર દરજ્જે એ વધારે સારૂં છે કે તેઓ પુનર્લગ્ન કરે."

# પ્રકરણ ૧૧ મું : મંદવાડની પથારી.

" નથીં, નથીં, નથી રંગ્યા ચન્દ્રે દિશાન્ત હજી બધા,
" નથીં, નથીં હજી સિંચી ચંચુ ચકોર વિષે પ્રભા;
" નથીં, નથીં, હજી ઊગ્યો પૂરોય ઈન્દુ નભે, અહા !
" ઝપટ ગ્રસતો ત્હેવે દારૂણ રાહુ બલિષ્ઠઆ ! "

—પુરાણ સુભાષિત ઉપરથી.

**૧. સીમન્ત અને સુવાવડ:**

આખરે તે મંગલ ઘટિકા આવી પ્હોંચી; સરસ્વતીનું સીમન્ત સમીપ આવ્યું. હિન્દુઓમાં શુભ કાર્યના આરંભમાં ઘણે ખરે ઠેકાણે ગણેશસ્થાપનનો રિવાજ છે; આ રિવાજ 'ગયેલા સાપના લીસોટાની ગેરે" હજુ પણ ત્હેવોને ત્હેવોજ કાયમતો રહ્યો છે. પણ હાલ ઘણું ખરૂં મંગલ કામની શરૂવાત ક્યારે થાય છે કે જ્યારે પ્રથમ કંકાસના ગણપતિ કુટુંબમાં પૂજન થયું હોય ત્યારેજ ! સગાસંબંધી, બન્ધુસહોદર, મિત્ર વર્ગ, સ્વજ્ઞાતિજનો,–એ સર્વમાં ગમે તેટલો સ્નેહ હોય, ગમે તેટલો સંબંધ હોય, પણ સારૂં ટાણું આવ્યું એટલે થઇ રહ્યું ! તેટલા સમય પુરતા તો તેઓ ત્હમારા કટ્ટા દુષ્મન

કરતાં પણ ખરાબ! આવું આવું કાંઇ એક બે નહિં પણ અનેક જગોએ જોવામાં આવે છે: સો સો વર્ષનાં ઉંડાં વૈર સંભારવાનો તેજ સમય છે; સહાય કરવાની વાતતો ઘેર ગઇ પણ પ્રતિકૂળ થઇને ન બેસે તોપણ મ્હોટું ભાગ્ય! આ બધાનાં કારણમાં અમને તો હિન્દુઓના અવિભક્ત (એકઠા) કુટુંબની વિચિત્ર સ્થિતિ; જ્ઞાતિ બન્ધનનું વિચિત્ર સ્વરૂપ; કૌટુંબિક વ્યવહારમાં અભણ, અજ્ઞાન સ્ત્રીઓનું પ્રબળ;—એવાં એવાં અનેક નજરે પડે છે!... પ્રાચીન ભારતની જે સુન્દર નિર્દોષતામાં સીમન્તિની પોતાના બાલયૌવનના ઉલ્લાસભર્યા છેલ્લા દિવસો નિર્ગમન કરતી; પતિ પાસે પોતાના સહુ કોડ પૂરા કરાવતી; સ્વજનવર્ગમાં જ્યાં ત્યાં સન્માન પામતી, કુટુંબજનોમાં જ્યાં ત્યાં સ્વાગત થતી; ખાવા, પીવા, પ્હેરવા, ઓડવા, વાપરવા, આપવા મૂકવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા જેના જોવામાં આવતીજ નહિં; સખીમંડળમાં જે આનન્દસ્નાન કરતી, સાસરામાં જે મંગલકારી લક્ષ્મી રૂપે લેખાતી; પિયરમાં જેનાં કુંકુમ પગલાં જ્યાં ત્યાં ઉત્સાહ અને પ્રીતિના મિઠ્ઠા મિઠ્ઠા મનોહર ઝંકાર રેલતાં:—તેજ સીમન્તિની તરફ અત્યારે દૃષ્ટિ ફેરવો! ઉત્સાહને બદલે કંટાળો, ખુશાલીને બદલે દિલગીરી, આનન્દને બદલે કંકાસ, શરીરની સ્ફૂર્તિને બદલે ત્હેમાં ચુંથારા—એવું એવું કાંઈ નજરે પડશે. બાળકી બાળકી મટી ન હોય, ત્યાંતો તે પત્ની થઈ જાય અને ત્હેને જનનિ પણ થવાનો વખત આવે!—ત્યાં તન્દુરસ્તી ક્યાંથી રહે?—શુભ પ્રસંગ આવ્યો કે ચોતરફથી સગાંવ્હાલાં કાઉ કાઉ કરવા માંડે, ત્યાં ઉલ્લાસ શેનો હોય! ખરેખર, આપણી સ્થિતિ એટલી નબળી આવી ગઈ છે કે આપણું સર્વસ્વ આપણે ખોઇ બેઠા છીએ, એટલુંજ નહિં, પણ કેટલીક વસ્તુઓ જે સર્વસ્વ સાથે ન ખોવાય-ર્‌હાડચાથીયે ન જાય, તે પણ આપણે તો ખોઈ બેઠા છીએ!—આપણાં સંસારસુખ, આપણા

શુભ ઉત્સવાના આનન્દ, આપણા મંગલ પ્રસંગના ઉલ્લાસ, આપણાં કુટુંબની શાન્તિ, આપણા દંપતીસ્નેહની અલૌકિકતા, આપણાં ભક્તિમય અન્તઃકરણોની પવિત્રતાઃ—જ્યાં સર્વ ગયું, ત્યાં ગણવું કેટલું ?

સરસ્વતીના સીમન્તનો ઉત્સવ આવીજ દશામાં પસાર થયો ! પિયરિયાં, પતિ, અને સુજનમંડળ તરફથી ત્હેને સર્વ પ્રકારની અનુકૂળતા હતી, પરન્તુ સાસરિયાં અને ત્હેમાં મુખ્યત્વે કરીને ભાગીરથી, લલિતા, ગુલાબ અને ધનકોર માશીએ તો ત્હેને ખરેખરી ત્રાહ્યતોબાહ્ કરાવી ! સરસ્વતીને હેરાન કરવામાં ગુલાબ અને લલિતા પાછાં એક એક થઇ ગયાં હતાં; અને જે વિવિધ પ્રકારની ન્હાની ન્હાની—પણ સરવાળે ઘણી મ્હોટી અડચણો—હરકતો વહુને થતી સુગમતા અટકાવવાને ત્હેના માર્ગમાં સાસરિયાં નાંખી શકે છે તે સર્વની પૂરેપૂરી. અજમાયશ અહિં થઇ ! અધૂરામાં પૂરૂં, એની આરોગ્યતાની હાલત જે હમેશાં સાધારણજ રહ્હેતી હતી તે પણ આવા પ્રકારની ચિન્તા, ક્લેશ, હેરાનગતિ, મનોવ્યથા, વગેરેને લીધે બગડવા લાગી. સંયુક્ત કુટુંબમાં વહુઓને માથે આવી પડતો ત્રાસ કેવળ અવર્ણનીય છે; અને પોતે જૂલમ સહન કરીને મ્હોટી થયેલી સાસુઓ, તથા પોતાને સાસરે એવાજ પ્રકારના જૂલમનો ભાર વેઠતી નણંદો, જ્યારે પોતાની કરૂણાજનક સ્થિતિ, પોતાની દુઃખાયલી લાગણીઓ ભૂલી જઇ, બિનઅનુભવી, હલક, નવીન વહુઓ ઉપર ઘાતકીપણે વર્તે છે, ત્યારે—

" ના, ના, જે આંખ્યો આંસુડાં ઢાળતી,
" જે હૈડામાંની પીડાઓ સૂચવે,
" તે—તે પત્થર કેરી સંબંધી નહિં;
" હોયે નહિં પ્રીતિહીન હૈડું જે દ્રવે.* "

---

* સુન્દરી અને પાંજરામાંનું પક્ષિ.

એ વાક્યોમાં પણ અનુભવ–સત્ય ન પણ હોય એમ માન્યા વિના ચાલતું નથી !

અન્તે જેમ તેમ તે વખત પણ વહી ગયો ! અગ્નિની શિખા તો અદૃશ્ય થઈ, પણ ઉષ્ણતા ન ગઇ. માંગલિક પ્રસંગનો ક્ષણિક સમય પસાર થઇ ગયો, પણ ઊંડાં વિષબીજ વાવતો ગયો; અને સરસ્વતીના કોમળ, રસિક, વ્હાલસોયા અન્તઃકરણ ઉપર સાસરિયાંની પ્રતિકૂળ વર્તણુકની સજ્જડ છાપ પડી ગઈ ! મનુષ્ય દેવ નથી; મનુષ્ય તેતો મનુષ્યજ છે ! સાસરિયાં પ્રસંગે પ્રસંગે નાતજાતમાં, સગાં સંબંધી વર્ગમાં, જ્યાં ત્યાં વહુને હલકી પાડી દે, નજીવા નજીવા જ્યાં ત્યાંથી ખણી ખોળીને પણ આરોપ મૂકવાનાં બ્હાનાં લાવે, શરીરે ઠીક ન હોય તોપણ કામ હાથમાંથી કોઇ મૂકાવે નહિં, મંદવાડને ઢોંગ ગણે અને જ્યાં ત્યાં પોતાનું વાંકું બોલતાં—ફજેત કરતાં ફરે;—એ સર્વ ફિરસ્તાને પણ સેતાન બનાવી દેવાને બસ છે !......સરસ્વતિએ આ બધું મનમાંજ રાખ્યું હતું; પતિને પણ હૃદયમાં દુઃખ થશે એમ ધારી ન કહ્યું, સાસરાની વાત પિયર તો કરાયજ કેમ, એ વિચારે પિયરમાં પણ મન ખોલી વાત કરતાં ત્હેને અટકાવી: આ બધાનું પરિણામ એ થયું કે ત્હેની અતિશય મૃદુ લાગણીઓ ઉપર સખ્ત આઘાત થયો તથા શરીર ન સંભાળ્યાથી તન્દુરસ્તીને જબરો ધા લાગ્યો, અને તેથી જ્યારે ચોતરફ, ખાવું ખવડાવવું અને પ્હેરવું ઓઢવું–મિષ્ટાન્નનાં ભોજન અને વસ્ત્રઅલંકારનો ઝગઝગાટ અને ખણુખણાટ દૃષ્ટિએ અને કર્ણે પડતો હતો, ત્યારે—ભાવિની નિર્દય વક્રોક્તિના સૂચન રૂપે–જેને માટે આ સર્વ થતું હતું, ત્હેનો મન, શરીર, લાગણીઓ અને વૃત્તિઓની સ્થિતિ કેવળ કરૂણાજનકજ હતી ! આનન્દમન્દિર ઉપર વજ્રપાત થયો હતો, અન્તઃકરણમાં વિષકીટ પેઠો હતો; અને તન્દુરસ્તીની કોમલ કમળનાળિકામાં ધગધગતું લોહું, પ્ર-

વેશ કરતું હતું. ક્ષમાનો ગુણ હૃદયમાં તે ધારણ કરી રાખતી હતી, ધૈર્ય અને પ્રેમનુ સામ્રાજ્ય ત્હેનું મન કબૂલ કરતું હતું; પરન્તુ પરિણામ અનિષ્ટ આવ્યા વિના રહ્યું નહિં! સુન્દર ગુલાબ, મનોહર ચંપો, સુરમ્ય મોગરો,–એ પુષ્પોની ભભકથી લચી જતી ફુલવાડી પોતાનો સુગન્ધ તો કદી ત્યજતી નથીજઃ પરન્તુ તેથી કરીને કાંઇ ઝેરી જીવડાંથી ત્હેનો નાશ થયા વિના પણ રૂહેતો નથી! સીમન્ત ગયું કે સરસ્વતીને સખ્ત તાવ આવ્યો, તાવની સાથે ઉધરસ ઉપડી, અશક્તિ પણ સાથેજ દૃષ્ટિગોચર થવા લાગી અને ત્હેની સૂવાવડ સમિપ આવ્યાનાં ચિહ્ન પણ જણાવા લાગ્યાં.

નિર્મળબાળા અને ચન્દ્રકાન્ત પાસે હાજરનાં હાજર રૂહેવા માંડયાં: શહેરના જાણીતા દાક્તર–વૈદ્યોની સલાહ લેવામાં આવી; પરન્તુ પરિણામને માટે કોઇ જવાબદાર થઇ શકયું નહિં. ઘણીજ સંભાળથી–દવાઓની અસરથી–નિર્મળબાળાની ખાસ માવજતથી, એટલુંતો થયું કે, પ્રસવ વેદના ત્હેને ઘણી ઓછી થઈ અને એક બાલિકાને ત્હેણે જન્મ આપ્યો. પરંતુ ત્હેના શરીરની હાલતમાં બિગાડજ થતો ચાલ્યો અને અંતે નિર્મળબાળાને પણ ત્હેનાં પિયરિયાં સમક્ષ ખાનગીમાં ક્ષયના ભયંકર વ્યાધિનો અસાધ્ય ઉપદ્રવ કબૂલ કરવો પડયો. દાક્તરોના, તેમ બીજા સુજ્ઞાત અને નવીનજ્ઞાત, સઘળા ઉપાયો ત્વરાથી અજમાવી જોવા માંડયા અને 'હવા ફેર કરવાનો' ત્હેમનો ર્‌હેલો અને છેલ્લો ઇલાજ, સરસ્વતીને ન્હાઈ ધોઇને ઉઠયા પછી નિર્મળબાળાને બંગલે લઇ જઇને રાખવાનો,—પણ કરી જોવામાં આવ્યો!–પાશ્ચિમાત્ય દવાઓનું શાસ્ત્ર, દરદો અને ત્હેમના ઉપાય સંબંધી દાક્તરોનું જ્ઞાન, ઘણુંજ અપૂર્ણ છેઃ પોતાની હુશિયારીનાં અનેક બણગાં ફૂંકયા છતાં ત્હેમનાથી મ્હોટા રાજરોગોમાં, અસાધ્ય દર્દોમાં કાંઇજ બની શકતું નથી; અને દેશી વૈદકની

સ્થિતિ ત્હેમને પ્હેલાં મળતા ઉત્તેજનને અભાવે હવે તો વળી તદ્દનજ નબળી થઇ ગઈ છે! એટલે હિંદુસ્થાને પોતાનું હતું તે ખોયું છે, અને પારકું વધારે સારૂ ધારી ગ્રહણ કર્યું છે, ત્હેમાં પણ કાંઇ ખાસ માલ નથી!–કબૂલ છે કે તાત્કાળિક અસર ત્હેમની દવાઓની વધારે થાય છે, પણ ત્હેની સાથે એ પણ બહુમાન્ય છે કે જૂનાં દર્દો જડમૂળથી ક્હાડવામાં દેશી વૈદ્યકના જેટલી ત્હેમની શક્તિ નથી: અને શસ્ત્રવિદ્યા–વ્હાડકાપનાં કામમાં ત્હેમની જેટલી ચાલાકી છે, ત્હેનો એક અંશ પણ ક્ષય જેવા ભયંકર રોગોનો નાશ કરવામાં તો શું પણ ત્હેમનો ફેલાવો રોકવામાં પણ નથીજ, એ હવે નિર્વિવાદ છે! રોગીને દરરોજ વધારે વધારે દર્દથી પીડાતો,–(અનેક ઉપાયો, પોતાના પ્રિય ઉપાયો, ખરચાળ ઉપાયો યોજ્યા છતાં,–) નિત્ય નિત્ય વધારે હેરાન થતો,–ત્હેનું દર્દ વધારે વધારે વધતું, જોયા છતાં પણ જ્યારે દાક્તરોની પોતાની દવાઓ ઉપરની અંધશ્રદ્ધાનાં પડળ ઉતરતાં નથી ત્યારે ક્હેવું શું અને કરવું પણ શું?–બીજી દરેક વિદ્યાનો વિસ્તાર થયા છતાં વૈદ્યકવિદ્યા હિંદુસ્થાનમાં રહી ગયેલી ત્હેવીને ત્હેવીજ શોકજનક હાલત ખરેખર તે ધંધાના વિદ્વાનોને માટે માનભરેલી તો નથીજ!–જે મનુષ્યો, આત્માના અસ્તિત્વનો પણ અસ્વીકાર કરી, ઈશ્વરની આવશ્યકતા પણ અમાન્ય કરી, કેવળ કુદરત અને ત્હેમના નિયમો ઉપર પોતાનો આધાર રાખે છે તથા કુદરત મનુષ્યસત્તાને વશ થાયજ એમ માને છે, ત્હેવા વીરનરો જે ધંધામાં પ્રથમ પદ ભોગવે છે, તેજ ધંધાની આવી સ્થિતિ!–આના કરતાં મનુષ્યજ્ઞાનની બીજી કેટલી વધારે નિર્બળતા, અપૂર્ણતા સૂચવી શકાય?

**૨. છેલ્લા મંદવાડની શરૂવાત:**

નિર્મળબાળાને બંગલે સર્વ પ્રકારની અનુકૂળતા હતી: ત્હેને પોતાને વૈદ્યકનું, દરદીઓની સારવારનું સારૂં જ્ઞાન હતું; સ્ત્રીઓને

પડતી વીટંબણાની ત્હેને પૂરી માહેતી હતી. રસિકભાઇ, સુશીલા અને ધનલક્ષ્મી ત્યાં રહેતાં અને કમળા તથા જીબા, ઇન્દિરાબાઇ તથા મહિલા સમાજની સરસ્વતીના પ્રીતિ પરિચયમાં આવેલી સુન્દરીઓ ત્હેની માવજત માટે વારા ફરતી રહ્યાં કરતી હતી. યોગિની મહાદેવી પણ દરરોજ સ્હાંજે ત્હેની પાસે આવ્યા વિના રહેતાં નહિં. દિવસમાં એક બે વાર ચન્દ્રકાન્ત પણ બાઇસિકલ ઉપર બેશીને આવી જતો અને દાક્તરોના મેળાપ વખતે તો નિત્ય હાજરજ રહ્યાં કરતો. પ્રબોધચન્દ્રે મહા પ્રયાસે રજા મેળવી અને તે પણ ત્યાંજ રૂહેવા લાગ્યો. વખતો વખત ભાગીરથી અને લલિતા, ધોળી બ્હેન અને જમનાંબા, તથા કદિ કદિ ગુલાબ અને ધનકોર માશી પણ પાછળ બબડતાં ફફડતાં, પરન્તુ લોકમાં ખોટું ન દેખાય એટલા માટે, આવી જવા લાગ્યાં.

"સૂવાવડ એ હમ્મેશાં સ્ત્રીની તન્દુરસ્તીની એક ભયંકર કસોટી છે અને આપણી સ્ત્રીઓને માટે તો તે ખાસ કરીને તેમજ છે। બાળકીઓને પ્રથમના દિવસોમાં—અંધારામાં, ખરાબ હવામાં, બેકાળજીથી ખરાબ ખોરાક ઉપર રાખવામાં આવે છે: યોગ્ય સુયાણીઓ મળતી નથી, સરકાર તરફથી રાખવામાં આવતી સ્ત્રીદાક્તરોની—'ઉજડ ગામમાં એરંડો પ્રધાન' જેવી સ્થિતિ હોવાથી માનમાં ખેંચાઈ જઇ બેદરકાર અને બેતમા થઇ જાય છે, અને ઉંટવૈદું જાણનારી સ્ત્રીઓને હાથે ગરીબ બાળકીઓની એવી તો દુર્દશા થાય છે કે, ત્હેનું સ્મરણ કરતાં પણ કમકમાટી છૂટે છે। આપણી કેળવણી લેતી યુવતીઓ **બી. એ., એમ. એ.** થવાને પ્રયત્ન કર્યા કરતાં જો સ્ત્રી આરોગ્ય તથા વૈદકનું જ્ઞાન લેતી હોય, અને તે કેળવણીનો પોતાની બ્હેનોના હિતાર્થે ઉપયોગ કરતી હોય તો આપણી સ્ત્રીઓની તન્દુરસ્તીની હાલતમાં પ્રશંસનીય ફેર જોવામાં ન આવે ?

કબૂલ છે કે સુવાવડમાં અમુક મુદત પછી નવીન માતાઓને પૌષ્ટિક ખોરાક આપવામાં આવે છે; પણ ત્યારે, ખોટી નાજુકાઇનો દેખાવ કરવાને બાળકીઓ તે ખાતાં શરમાય છે ! ઓસડિયાંના રગડા પીવામાં તૈયાર, પણ જુલાબની દવા લેવામાં શરમ ! અને નુકશાનકારક ચીજો ખાવાનું મન પણ પુષ્ટિકારક ખોરાક લેવામાં વાંધો !—એ કદાચ ત્હમને આશ્ચર્યકારક લાગશે પણ સત્ય છે. ત્હેમને મળતું ગૃહ શિક્ષણ એવા પ્રકારનું છે, ત્હેમની બ્હેનપણીઓના વિચાર એવા છે, ત્હેમનું જીવનજ એવી રીતનું બંધાઇ ગયું છે કે, ખોટી બડાઈ, વિચિત્ર નાજુકાઈ, નવાઈ જેવા આચારવિચાર, જૂજ ખોરાક અને બને તેટલું ઓછું કામ: એ બધું, ત્હેમના સંબંધમાં કાંઇજ નવું નથી ! ઘણે ઠેકાણે તો સૂવાવડ જેવી ગંભિર સ્થિતિનું સારવાર કરનારી માતાઓને ભાનજ હોતું નથી ! ' અભડાઇ જઇએ ને અપવિત્ર થઇ જઇએ અને માથું બોળીને ન્હાવું પડશે ! ' એવા એવા વિચારમાં પુત્રીઓને એકલી નાંખી મૂકી, ત્હેમની તરફ બેદરકાર રહેતી ઢોંગી 'પ્રેમલીઓ' —માતાઓના નામને લાંછન લગાડે છે,—ઉગતી પુત્રીઓનાં આરોગ્ય જીવનમાં ઝેર ભરે છે !—આમાંની એક પણ વાત ખોટી નથી; બધી હું ઠેકાણે ઠેકાણે જોઉં છું અને ત્રાસી જાઉં છું, પણ ત્હેમનાં સ્નેહી સંબંધીઓ ઉપર તો ત્હેની કાંઇ અસર પણ મ્હને જણાતી નથી. બાળકીને એમ રીબાવી રીબાવીને માર્યા કરતાં એકદમ ઝેર આપી મારી નાંખતાં હોય તો તેઓ બિચારી જીંદગીભરના દુઃખમાંથી છૂટે !" નિર્મળબાળાએ પોતાના અનુભવની વાત કરી, જેનું નિર્વિવાદ સત્ય સર્વ શ્રોતા મંડળને કબૂલ કરવું પડ્યું. " દાક્તરો અને સૂયાણીઓ એકલી શું કરે ? અમે તો ઘણુંયે કહીએ છીએ પણ પત્થર ઉપર પાણી ! "

"પણ શ્રીમતી બ્હેન, ત્હમારા દાક્તરો અને ત્હમારી દવાઓ તો અમારે માથે ખરચના દાટ વાળી મૂકે છે, હોં !—ત્હમારૂં ક્હેવું

તો ખરૂં છે કે છોકરીઓની સૂવાવડમાં બરોબર કાળજી રખાતી નથી," ધોળી બ્હેને કહ્યું: "પણ, ભઇસાબ, ત્હમારાં બીલથી તો અવધિ!"

"ત્હમે ખરૂં કહો છો; અમારી માવજતમાં એટલો ખાસ વાંધો છે કે એ ગરીબ અને સાધારણ સ્થિતિનાં માણસોને ભારે પડે છે: પણ તેથી કાંઇ બાળકીઓને સૂવાવડના વખતમાં બરોબર સંભાળવાની ત્હમારી જવાબદારી ઓછી થતી નથી!"

"અરે, દાકતરોનાં ભારે બીલની બાબતમાં એક વાત છે." કમળા બોલી ઉઠી: "એક ડોશી આંધળી હતી, પણ પાસે બે પૈસાનો જીવ ખરો. ત્હેણે એક હુંશિયાર દાકતરની દવા કરવા માંડી; દવા તો લાંબો વખત ચાલી પણ અંતે ડોશી દેખતી થઈ. ડોશીએ દેખતી થયા પછી દાકતર ઉપર ફરિયાદ માંડી. જડજે પૂછ્યું કે 'ડોશી, ત્હમારૂં દાકતર શું લઇ ગયો?' ડોશીએ જવાબ દીધો, 'સરકાર હું આંધળી હતી ત્યારે તો ઘરમાં જ્યાં ફરતી ત્યાં કાંઈનું કાંઈ હાથમાં આવતું, પણ હવે દેખતી થયા પછી તો ઘરમાં કાંઇ દેખતીજ નથી!" સહુ હશી પડયાં.

"એંહ...એ તો દાકતરને ઘેર જવું અને દાવો લ્હડવા જવું એ સરખુંજ છે!" જીબાએ કહ્યું: "દિવાનીમાં જાય તે દિવાનો થાય: જીતે તો હાર્યો, ને હારે તો દુનિયાં પાર ગયો!–દાકતરને ત્યાં પણ એમજ છે: મટ્યું તો ઘર ખાલી થયું જાૂવે, અને ન મટ્યું તો માણસે જાય ને ઘરે જાય!–મ્હારાં દાદી તો નિત્ય એમજ કહે છે; 'મરો રાંડો! આ દાકતરનાં ને દવાનાં ખરચ શાં?–એનાથી દસમા ભાગના પૈસાનું ઘી ખાઓને, ઘી!–બધુંયે મટી જશે: એની મેળે ઉઠીને ઉભાં થવાશે!–બાકી આવાં ખરચ કરીએને, તો વાજ આવીએ વાજ!–ને ઉઠી જઇએ!–ઘરનાં નેવાંયે પારકાં થઈ જાય પૈશા ઘટયા ને રાંડોનાં ખરચ વધ્યાં; ઘર તે શી રીતે ઉંચું આવે?'"

નિર્મળબાળા ખડખડાટ હશી પડી. "બ્હેન, એમાંની અતિશયોક્તિ બાદ કરીએ તો ઘણુંખરૂં સત્ય છે; પણ શું કરવું, ઉપાય નથી. વિલાયતથી દવાઓ મંગાવવી, અને પોતાનાં ભારે ખરચ ઉપાડવાં–એ બધું દરદીઓ ઉપરજ ને!"–તે ગંભીર ચ્હેરે બોલી: "પણ એ બાબતમાં સુધારો થવાની ખાસ જરૂર તો છેજ! વૈધક જેવા પવિત્ર ધંધાને લોકોએ ગાંધિયાટાના વેપાર જેવો બનાવી દીધો છે!"

સરસ્વતીના બિછાના પાસે આવી આવી કંઇક ગમ્મતની–અનુભવની વાતો થતી. ત્હેનો આ છેલ્લો મંદવાડ બહુ ભારે હતો. તે ઘણું ખરૂં તો માંદી સાજીજ રૂહેતી; પણ જરા સારી થાય કે તરત ઉઠીને બેઠી થતી. પરન્તુ આ વખત તો પ્રકૃતિ હરહમ્મેશ બગડતીજ ચાલી અને ત્હેને પણ પોતાની સ્થિતિ ભયાનક જેવી લાગવા માંડી. ત્હેની મૂળથીજ ધર્મ ઉપર સારી શ્રદ્ધા હતી; ત્હેમાં પાછી ધનલક્ષ્મીની પુત્રી, એટલે પોતાની માતાની ગાઢશ્રદ્ધાની અસર ત્હેના ધર્મશીલ હૃદય ઉપર થયા વિના રહી ન્હોતી. તેથી ધર્મપુસ્તકો વાંચવાં, ધર્મના વિષયોનું ચિન્તવન કરવું, ધર્મનાં કામોમાં લક્ષ પ્રેરવું,–એ ત્હેની સ્વાભાવિક વૃત્તિઓ આ મંદવાડમાં બહુ સતેજ થઇ ગઇ: અને મહાદેવીના તથા નિર્મળબાળાના સહવાસમાં પોતાના મનોરાજ્યમાં જે સુધારો થયો હતો તે દૃષ્ટિગોચર થવાથી, તથા પોતાની સારવાર માટે બધાં આટલું બધું કરતાં તેથી, તે સર્વની ઘણીજ ઓશિંગણ રૂહેવા માંડી. મંદવાડની પથારી એટલી તો કરુણાજનક છે, પ્હાડ જેવાં માણસો પણ ત્યાં એવાં નિર્બળ થઇ જાય છે, ત્યાં થતું કષ્ટ આપણે નજરે જોઇએ છીએ, હૃદય દાઝે છે પણ આપણે નિર્વીર્ય–શક્તિહીન બનીને આસપાસ બેશીજ રહીએ છીએ તે એટલું તો ત્રાસદાયક લાગે છે કે, ક્રૂરમાં ક્રૂર, ઘાતકીમાં ઘાતકી, પાપીમાં પાપી મનુષ્ય પણ ત્યાં–ક્ષણભરતો–સુધર્યાવિના રૂહેજ

નહિં: અને હેમાં પણ જે મનુષ્ય એ પ્રકારની મૃત્યુશૈય્યા ઉપર સૂતું હોય,–'હું ઉઠીશ કે નહિં ?–મ્હને મટશે કે નહિં ?'–એ માનસિક આન્દોલનોમાં જીવન ઝોલાં ખાધા કરતું હોય, ત્યાં મલિન વિચાર, અપવિત્ર વિકાર, ક્ષુદ્ર સંકલ્પો, પાતકી આચાર,–એ કેમ ટકી શકે ? મોતનું બિછાનું એ એક પ્રકારનું મહા ભયંકર કષ્ટ–કારાગૃહ છે, છતાં હેનો પણ વિશ્વક્રમમાં હેતુ છે: ગમે હેવાં મલિન હૃદયોનું પણ ત્યાં સંશોધન થાય છે, અપવિત્રતા ઉડી જાય છે, અને પાપવૃત્તિઓ નાશ પામે છે: ત્યાં અસુર મનુષ્ય થાય છે અને મનુષ્ય દેવ થાય છે; કારણ, જ્યારે તે શૈય્યાની આસપાસ વસતાં અન્તઃકરણો પણ કોમળ, નિર્મળ બને છે ત્યારે હેમાં સૂતારના આત્માની વિશુદ્ધિનું તો પૂછવુંજ શું ?

રસિકભાઇ અને પ્રબોધચન્દ્ર વારાફરતી હેની પાસે રહ્યાં કરતા તથા સ્ત્રીઓમાં સુશીલા અને નિર્મળબાળા પણ તેમજ કરતાં: આથી જેટલો લાભ આ પ્રસંગની પવિત્રતાનો સરસ્વતીને થયો, તેટલોજ ફાયદો–આ ચારે જણાંને મૃત્યુશૈય્યાની સેવાના પુણ્યનો થયો. સરસ્વતીને કોઈ પણ વખત તેઓ અણગમતું આવવા દેતાં નહિં; અને આખો દિવસ સ્ત્રીઓની હાલત સુધારવાની વાતો, સુધારાની પ્રવૃત્તિના ખબર, નવાં નવાં પુસ્તકોનું વાચન તથા દરરોજ યોગિનીની સ્હાંજની કથા:–એ બધામાં હેનું પૃથ્વીપર રૂહેવા નિર્માણ થયેલું અલ્પ આયુષ્–તાવ અને ઉધરસની પીડાનો સમય બાદ કરતાં–ખરેખરી શાન્તિમાં જવા લાગ્યું.

સરસ્વતીને પોતાની સ્થિતિનું જ્યારથી ભાન થવા લાગ્યું ત્યાર પછીથી તે ધીમે ધીમે બદલવાજ લાગી હતી. હેના આન્તર્ વિલાસ અપાર્થિવ થવા માંડ્યા; હેના હૃદયતરંગ ભક્તિમાર્ગમાં વહન કરવા લાગ્યા; હેનો પ્રેમભર્યો આત્મા સર્વના ઉપર એક સરખી રીતે પોતાના ઐશ્વર્ય–પુણ્ય પ્રતિભાની સજ્જડ છાપ બેસાડવા લાગ્યો. આ-

પણ હિન્દુ સંસારમાં પતિપત્નીનો સંબંધ જેટલો એકતા ભરેલો છે તેટલોજ ભાઇ બ્હેનનો સ્નેહ ભિન્નતાવાળો છે. રસિકભાઇ ને સરસ્વતી બાલ્યાવસ્થામાં સાથેજ ઉછર્યાં પછી એકદમ જૂદાં પડયાં હતાં: ભાઇને અભ્યાસને માટે બ્હારગામ જવું પડયું હતું, બ્હેન સાસરે ગઇ હતી. ક્વચિત્ ક્વચિત્ મેળાપ શિવાય, ત્હેમને સાથે રહેવાનું તો ભાગ્યેજ બનતું હશે ! પણ હવે તે બંને એક બીજાની છાયા રૂપ હોયની એમ ગાઢ પરિચયમાં આવી ગયાં; અરસ્પરસની મિઠ્ઠી લાગણીઓ અને હૃદયની અભિદષ્ટિ બહુ સુન્દર રીતે વિકાસ પામવા લાગી; અને ત્હેમના આત્માઓનાં વલણ એકજ દિશામાં હોવાથી પોતાની એકની એક બ્હેનની–થોડા વખતમાં પોતાને ત્યજવાને નિર્માણ થયેલી ભગિનીની–સારવાર કરવી, એ ભાઈના જીવનનો મુખ્ય હેતુ હોયની એમજ થઇ ગયું. સરસ્વતીની પથારી પાસે બેસવું, ત્હેના સુકા પડી ગયેલા ઓઠને મન્દમન્દ હસાવવા, ત્હેના ગભરાતા જીવને ગમે તેમ કરીને ઠંડો પાડવો, ત્હેની સાથે ધાર્મિક ચર્ચાઓમાં ઉતરવું, ત્હેનાં આત્માનાં ઉન્નત ઉડ્ડયનોમાં ભાગ લેવો,–આદિ અનેક પ્રકારની ન્હાની ન્હાની વસ્તુઓ જે ત્હેના ચિત્તને ઉદ્દ્વેગથી દૂર રાખે, ત્હેના શરીરને દર્દની પીડાથી મુક્ત રાખે, તે કરવામાંજ રસિકભાઇ હાલ પોતાનું જીવનસાર્થક્ય સમજતો. દર્દી મનુષ્યમાં બાલકતા આવી જાય છે, અને ત્હેથી ત્હેનું બોલવું ઘણું સુરમ્ય, સુમધુર લાગે છે: આ વાણીની મિઠાશ તે જરા ન સાંભળે તો વ્હીલો વ્હીલો થઇ જતો !–સરસ્વતીને પણ પોતાના ભાઇ તરફ ઘણીજ સબળ વેગથી વળેલી વૃત્તિઓને લીધે તેમજ થયું: અને આ ભાઇબ્હેન, આ પ્રમાણે, આપણાં કુટુંબોમાં અનન્ય એવા બન્ધુ–ભગિનીના–એકજ દિશામાં વ્હેતા, એકજ લોહીના તરંગો ભર્યા, ગાઢ હૃદયસંબન્ધના સુખમાં પોતાની ઐહિક જીંદગીની એક અવર્ણ્ય–અનુપમ સ્થિતિ અનુભવવા લાગ્યાં.

પ્રબોધચન્દ્ર સાથેનું હેની પત્નીનું જીવનઐક્ય તો તેથી પણ વધારે અપૂર્વ હતું: હેમના દંપતી તરીકેના સંબન્ધમાંથી–સ્થૂલ પ્રીતિની વાસનાઓ હવે ઉડી ગઈ હતી; હેની જગોએ પવિત્ર પ્રેમ, ઉમામહેશ્વર વચ્ચેનો ઉપભોગલાલસા વિનાનો નિર્મળ, વિશુદ્ધ સ્નેહ ધીમે ધીમે મૂર્તિમાન થવા લાગ્યો. હેમના પરિચય દિવ્ય બનતા ગયા, હેમનું મનયુગલ દૈવી પ્રીતિનાં સુખસરોવરોના ઓવારામાં રહેવા લાગ્યું, હેમના જીવન તરંગોએ પાર્થિવી ક્ષિતિજ ત્યજી દેવા માંડી, અને હેમના આત્માઓ સ્નેહ–સંગાનની સુરમ્ય લહેરો ઉપર સ્વારી કરતા, આકાશનાં અન્તઃપુરો પણ ઓળંગી, પ્રભુ ધામમાં જવા લાગ્યા.

### ૩. સરસ્વતીના બિછાના પાસે:

સ્હાંજે કથા પૂરી થયા પછી સ્ત્રીમંડળ ઘણીખરીવાર આડીઅવળી વાતચીતોમાં ઉતરતું: નિર્દોષ વાર્તાઓ ક્હેવાતી, પ્રીતિના મધુરા વિવાદ થતા, અને મિઠાં મિઠાં ભજનો ગવાતાં; વખતે નિર્મળબાળા હાર્મોનિયમ કે પિયાનો વગાડતી, કોઈકવાર મહાદેવી મંજીરા અગર એકતારાની ધૂન મચાવતાં; અને ક્વચિત્ સાધુપૂજન પણ કરવામાં આવતું: આવે સમયે પ્રાચીન કવીઓ અને મહાત્મા ભક્તરાજોનાં કૅત્તન ત્યાં લલકારવામાં આવતાં. મહાદેવીના હૃદયની ભવ્ય સુન્દરતા બદલાઇ હેમનામાં દિવ્ય મનોહરતા આવવા લાગી હતી; નિર્મળબાળાની ઉચ્ચ માનુપતા બદલાઇને હેનામાં રમણીય દિવ્યતાએ વાસો કરવા માંડયો હતો: ધનલક્ષ્મી તો દેવી સ્વરૂપજ હતાં, અને–આવી રત્ન કરતાંય અમોલી–પુત્રી નજર આગળથી ચાલી જતી જોવી એ અતિ કઠિન હતું, તોપણ પોતાના કુદરતી ધૈર્યશીલ સ્વભાવથી, તેઓ હેને પોતાની મનોવ્યથાનું કાંઈ પણ ભાન ન થાય તેમ વર્તતાં. સુશીલા અને કમળામાં પણ ઘણો પ્રસંશનીય ફેર દૃષ્ટિગોચર થતો હતો અને ચોતરફના સુધારાનું આ કામ ઇશ્વરી પ્રેર-

ણાથી એટલું બધું આગળ વધ્યું હતું કે, લલિતા અને ગુલાબ પણ ત્હેની અસરમાંથી છટકી જવા પામ્યાં ન્હોતાં.

"માંદાં મનુષ્યની સેવા કરવી એના કરતાં બીજું કોઇ વધારે મ્હોટું પરમાર્થ કે પુણ્યનું કામ નથી; પ્રભુ પણ એને પોતાની મ્હોટામાં મોટી સેવા માની લે છે. મૈયા, ત્હમારાં સંસારીઓને તો એવાં પુણ્યનાં કામ એટલાં બધાં છે કે ત્હમને તો નવરાશે મળવી દુર્લભ! —દેવતાઓ પણ મનુષ્યદેહ ધારણ કરવાની યાચના કરે છે ત્હેનું કારણ આજ. ત્હેમાંયે આપણી સ્ત્રીઓનું જીવન બહુ ઉચ્ચ થઇ શકે: બાલ્યાવસ્થામાં દેવસેવા, ભાઇભાંડુની સેવા, માતાપિતાની સેવા, અતિથિની સેવા, —યૌવનમાં પતિભક્તિ, સસરાસાસુની ભક્તિ, નણંદભોજાઇ, દિયર, અને સંબન્ધીઓની ભક્તિ, શ્વસુર ગૃહનાં આશ્રિતોની ભક્તિ,—વૃદ્ધાવસ્થામાં પુત્રપૌત્રાદિકનું સાન્ત્વન, પુત્રીઓ વહુઓનું સાન્ત્વન, કૌટુમ્બિક જનોનું સાન્ત્વન, દર્દ અને દુઃખથી પીડાતાં અન્તઃકરણોનું સાન્ત્વન, —એ સ્ત્રીઓનો પરમ ધર્મ છે.—આ સર્વમાં પણ માંદાંની માવજત એ ઉત્તમોત્તમ ધર્મ છે: જે મનુષ્ય અભિમાન વિના, સ્વાર્થ વગર, અન્તઃકરણપૂર્વક, ઇશ્વર પ્રીત્યર્થે, રોગીઓના રોગ નિવારણ કરે છે—દરદીઓનાં દુઃખ ઓછાં કરવા પ્રયત્ન કરે છે, ત્હેને બીજી કોઇ રીતે પ્રભુભક્તિ કરવાની જરૂર છેજ નહિં. જેનું આખું જીવનજ ભક્તિમય—પ્રીતિમય છે, ત્યાં સેવાપૂજાની આવશ્યકતા નથી. માંદાં મનુષ્યોનું બિછાનું એવું પવિત્ર સ્થાન હોવાથીજ વિધવાઓને પોતાનું જીવન ગાળવાનું તે ઉત્તમ સ્થાન છે." મહાદેવી વાત કરતે કરતે વ્યાખ્યાનમાં ઉતરી પડયાં.

"હા બ્હેન, એટલા માટેજ મ્હેં કહ્યુંને કે, નિર્મળ અન્તઃકરણ અને આત્મત્યાગી લાગણીઓથી જે મનુષ્ય અન્ય પ્રાણિઓનાં કલ્યાણ અર્થે પ્રયત્ન કરે છે, ત્હેને પછી 'વરત વરતુલાં' કે સેવાપૂજા કાંઇ

જૂદાં કરવાની જરૂર રહેતી નથી; પ્રભુ ત્હેનાથી દૂર નથી "; મ-હાદેવીએ કહ્યું.

" પણ મૈયા," કમળાએ પૂછ્યું : " મૈયા, ત્હમે સાકાર પ્ર-ભુની સેવાપૂજાની વાત કરો છો કે નિરાકારની ? મ્હારે સાસરે તો એ બાબતની નિત્ય ધમાલ થાય છે ! શાસ્ત્રીપુરાણીઓ અને સુધા-રાવાળા દરરોજ ભરાય છે, તકરાર થાય છે, અને ફળ કાંઇ આ-વતું નથી. અમે તો નિરાકારની ભક્તિ કરીએ છીએ: ઘણું ખરૂં રાતે પ્રાર્થના કરીએ છીએ, હાર્મોનિયમ સાથે ઇશ્વરસ્તવન ગાઇએ છીએ અને રવિવારે સમાજમાં જઇએ છીએ. મ્હારી જી અને ધનકોરમાશી મ્હારાં સાસરિયાંનું વાંકુ બોલે છે ને કૂહે છે કે, એ તે કાંઇ ધરમ છે ? એ તો કિરસ્તાનીઓના ચાળા ! ને મ્હારે સાસરે આ બધાંનું દેવસેવાનું, ઠાકોરજીના ભોગનું નિત્ય વાંકુ બોલાય છે ને કૂહે છે કે એમ તે ઇશ્વર રાજી રૂહે ? એ તો બધા ઢોંગ છે ? પણ મૈયા, ખરૂં શું ?—મ્હને તો સમજણ પડતી નથી."

" હવે જાણી ત્હને ! એવી એવી ત્હારી નાસ્તિક વાતો રૂહેવા દેને," ઘોળી બ્હેન બોલી ઉઠી. " જરા ગનાનની વાતો તો સાંભળવા દે. જ્યાં ત્યાં એની સમાજ ને એનું પિયર અને એનું સાસરૂં ! માતાજી, એ તો બહુ ડાહ્યલી થઇ ગઈ છે; ને એ જાણે છે કે ધરમની વાતમાં અમે કાંઈ બહુ સમજીએ છીએ ! એની વાત સાંભળશોજ નહિં.

" ના, ના, ઘોળી મૈયા," યોગિનીએ જરા હશીને કહ્યું : " કમળા મૈયાનો પ્રશ્ન સારો છે. જુવો મૈયા, સાકાર નિરાકારની ભક્તિ એ અધિકારની વાત છે. માટીના પાર્થેશ્વર કરીએ છીએ, માટે કાંઈ માટીને આપણે પૂજતાં નથી; અને નિરાકાર પ્રભુનું ધ્યાન ધરીએ છીએ ત્યારે પણ હૃદયમાં કોઇપણ પ્રકારની મૂર્તિ ઉ-તાર્યા વિના તો ચિત્ત ઠરતુંજ નથી : એટલે એ બાબતના વિવાદમાં

કાંઈ ફળ નથી ! એ તો મહાત્માઓના બુદ્ધિ તરંગોની રમુજ છે; એવા સવાલમાં આપણે ગુંચાવાનું કાંઈ કારણ નથી. સાકારની ભક્તિ ઉપરથી પણ ઘણાયે ભક્તરાજ નિરાકારની ભક્તિમાં ગયા છે: અને પ્રભુની સાકારભાવના હૃદયમાં ધરનાર ખરા ભક્તજનને મોક્ષ નથી મળતો એમ કોણ કહી શકશે ? માટે કમળામૈયા, ત્હમારે એવી ભાંજગડમાં પડવુંજ નહિં. ગમે તે પ્રકારે પણ પ્રભુભક્તિ કરો, પતિભક્તિ કરો, સ્વજનભક્તિ કરો; ત્હમને પ્રભુએ આપેલી અનુકૂળતાનો પવિત્ર જીવનથી, ઉચ્ચ વિચારથી, સાત્વિક વર્તનથી ઉપભોગ કરો. બીજું આપણે શું જોઇએ ? પ્રભુની ભક્તિમાં આત્મા પોતાની યોગ્યતાના પ્રમાણમાં વધતો જશેજ, એ નિ:સંશય છે."

"માતાજી, એવા વિચારજ કોણ જાણે કેમ આવતા હશે ?" ધનલક્ષ્મીએ પૂછ્યું, "આજકાલની છોકરીઓ વિચક્ષણ તો બહુ ! અમે એના જેવડાં હતાંને ત્યારે અમને તો એવું કાંઈ બોલતાંયે ન આવડતું."

"હા મૈયા, પણ એ ગૃહશિક્ષણ—આપણા ઘરમાં જે કેળવણી બાળકોને આપણે આપીએ છીએ, ત્હેનો પ્રભાવ છે;—આપણે જેવું વિચારીયે, કરીયે, ત્હેવું ઘરનાં છોકરાં પણ કરતાં શીખેજ, એ સ્વાભાવિક છે."

નિર્મળબાળા અંદર આવી: "મૈયા, ગૃહ—શિક્ષણની ખામી અને નિશાળના શિક્ષણની વિચિત્રતાનો નમૂનો એક માસિક પત્રમાં આવ્યો છે."

તેમાં લખ્યું છે કે દરેક વર્ષે ઘણાં ઘણાં અને ઉંચાં ઇનામો લઇ એમ. એ. સુધી ભણી વિદ્વાન થયેલી બંગાળાની એક સુગંધમંજરી નામની બાલિકાનું લગ્ન એક ત્યાંના એન્જીનીયર સાથે થયું હતું; તેને પોતાના પતિ સાથે નોકરીના કામ પ્રસંગે ફરતાં ફરતાં જંગલમાં કેટલોક

વખત રહેવાનું હતું અને તેવામાં એક વખત એવો પ્રસંગ આવ્યો કે રસોઇયો પાણી લાગવાથી એકદમ માંદો થઇ જવાથી તેમ તે દિવસે પોતાની સાથે બીજું કોઇ માણુસ હાજર ન હોવાથી ત્હેને જાતે રસોઇ કરવી પડી; પણ આખી જીંદગીમાં તે કામ કોઇ દિવસ બીલકુલ કરેલું ન હોવાથી ખીચડી કે ચોપડાં શાક કરતાં પણ તેને ઘણી ઘણી મુસ્કેલી થઈ પડી! અને ઉંચી પરીક્ષાના ઘણા કઠિન સવાલ-પત્રના જવાબ લખી આપવા કરતાં પણ આ કામ તેને વધારે અઘરૂં લાગ્યું.

"સ્ત્રીઓને ત્હેમના ગૃહકાર્યોના શિક્ષણની પણ જરૂર છે; નહિં તો આનાથીયે બૂરી ફજેતી થાય!–સમજ્યાં, કમળા?"

"મરો મરો! રાંડનું રાંધવું એમાં તે શું!" ધોળી બ્હેને કહ્યું: "પાંચ મિનિટનાં ચોપડાં!–એમાં તે એવું શું હતું જે, એને આટલી મહા મુસ્કેલી પડી??"

"બ્હેન, એતો જેની જેને માહેતી!" જીબા બોલી ઉઠી: "એમ. એ. થઇ છે તે એને કાંઇ થોડુ જ્ઞાન હશે?–પણ એમ ક્હો કે રસોઇ કરતાં શીખેલી નહિં ત્હેથી આટલી બધી માથાકૂટ એને નડી. છોકરીઓને પ્હેલું તો એ–રાંધતાં શિખવું જરૂરનું છે. નહિં તો પછી વરને ક્હેશે કે ત્હમે ત્હેમારી મેળે કરી લ્યો, મ્હારું તો માથું દુખે છે ને શરીર કળે છે. અને રાંધવા બેસે તો કંસાર કરવા જતાં ભેડકું થઇ જાય ને ખીચડી કરતાં રગડો પીવો પડે! અરે ધોળી બ્હેન, કેટલી બાયડીઓને તો કંટેવાળા કરતાંયે આ-વડતા નથી!

"મૈયા, કેળવણી આપતાં, બાળકીઓની પ્રથમ ફરજોનું જ્ઞાન ત્હેમને આપવા તરફ યોગ્ય લક્ષ અપાતું નથી ત્હેનું પરિણામ એ થાય છે કે જ્યારે એ સાસરે જાય છે ત્યારે ત્હેમને માથે આવી પડતી વિટંબનાઓનું તો વર્ણન પણ થાય એમ નથી." સરસ્વતીએ કહ્યું.

"અને સાસુઓ ને નણંદો બોલીઓ ને મ્હેણાં મારે તે તો જૂદી!" ધોળા બ્હેન બોલી:

"આડોશી પાડોશી છણકા લપકા કરે, જ્યાં ત્યાં ફજેતી થાય, ને કહેવાય શું જે, 'હાય, હાય, બા; એની મા આવી શી જે બરોબર રાંધતાંયે ન શીખવાડયું?–કેટલીક રાંડોને તો એમના ભાયડા રાંધી આપે ત્યારે; જરા કાંઇ સારૂં રાંધવાનું હોય કે કોઇ બે માણસનું વધારે કરવું પડયું કે ભાયડાના કરમમાં તો ચૂલો ખરોને ખરોજ!"

**૪. યોગિનીનું આત્મબળ :**

"મૈયા! મૈયા જગદંબા! બાળા ત્રિપુરસુન્દરી! ભગવતી આધશક્તિ? પ્રસન્ન થા, પ્રસન્ન થા! મૈયા, મૈયા ભક્તિ મૈયા! પ્રકટ થા, પ્રકટ થા!"

દેવી મન્દિરમાંની એક ઓરડીમાં યોગિની પૂજા કરવા બેઠાં હતાં. સ્હામે ઘીના દીવા નિર્મળ તેજથી પ્રકાશતા હતા. ઝગઝગતો સુગન્ધી ધુપ ચિત્રવિચિત્ર આકૃતિઓ ધારણ કરતો ઉંચે ઉંચે ઉડી જતો હતો. છાપરામાંની એક તડમાંથી ચન્દ્રમા જમીન ઉપર પોતાની ધવલ છાપ પાડી, આ સમાધિષ્ટ તપસ્વિનીના ઉજ્જલ હૃદયની સાક્ષી પૂરતો હતો. મહાદેવીના કપાળ ઉપર વિભૂતિનું ત્રિપુંડ ચળકતું હતું; મીંચાઇ રહેલા નેત્રયુગલ ઉપર દીપજ્યોતોનો પ્રકાશ રમતો હતો. ત્હેની આકૃતિ તેજોમય સુન્દરતા આજ અલૌકિકજ હતી! ત્હેના ઓઠ ઉપરના શબ્દો બબડયા–ન બબડયા, એવામાં દિવ્ય તેજનાં કિરણોથી ઓરડી છવાઈ જવા લાગી. યોગિનીનું અન્તઃકરણ ઉછળવા લાગ્યું, ત્હેનો આત્મા પ્રફુલ્લિત થવા લાગ્યો, ત્હેના મ્હોં ઉપર એક સુરમ્ય સ્મિત રમવા લાગ્યું: પ્રકાશનાં કિરણોમાં શાન્ત, મનસ્કાન્ત, સત્વગુણમય, પારલૌકિક ધુતિમય, એક પરમ સાધ્વીના મુખાર્વિન્દનું દર્શન થયું.

* * * * * * *

નિર્મળબાળા અને મહાદેવી સરસ્વતીની હવે ઘણીજ બગડી ગયેલી હાલત વિષે વાતચીત કરતાં બેઠાં હતાં; એવામાં સાઇકલ દોડાવતો, ઉતાવળો ઉતાવળો ચન્દ્રકાન્ત ત્યાં આવી પ્હોચ્યો. ત્હેને જોઇને શ્રીમતી ચમકી : "ડોક્ટર ? હું ત્હમારા ઉપર આધાર રાખીને જરા અડધો કલાક બ્હાર આવી એટલામાં–ત્હમે પણ ખશી ગયા ?–આજ જો કાંઇ થયું તો ત્હેના જવાબદાર ત્હમેજ છો ! ત્હમે લોકો બહુ બેકાળજી રાખો છો. બ્હેન પાસે કોઇ બેઠું છે કે એમને એમજ ?"

હમણાં હમણાંની સરસ્વતીને ઘણાંખરાં મનુષ્યોએ બ્હેન કહેવા માંડી હતી.

"મિસ. ઠાકુર," ત્હેણે શોકપૂર્ણ, અશ્રુભર્યાં નયનથી જવાબ દીધો : "હું ત્યાંથીજ અને ત્હમને બોલાવવા આવ્યો છું. ત્હમારા ગયા પછી તરત ભાભીને લોહીની ઉલટી થઇ અને બશેરેક લોહી તૂટી પડયું !"

"અરરર !–પછી કાંઇ ઉપાય લીધા કે કેમ ?"

"હાજી; હું ઉપાય લેતો'તો, એવામાં ડોક્ટર ઇસ્માએલજીને બોલાવ્યા હતા તે ત્યાં આવી પ્હોંચ્યા; ઉલટી થયા પછી છાતીમાં એમને ઘણુંજ દરદ થાય છે અને ગભરાય છે; ડોકટરે પણ આજ તો આશા મૂકી દીધી છે. એ બંગલે બેઠા છે ને મ્હને ત્હમને બોલાવી લાવવા મોકલ્યો." મહાદેવી તરફ ફરીને તે પ્રણામ કરી બોલ્યો : "મૈયા, પ્રણામ કરૂં છું."

"કલ્યાણ થાઓ; ભાઇ !–પણ આજ બ્હેનની હકીકત બહુ ભયભરેલી સ્થિતિ બતાવે છે ?"

"અરે મૈયા, એમને બહુ દરદ થાય છે, અને લોહી પડયું તથા બેચેની પણ ઘણી છે: એ બધાં ખોટાં ચિહ્‌ન છે." નિર્મળબાળાની આંખમાં આંસુ આવી ગયાં.

"મૈયા, આપણું એક રત્ન જાય છે, હોં!"

"શ્રીમતી! એ આત્માને જીવનભારનું એટલુંજ વહન નિર્માણ થયેલું હશે. જગદંબાની જેવી ઇચ્છા!"

"પણ મૈયા, એમને દરદ થાય છે, એ નથી જોવાતું! એતો એજ સહન કરે. આટલું દુઃખ બીજા કોઇને હોય તો ત્હેની બૂમોથી આખો બંગલો ત્રાશી જાય!" ચન્દ્રકાન્તે કહ્યું. "ડાક્ટર પણ એ દરદ ઓછું કરી શકતા નથી. છેલ્લા ઉપાય તરીકે હમણાં અમે ઘેનની દવા આપી છે! પણ મ્હને તો ત્હેના ઉપરયે બહુ વિશ્વાસ નથી અને ઉલટી અશક્તિ વધારશે."

"મૈયા, હું જાઉં છું ત્યારે," નિઃશ્વાસ મૂકીને નિર્મળબાળા ઉઠી: "ત્હમે પણ નિત્ય કર્મથી ફારગ થઇને આજ જરા વ્હેલાં પધારજો. ત્હમારો હાથ એમના શરીર ઉપર મૂકશો ત્હોયે એમની ઘણી પીડા ઓછી થઇ જશે.–હું જઇને ગાડી પાછી મોકલું છું."

ચન્દ્રકાન્ત અને નિર્મળબાળા ગયાં. પણ મહાદેવીનો મનનો ઉદ્વેગ ઓછો થવાને બદલે વધવા લાગ્યો. એ બંનેના દેખતાં જે ધૈર્ય અને શાન્તિ ત્હેમણે ધારણ કરી રાખ્યાં હતાં, તે ત્હેમના ગયા પછી ન રહ્યાં! ત્હેમનો સરસ્વતી ઉપરનો સ્નેહ કેવળ અપૂર્વ, અમાનુષી હતો. જ્યારે આપણી પ્રણયમૂર્તિઓ કષ્ટ સહન કરે છે ને આપણે તે જોઇજ રહેવું પડે છે–આપણી મ્હોટામાં મ્હોટી શક્તિ, આપણા હૃદયનો વધારેમાં વધારે વેગ, તે ઓછું કરવામાં કાંઇજ કરી શકતો નથી, ત્યારે આપણી મનોવ્યથા કેટલી અને કેવી હોય છે, ત્હેનું તો મનુષ્ય માત્રને અનુભવસિદ્ધ જ્ઞાન હશેજ!

અને મહાદેવી પોતાના તપોબળ, આત્મબળથી પણ કાંઇ કરી શકતાં ન્હોતાં એથી તો ત્હેમને ઉલટું વધારે દુઃખ થયાં કરતું હતું. અન્તે ત્હેમનુ હૃદય ભરાઇ આવ્યું: અને ત્હેમણે એકલાં બેઠાં બેઠાં પુષ્કળ રોઇને પોતાનું હૈયું ખાલી કર્યું. પોતાનાં ગુરુપત્નીના અવસાન સમય પછી ત્હેમની આંખમાંથી સ્વતન્ત્ર વ્હેતો આ અશ્રુપ્રવાહ પ્હેલોજ હતો. ને ત્હેણે પૂર્વસંબન્ધ–પુરાણ સંસ્કાર સ્મૃતિ પ્રદેશમાં પુનઃ જાગ્રત કીધા. મૃત્યુશૈય્યા ઉપર પોતાનાં જનનિ સમાન ભક્તિ મૈયાએ કહેલાં વચન ત્હેમને યાદ આવ્યાં: "દેવી! તું માનવીઓનાં અલ્પ આયુષ્ અને કર્મ બન્ધનનાં વ્હેણમાં ભળવા માગે છે; ત્યાં કદિ ફસાઇ પડે તો મ્હારું સ્મરણ કરજે: જગદંબાની ઇચ્છા અનુસાર હું ત્હને સહાય કરીશ." આ સ્મૃતિએ ત્હેમના અન્તઃકરણમાં સચેતનતાનું અમૃત રેલાવ્યું અને તરતજ આનન્દની ઊર્મિઓ ત્હેમાં સ્વચ્છંદે ઉછાળા મારવા લાગી.

"ઓ મૈયા, તુંજ મ્હારી ખરી માતા છે; ત્હેંજ મ્હને પવિત્ર, સાત્વિક જીવન આપ્યું છેઃ અને તુંજ મ્હારા ક્લાન્ત હૃદયનું વિશ્રાન્તિસ્થાન છે!" એમ બોલી તે ઉઠયાં અને પોતાની સેવાપૂજા કરવાની ઓરડીમાં ગયાં; જ્યાં ત્હેમના હૃદયનયન આગળ ભક્તિ મૈયા પ્રત્યક્ષ થયાં.

* * * * * *

"દેવી! પુત્રી! આમ કલ્પાંત કર્યે ફળ શું?–જેનો અહિં ખપ છે ત્હેની જરૂર જગદંબાના દરબારમાં પણ કેમ નહિં હોય?... મ્હને ગ્લાનિ એટલીજ થાય છે કે વિશ્વના સર્વ આત્માઓની સાથે રાખવાનો એક સરખો બન્ધુભાવ વીસરી જઇ, તું એકપક્ષી પ્રીતિબન્ધનમાં પડી, એક આત્મજીવનમય થઇ, વધારે વધારે સંસારવિલીન બનતી જાય છે!" શોકથી આચ્છાદિત થયેલે સ્હેરે ભક્તિમૈયા બોલ્યાં.

સ્વર્ગસંગીતના મધુર સૂરના જેવો નન્દન તે સ્વર હતો; અનિલની સૌરભભરી મૃદુ લહરિઓ લતાકુંજોમાંથી જાણે ધીમે ધીમે પસાર થતી હોયની એમ મન્દ લલિત સુગન્ધી ચોપાસ ઝરતી હતી. મહાદેવીએ આંસુ લ્હોઇ નાંખ્યાં.

"મૈયા, યોગજીવન કરતાં પ્રેમજીવન કેવી રીતે ઉતરતું છે? ભક્તિ એ પ્રેમનીજ આત્યંતિક સ્થિતિ શિવાય બીજું શું છે? સ્નેહસમાધિને લીધેતો ભગવતી ઉમામૈયા પરમ યોગીન્દ્ર ભગવાન શકરથી પણ વધારે સામર્થ્યવાન છે!"

"પણ પુત્રી, તું એક વાત વિસરે છે: ચ્હાવું એટલે રોવું નહિં પણ સ્હેવું; સમજી?–સંસ્કારી આત્માનું નિવાસસ્થાન એક આત્મમન્દિર નહિં, પણ આખું બ્રહ્માંડ,—અનન્ત બ્રહ્માંડો ત્હારાંજ જોઇએ! સર્વ જીવનમાં એક સરખો પ્રીતિભાવ રાખવો; અને તે આપણા પ્રેમથી આચ્છાદિત થયેલા જીવોનું કલ્યાણ થાય તેમ કરવું, ત્હેમની વાસનાઓ દિવ્ય માર્ગ વ્હેવરાવવી, ત્હેમના હૃદયપ્રદેશમાં સ્વર્ગીય સુધા રેલાવવી: એજ પ્રભુનો પ્રેમ છે. છતાં એકજ જીવનમાં ત્હારો આત્મા વિલીન થયો છે તો ભલે. ત્હારા પુણ્યપાદ ગુરુજીની પણ–ત્હારી પાર્થિવ વાસનાઓના ધ્વંસમાટે, ત્હારા હૃદય વિહારની વિશુદ્ધિ માટે, અને ત્હારા આત્મસંસ્કારના ઉદ્ધાર માટે–એજ ઇચ્છા છે. અસ્તુ! પરન્તુ ત્હારાં ઉદાર, પ્રણયી મનોરાજ્યમાં જે મૂર્તિ અત્યારે વિરાજમાન છે, તે કદિ પણ લુપ્ત થવાની છે?—શું પ્રેમ, જેને જગત્ જીંદગી માને છે તે, ક્ષણિક દેહ ધારણ પર્યન્તજ રહેવાનો? પુત્રી! ત્હારા આત્માનાં ઉડ્ડયન શિથિલ થઇ ગયાં છે. ત્હારું બળ ક્યાં ગયું?–પ્રેમ એ સનાતન જીવનને પોષતું દિવ્ય સંગાન છે, જગદંબાના દરબારનો અખંડ જ્યોતિ છે, પરમ પુરુષના

અન્તરાત્માનો નન્દન સુવાસ છે; તે જેટલો આત્મત્યાગ ભર્યો, જેટલો પ્રભુતામય, જેટલો તન્મયતાથી પ્રફુલ્લ, તેટલોજ સુન્દર, ઉન્નત, દિવ્ય થઈ શકે છે. દેવી! એ આત્માને આ દેહ ત્યજી જતાં રોકવાનું ત્હારા આત્મામાં શું બળ નથી? જગદંબાની દયાનું તું પાત્ર છેઃ પરમાત્મ સ્વરૂપ ત્હમારા ગુરૂજીના અમાનુષી પ્રીતિ–પક્ષપાતનું તું સ્થાન છે. બંનેનાં આત્મનયન ત્હારી તરફ વળેલાં હું અત્યારે જોઉં છું. તો તું શું ન કરી શકે?–પણ પુત્રી, મૈયાભગવતીની ઇચ્છા સફળ થાઓ! તું હાલ જેને માને છે તે સત્ય જીવન નથી. તું ત્હારા આત્મબળથી તે આત્માનું પોષણ કરઃ અને ત્હમારી આ ક્ષણિક જીંદગી પૂરી થયા પછી તે તથા તું અનન્ત બ્રહ્માંડોમાં અરસ્પરસ ત્હમારાં હૃદયનો અનિમેષ નયનથી નિહાળી શકશો અને સાથે સાથે ભગવતીને પારે વહન કરી શકશો. તે આત્માનું તપોબળ ત્હારા કરતાં પણ વધારે ઉન્નત છેઃ પણ વાસનાઓની જાળમાં તે વધારે ગુંથાયલો છે, ત્હેને મુક્ત કરવાનું કામ ત્હારે માથે છે. પોતાની પ્રયણમૂર્તિની ઉન્નતિ એજ પ્રેમી હૃદયનો ખરો ધર્મ નથી?–પછી સનાતન કાળસાગરમાં જન્મ શું, મૃત્યુ શું?–વર્તમાન શું, ભવિષ્ય શું?–ઐક્ય શું, ભિન્નતા શું?–બન્ધન શું, મોક્ષ શું?...ત્હારા આત્મ–અન્તરૂમાં દૃષ્ટિ નાંખી જો; ત્હેનું યથાર્થ ગૌરવ ત્હારાથી અજ્ઞાત નહિં રહે. અને ભગવતી જગજ્જનનિ પણ ક્યાં ત્હારાથી દૂર છે? સત્યપ્રેમી આત્માઓનું નિવાસમન્દિર–જગદંબાની હૃદયકુંજ સર્વત્ર વ્યાપી રહેલીજ છે, સર્વ દિશાઓમાં ઝળહળતી વિસ્તરેલીજ છે!

દિવ્ય પ્રકાશ અદૃશ્ય થયોઃ ઘીના દીવાનો મન્દ જ્યોતિ અન્ધકારમાં ઝાંખો ઝાંખો પ્રકાશતો હતો, પણ મહાદેવીના આત્મજ્યોતિનું તેજ ખરેખરૂં પ્રકાશ ભર્યું ઝળકારા માર્યા કરતું હતું. ત્હેમની હૃદયવ્યથા વિલુપ્ત થઇ ગઈ હતી.

"મૈયા! જગદંબા! ગુરુમહારાજ!" તે બોલ્યાં: "ત્હમારી સર્વની પ્રીતિના પાત્ર તરીકે યોગ્ય રૂહેવાને હું નિરંતર પ્રયત્ન કર્યોજ કરું છું અને કરીશ; પણ ત્હમારી કૃપાવિના શું બની શકે એમ છે?– માટે તે કૃપાની તો સર્વદા હું તરશી રહીશજ!...મૈયા, મૈયા! ત્હારું ક્હેવું સત્ય હોય, મ્હારા આત્મામાં કાંઇ પણ બળ હોય, જગજ્જનનિ! ત્હારી દયાનો પ્રસાદ મ્હને મળતો હોય, ગુરુમહારાજ! ત્હમારી પ્રીતિનાં કિરણ મ્હારા ઉપર ઢળતાં હોય, તો–એટલું તો કરો–મ્હારે મ્હારી બ્હેનીના આ જીવનને બચાવવું નથી, મ્હારે ત્હેના આત્માનો ઉચ્ચ માર્ગ બંધ કરવો નથી, મ્હારે મહાન્ પ્રભુની ઇચ્છાના પ્રવાહમાં આડે આવવું નથી–પણ, હું જન્મથી તે અત્યાર સુધી નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહી હોઉં, મ્હેં નિષ્પાપ વૈધવ્ય અત્યાર સુધી પાળ્યું હોય, મ્હારૂં જીવન પવિત્ર, આત્મત્યાગી, સુવિચારમય રહ્યું હોય તો,–સરસ્વતીની આ જીંદગી ટકે ત્યાં સુધી એના શરીરની પીડા અને વ્યાધિનો તાપ દૂર થાઓ, એનું જીવન વધારે પ્રીતિમય–ભક્તિમય થતું રૂહો, અને અન્તે જગદંબાના તેજોમય સ્વરૂપેજ ત્હેનો આત્મા પરજીવન પ્રાપ્ત કરો!"

યોગિનીના આત્મબળનો વિકાસ ચોતરફ દ્યુતિમય રેલાતો હતો, અને ઘીના ઝાંખા ઝાંખા દીવા ગુલ થયા છતાં ઓરડી પ્રકાશથી ભરપૂર હતી; જાણે પ્રભુધામના દેવદૂતો પૃથ્વી ઉપર રમવા લાગ્યા ન હોય એમ, ક્ષણવાર, સર્વત્ર, સર્વ શાન્ત, કાન્ત થઇ રહ્યું દેખાયું!

**૫. મૃત્યુશૈય્યા ઉપર:**

ક્ષયના મહા ભયંકર રોગ–અસાધ્ય વ્યાધિની પીડા ખરેખર સહન કરનારજ જાણે છે: ઘણું ખરૂં એ દર્દ યૌવનમાં ખીલતાં મનુષ્ય–બાળકોના ઉપરજ હુમલો કરે છે અને એકવાર જ્યાં વળગ્યું એટલે વળગ્યુંજ! અનેરી આશાભર્યું જીવન, સોનેરી સ્વપ્નાંમય યૌવન,–એ

દર્દનો ભોગ થઈ પડે છે; અને જ્યારે જીંદગીનાં સુખ ભોગવવાનો સમય સમિપ આવે છે ત્યારે–તે પ્હેલાં તો ક્યારનાંએ,–કાળયવનમાં ઝેરીલાં નયન મનુબાળક ઉપર ધુરકિયાં કરી રહ્યાં હોય છે !

સરસ્વતી એજ આસુરપંઝામાં સપડાઈ હતી; અને હવે ત્હેના ઐહિક જીવનની ઘટિકાઓ પણ ગણીગાંઠીજ રહી હતી ! એકસોને પાંચ પાંચ ડિગ્રી સુધી તાવની ઉષ્ણુતામાં શરીર દગ્ધ થઈ જાય અને પંચાણું પંચાણું ડિગ્રી સુધી ઉતરી જતી શરદીથી ચધ રૂહેતી જીવની ત્રાસતપ્ત સ્થિતિ; ઉધરશના પરિબળમાં નિત્ય થયે જતો વધારો, ત્હેની પ્રચંડ વ્યથા સામે ટક્કર લેવાની શરીરની હરહમ્મેશ વધ્યે જતી કમતાકાત હાલત, ખોરાકના વજનમાં ઘટાડો અને વ્યાધિની વેદનામાં નિરંતર થયે જતી વૃદ્ધિ: આ સર્વમાં ઉછરતાં મનુષ્ય જીવનનાં કુમળાં મૂળ બળી જઈ, શરીર પોષણહીન, તેજહીન, શક્તિહીન બની જાય, એમાં શું આશ્ચર્ય ?

લોહીની ઉલટી થયા પછી તો દાક્તરોએ ત્હેની છેલ્લી આશા પણ મૂકી દીધી હતી અને ત્હેના શરીરમાં વ્યાધિની જે અસહ્ય પીડા થયાં કરતી હતી તે કેવળ દયાજનક હતી–વૈદ્ય દાક્તરોથી પણ શાન્ત કરી શકાય ત્હેવી ન્હોતી: છતાં, તે થોડા વખત પછી અચાનકજ બંધ પડી ગઈ, અને ત્યાર પછી જોકે સરસ્વતીનો જીવનજ્યોતિ અસ્ત થવાને ઓછો ઓછો પ્રકાશવાન થયે જતો હતો, તોપણ દેહકષ્ટની વ્યથા હવેથી બંધ થઈ ગઈ. ડાક્ટર ઈસ્માએલજી અને ચન્દ્રકાન્ત ત્હેનું કારણ સમજી શકતા ન્હોતા, અને નિર્મળબાળા પણ માત્ર કલ્પનાજ કરી શકી હતી !

પણ કોણ જાણે શું થયું કે હવે દરદ ઓછુંજ થઇ ગયું. અને ત્હેની સાથે સરસ્વતીને એમ પણ લાગ્યું કે મ્હારૂં શરીર હવે વધારે વખત ટકવાનું નથી. ત્હેને પ્હેલાં જે થોડી ઘણી પણ જીવન-

લાલસા હતી—અને મૃત્યુશૈય્યા ઉપર સૂતેલી કઇ આશાભરી બાળકીને તે નથી હોતી ?–તે હવે ધીમે ધીમે ઓછી થવા લાગી. અને ત્હેના અન્તઃકરણ ઉપર જીવનનો સ્હેજ પણ રંગ રહેશે તે બદલાઇ જઇ હવે તે નિર્મળ, ધવલ અને શાન્ત બની રહ્યું.

તે પથારીમાં સૂતી હતી; બપોરના બે વાગ્યા હતા. પ્રબોધચન્દ્ર પાસે બેઠો હતો; એવામાં ગુલાબ અને લલિતા અંદર આવ્યાં; ત્યાં પ્રબોધચન્દ્રને દેખીને ગુલાબ પાછી ફરી; અને એકલી લલિતા પાસે આવી. આ જોઇને પ્રબોધચન્દ્ર ઉઠયો.

"મ્હોટાભાઇ, બેસોને. હું આવીને ત્હમે જાઓ એતો ખોટું !"

"ના બ્હેન, મ્હારે જરા નવીનબાબુ પાસે કામ છે. હું હમણાં આવું છું. તું બેઠી તો છે ને ?" ત્હેણે પોતાની પ્રિયપત્ની સામે જોયું; અને ત્હેની સાથે આંખ મળી એટલે તે બ્હાર ગયો. લલિતા ખાટલા નજીક બેઠી.

"લલિબ્હેન, આવોને પાસે; ખાટલા ઉપર આવો !" સરસ્વતીએ મ્હોં મલકાવીને કહ્યું :"ત્હમે આવો છો ત્યારે મ્હને બહુ સારૂં લાગે છે. બે દ્હાડાથી કેમ ત્હમે ને જી જણાયાં નથી ? આજ તો મ્હને દરદ ઓછું છે."

"બહુ સારૂં થયું, ભાભી !" લલિતા બોલી : "જોને ઠાકોરજી ત્હમને હવે ઝટ મટાડી દેશે. હવે ત્હમારા ગ્રહ પણ સારા છે તો ! બાપા ક્‌હેતા'તા–એતો જરા જીને શરીરે ઠીક ન્હોતું ને પાછાં ધનકોરમાશી તાવે પડયાં'તાં એટલે હું રોકાઇ ગઇ'તી. બળ્યું, જીવ તે કેમ રૂહે ?–પણ રડયો બંગલો દૂર પડયો એટલે આવતાં વારજ થઇ જાય છે. બાકી જી ને બાપા તો મ્હોમાં જીભ ઘાલતાં નથી, જીભા"

થોડીવાર બંને ગુપચુપ રહ્યાં. લલિતા સરસ્વતીના ખાટલાને અડીને બેઠી બેઠી ત્હેના પગે હાથ ફેરવવા લાગી.

"લલીબ્હેન," સરસ્વતીએ ધીમે ધીમે કહ્યું: "લલીબ્હેન, આજ મ્હારૂં મન ખાલી કરૂં છું; હોં, બ્હેન! ખોટું તો નહિં લગાડોને?–જુવો બ્હેન, મ્હારાથી બનતું–ન બનતું પણ હું તો ઈશ્વરપ્રીત્યર્થે મ્હારાથી થતું તે ઘરમાં કરતી. પણ મ્હારાથી ઘણીવાર કાંઈ એવુંયે થઇ જતું હશે કે જેને લીધે ત્હમને ને જીને અને ગુલાબભાભીને ખોટું લાગવાનું થતું હશે!–પણ જુવો બ્હેન, હવે મ્હને મટવાનું નથી. મ્હારો રોગજ નઠારો છે; ત્હમે જાણો છો ને બ્હેન, કે મ્હારી આય બધીય જતી રહી છે ને ઉધરશ ખાતાં પણ જીવને આવે છે! એટલે હું આજ જે કહું તે માટે ખોટું ન લગાડતાં ને એ મનમાં રાખજો હોં; બ્હેન! તિં દ્હાડે ત્હમે મ્હારે માથે ત્હમારી વીંટી ચોર્યાનું આળ મૂક્યું'તું, હું કબૂલ કરૂં છું કે એમ કરવાનું કારણ તો હતું,–ત્હમને ખબર નહિં કે એ વીંટી શી રીતે મ્હારી ઝાંપીમાં આવી. પણ એતો મ્હારીજ હતી. અરે!" ત્હેણે પોતાની પથારી તળે દાબેલી એક હીરાની મૂલ્યવાન વીંટી ક્હાડીને લલિતાના હાથમાં મૂકી: "બ્હેન, આ વીંટી મ્હેં એજ વીંટીના સંભારણા તરીકે કરાવી રાખી છે–મ્હારા પૈસાની કરાવી છે, એ જાણે છે અને એમની સલાહથીજ એ ત્હમારે માટે મ્હેં કરાવી છે, માટે લ્યો; જ્યારે પ્હેરો ત્યારે એટલું યાદ લાવજો કે એ વીંટીની આપનારીએ ત્હમારી વીંટી લીધી નહોતી અને કદિ લીધી હશે તોયેતે નિર્દોષપણામાં, અજાણપણેજ બન્યું હશે! બ્હેન,જુવો, ગુલાબભાભી બાળક છે, કમળાબ્હેન હજી ન્હાનાં છે; ઘરનો બધો ભાર ત્હમારે માથેજ છે. જીનું શરીર સારૂં રહેતું નથી, તેથી બાપાની હાથ લાકડી પણ ત્હમેજ છો: પણ ત્હમે, લલીબ્હેન, હવે જરા નિર્મળબાળા જેવી સાધ્વીઓની વધારે સોબત રાખતાં જાઓ! ત્હમારો દોષ નથી બ્હેન; આપણાં ઘરસંસારના રીતરિવાજનોજ એમાં વાંક છે. પણ જુવો, બ્હેન! ત્હમને કોઇની સાથે બનતું

નથી, ત્હેનું કારણ કાંઈ સમજાય છે ?—બ્હેન, આપણે એવાં શાં હોઇએ જે કોઇની સાથે પણ આપણને ના બને ?—ત્હમારી હાલત ભણી તો વિચાર કરો ! બાપા તો આજ છે ને કાલ નથી : ઘરમાં કાંઇ બહુ પૈસો નથી—આબરૂ લાખ રૂપિયાની છે પણ તે કાંઇ વટાવાતી નથી—એટલે ત્હમને બહુ મુસ્કેલ પડશે. હું હોત તો કાંઇ ફિકર ન્હોતી : હુંયે ગમે ત્હેવી હતી અને ત્હમે પણ ગમે ત્હેવાં હતાં; પણ ત્હમે મ્હારી કોટે વળગેલાં હતાં,—મ્હારી બ્હેન જેવાંજ હું તો ત્હમને મ્હારા મનથી ગણતી.—હવે વાજું બધું બદલાઇ જશે. ગુલાબભાભીનો સ્વભાવ જરા વધારે આકળો છે, અને મ્હારી પછી આવશે તે પણ કોણ જાણે કેવીયે હશે ! માટે હવે ત્હમે, જુવો બ્હેન, જરા સંભાળીને ચાલો. ત્હમારા ભાઇનું પણ બધું કરવાનું ત્હમારેજ માથે છે : અને જીતું ને બાપાનું તો હોય ત્હેમાં નવાઇજ શી !—માટે ખોટું ન લગાડશો, બ્હેન ! હું ત્હમને 'મ્હારાં છો' સમજીનેજ કહું છું. ના, બ્હેન ! આ વીંટી અહીં મૂકી દેવાની નથી. બ્હેનને, મ્હારા સમ લઇને ન પ્હેરો તો !—મરવા સૂતેલી ભાભીનું આટલું વચને નહિં પાળો ?"

"બળી એ રાંડ વીંટી !" લલિતા રોઇ પડી : "ભાભી, ભાભી ! ત્હમારા જેવું રતન અમારા ઘરમાંથી જવા બેઠું છે, ને મ્હેં તો એ જાણ્યું છે ત્યારથી મ્હારૂં તો કાળજું બળીને રાખ થઇ જાય છે : ભાભી ! મ્હારા સમ, મ્હને માફ કરો ! મ્હારા જેવી નઠારીનેયે ત્હમે કેટલું કરતાં ?—અને કેવી છાતી ઉપરને છાતી ઉપર રાખતાં ?—ત્હમે ઘરમાંથી ગયાં છો ત્યારનુંજ, ભાભી, કામ શું છે ને કેમ થાય છે તે મ્હેં જાણવા માંડયું છે. ભાભી, મ્હારા મનમાં તો ઘણીવાર એમજ થઇ જતું હતું કે અહિં આવીને ત્હમારે પગે પડીને માફ માગું જે—મ્હારાથી ભૂંડાઇ થઈ ગઇ તે થઈ ગઇ; પણ

હવે ત્હમે એ તરફ ન જાશો. ભાભી, ત્હમે આવી હાલતમાંયે ત્હમારી મિઠાશ મૂકતાં નથી એ જોઇને છાતી ચીરાઇ જાય છે!"

લલિતા હુસકે હુસકાં ભરીને રોઇ પડી. "લલીબ્હેન, બ્હેન! આ શું કરો છો? કોઇ આવશે!" સરસ્વતીએ આંસુ ભરી આંખે કહ્યું.

"ઓ ભાભી, ત્હમને પરમેશ્વર શું કામ લઈ લેતો હશે? ત્હમારે તો જનમ મરણનો ફેરો છેજ નહિં, ત્હમે તો ખરેખરાં સતી છો.–જુવોને માતાજીયે ત્હમારા ઉપર કેટલો બધો વ્હાલ રાખે છે, પણ...ભાભી, ખોટું ખોવાય નહિં! નહિં તો હું શેં નથી મરતી? આવાં ત્હમે ઉઠીને આમ ચાલી જવા બેઠાં છો ને મ્હારૂં કરમ હજીયે ફુટતું નથી. ત્હમે તો મ્હને ઘણીયે નભાવી લીધી, ભાભી! પણ આ કરમમાં તો હજી શીયે કાળી ટીલીયો આવવાની લખી હશે!... ઓ મ્હારાં ભાભી! જો એમ થતું હોત કે મ્હારાથી ત્હમારે બદલે જવાતું હોત તો અત્યારે મ્હારો પ્રાણ ક્હાડી નાંખત! ભાભી, હું ખોટું ક્હેતી નથી. મ્હારાથી જે થયું તે થયું: હવે મ્હને માફ કરો." ત્હેણે પોતાનો હાથ સરસ્વતીને ગળે લગાડયો. "ત્હમારા સમ, ભાભી, મ્હારી આશાના સમ!–હું હવે ન સુધરૂં તો, મ્હને માફ કરો!"

સરસ્વતીની આંખોમાંથી પણ આંસુ ચોધાર ચાલ્યાં જતાં હતાં. લલિતાએ પોતાના છેડાથી લોહી નાંખ્યાં: "મૂઇ હું! ભાભી, એ બધું હવે ભૂલીજ જાઓ. મ્હારે લીધે ત્હમારૂં શરીર વળી વધારે બગડશે."

ભાભીએ નણંદના હાથ ઉપર એક પ્રેમભર્યું, મધુરૂં ચુંબન લીધું! એવામાં ગુલાબ અંદર આવી. તે આ દેખાવ જોતી, આ વાતચીત સાંભળતી, બારણાની તડ આગળ ઉભી હતી. ત્હેના અન્તઃકરણ ઉપર પણ આ પવિત્ર દેખાવની અસર થયા વિના ન રહી.

ત્હેની આંખોમાંથીયે આંસુની ધારા વહ્યાં કરતી હતી. તે આવીને ખાટલા આગળ ઘુંટણીએ પડી અને ત્હેણે સરસ્વતીનો બીજો હાથ લઇને પોતાની છાતી ઉપર મૂક્યો.

" આ શું, ગુલાબભાભી?–આવોને, અહિં બેસો; કેમ છે લવિંગી ને અરુણને?" સરસ્વતીએ વાત ફેરવતાં પૂછ્યું.

"ભાભી, ત્હમે લલીબ્હેનને તો માફ કર્યું પણ એમનો કાંઇ વાંક હતોજ નહિં. મ્હેં એમને જેવું સમજાવ્યું ત્હેવું ત્હેમણે માન્યું! પણ ખરો ગુન્હો તો મ્હારો છે, ભાભી!—મ્હેંજ...લલીબ્હેનની વીંટી લીધી હતી! ( મ્હારી પાસે છે લલીબ્હેન, હું ઘેર ત્હમને આપી દઇશ. )–ભાઇ સાહેબ, છોકરમતમાં થઇ ગયું! અને...પછી, ભાભી મ્હને માફ કરજો,–પણ કોણ જાણે શું થઇ ગયું જે,–અદેખાઇ ને ઝેરને લીધે મ્હેં ત્હમારૂં નામ લલીબ્હેનને દઇ દીધું! ત્હમારી વીંટી જોઇને મ્હને કાંઇ કાંઈ થઇ આવ્યું, ભાભી!–મ્હારો પણ ગુન્હો માફ કરો! મ્હેં ત્હમારૂં બૂરૂં બહુ તાક્યું છે!...ભાઈ સાહેબ, હવે કહી દીધું એટલે જંપ વળ્યો. પણ ભાભી, ત્હમે–મ્હેં આટઆટલું કર્યું તોપણ લલીબ્હેનને મ્હોંયે પણ મ્હારૂં જરાય વાંકું નથી બોલતાં એના કરતાં બીજી વધારે રૂડી ભલાશ કેઇ?–મ્હને પણ માફ કરોઃ લલીબ્હેન કરતાં હું વધારે અપરાધી છું. પણ મ્હને માફ કરો. આજથી હું પણ સુધરીશ. ભાભી, ત્હમે અમને બધાંને ત્હમારા જેવાંજ બનાવો.–એમને ત્હમારા તરફ આટલી બધી લાગણી જોઇ વખતો વખત મ્હારા મનમાં ખાર ને ઝેર ભરાતું!–પણ, ભાભી, ત્હમારા સભાવનું તો મૂલજ નહિં થાય. બધાં ત્હમને વળગ્યાં ને વળગ્યાં રહેતાં ત્હેનું ખરૂં કારણ તો ત્હમારી પોતાની ભલાશજ છે. માટે હવે 'ગઇ–ગુજરી જતી' કરો ને મ્હારો વાંક–અપરાધ તો ઘણોય મ્હોટો છે પણ–માફ કરો!" તે સરસ્વતીના હાથને વળગી પડી.

"મ્હારાં વ્હાલાં ગુલાબભાભી !" સરસ્વતીએ કહ્યું: "જીવવું મરવું તો કોઇના હાથમાં નથી. પણ આપણી રૂહેણીકરણી સારી રાખવી એ તો આપણા વશની વાત છે. હું ખરેખરા અન્તઃકરણથી ત્હમને માફ કરૂં છું એટલું જ નહિં પણ લલિબ્હેનની તરફથી પણ ખાત્રી આપું છું કે એમણેય ત્હમને માફજ કર્યું છે. મ્હને ત્હમારા ઉપર પ્રીતિ એવીને એવીજ છે, ત્હેની ખાત્રી તરીકે મ્હેં આ ત્હમારે માટે એ-રિંગ કરાવી રાખ્યાં છે તે લ્યો પ્હેરજો. અને ત્હમે પણ, બ્હેન ! લલીબ્હેનની સાથે, કમળાબ્હેનની સાથે, શ્રીમતી જેવી સારી બાય-ડીઓની સોબત રાખજો કે જેથી જીંદગી સુધરી જાય. બ્હેન ! ચન્દુભાઇના સારા ગુણોનું મૂલ થાય તેમ નથી અને ત્હેમને ત્હમે જરા ઓપાવી-દીપાવીને ઠેકાણે આણુશો તો ત્હમારા જીવનનું કલ્યાણ થઈ જશે. ગુલાબ ભાભી, લવિંગીને અને અરૂણને ખાસ કરીને સંભાળજો; બ્હેન, ત્હમે એ બાબતમાં જરા બેકાળજી છો. પણ જેવાં માબાપ ત્હેવાં છોકરાં.–ત્હમે બીજી કાંઇ ચિન્તા રાખશો નહિં અને મરવા સૂતેલી ભોજાઇનું એટલું તો કહ્યું માનજોજ, કે બીજું ગમે તે થઇ જાય તો ફિકર નહિં પણ પ્રિય પતિને તો કદિજ દુભ-વવા નહિં."

આ સદ્દવાક્યોનું અભિઝરણ શુષ્ક, ખરાબાવાળા, રેતાળ પ્રદે-શોમાં થઇને વ્હેતું ન્હોતું. લલિતા અને ગુલાબનાં જીવનનો ઉદ્ધાર થવાની પવિત્ર પળ આવી હતી, ત્હેનો આ મૃત્યુશૈય્યા ઉપર સૂતેલી સાધ્વીએ લાભ લઇ લીધો, અને ત્હેનું પરિણામ એ આવ્યું કે ત્હે-મના બંનેના મનોવિકાર, આચારવિચાર જો કે સ્વર્ગ તરફ વ્હેતા થવાને ઘણીવાર લાગી, તોપણ હવેથી નરકની દિશાનો તો ત્હેમણે હમ્મેશાંને માટે ત્યાગ કર્યો; અને આજથી ત્હેમનાં અંતઃકરણનાં ગાઢાં વાદળાંમાં પણ એક આશાજનક રૂપેરી દોરો તો ફૂટેલો રહ્યોજ.

નણંદ અને ભાભીએ સરસ્વતી પાસે બેશી રહીને, ક્ષણે ક્ષણે આંખોમાં ઉભરાઇ આવતાં આંસુ લ્હોતાં લ્હોતાં પણ ઘણા લાંબા વખત સુધી આવીને આવી વાતો કર્યાજ કરી: હાથમાંથી છટકી જતી ભાભીને કેમ કરીને છાતી સરસી જડી રાખીએ અને ત્હેની પાસે વખત વ્હેલો વ્હેલો કેમ ન્હાશી જાય છે–એવું એવુંજ કાંઇ આજ ત્હેમનાં બંનેનાં મનમાં થઈ રહ્યું !

---

## પ્રકરણ ૧૨ મું: સ્વપ્ન અને જાગ્રત.

### ૧. આત્માઓનાં ઉડ્ડયન:

> " And beyond our eyes,
> " The human love lies,
> " Which makes all it gazes on Paradise."
>
> –Shelly.

( અને આપણી દૃષ્ટિમર્યાદાની પણ બ્હાર, માનુષી પ્રેમનું રહેઠાણુ છે; જે પોતાના નયનમાર્ગમાં આવતા સર્વને સ્વર્ગરૂપ બનાવે છે. )

મધ્યરજનિ ગઇ હતી. સ્વર્ગનાં નન્દનવનની ખુશબો પવનની પાંખ્યો ઉપર સ્વારી કરતી ચોતરફ વિસ્તરતી હતી. ઉજ્વલ ચન્દ્રમંડળમાંથી ઝરતાં મુક્તામય કિરણોમાં વિહરતા દેવદૂતોનાં ટોળાં રૂપેરી કળશો ભરી ભરીને દિવસના તાપથી તપેલી–તૃપાતુર થઇ ગયેલી પૃથ્વી ઉપર, 'ઉજળી દૂધ જેવી' અમૃતમય આહ્લાદ આપતી, મિઠ્ઠી શીળી ચાંદની ઢોળતાં હતાં. પ્રેમભર્યા જીવનના આનન્દ–ઉર્મિ, રસકુંજોનાં સુધા ઝરણાં જગતમાં રેલાવતાં હતાં.

એક સુન્દર બગીચો હતો; જેમાં વિવિધ જાતિનાં–નવા નવા રંગનાં મનોહર કુસુમો ખીલી રહ્યાં હતાં. કેટલાંક પુષ્પો યુગલમાં ઝૂ-

લતાં હતાં, કેટલાંક મંજરિઓમાં ડોલતાં હતાં, કેટલાંક પત્રશય્યાઓમાં હીંચતાં હતાં; વચમાં એક મ્હોટું, વિશાળું, રમ્યતાભર્યું, કનકઓવાશઓથી શોભતું, અમૃતકુંડોને પણ ઝાંખા પાડતું,–એક સરોવર હતું: જેની વચમાં ખીલી રહેલી કુમુદિની પોતાના જળમન્દિરમાં વિરાજતી, આ ફૂલવાડીની શોભામાં પ્રફુલ્લ વધારો કરતી હતી.

સરસ્વતી સૂતી હતી ત્હેવામાં ત્હેને કાંઇ એમજ લાગ્યું કે–પોતાના પતિની સાથે પોતે એક કમળપુષ્પ ઉપર ઉભી છે; બાગમાં સંપૂર્ણ વિકાસ પામેલાં ગુલાબ તથા મોગરાનાં ફૂલમાં મહાદેવી અને નિર્મળબાળા ઉભાં છે; અને ચોતરફ ચંપો, જાઇ, જૂઇ, કરેણ, આદિનાં અનેક સુગન્ધીમય, સુન્દર રંગનાં,–તેમજ પરિમલ વિનાનાં કુસુમોમાં જગન્નાથ અને ઇન્દિરા, રસિકભાઇ અને સુશીલા, અનન્તરામ અને કમળા, જીબા અને ત્હેનો પતિ મનોહર, ગુલાબ અને ચન્દ્રકાન્ત, રત્નાવલી અને શશિશંકર, વગેરે, વગેરે,–અનેક દંપતીઓ પણ ચોતરફ ઉભાં છે. ધનલક્ષ્મી, પ્રતાપચન્દ્રરાય, નવીનચન્દ્ર, વગેરે પણ પત્રપુષ્પોમાં ત્હેની દૃષ્ટિએ પડતાં હતાં...... એવામાં પ્રબોધચન્દ્ર અને સરસ્વતીનાં પડખાંમાંથી કનકમય, પારદર્શક પાંખ્યો બ્હાર નીકળી આવી, ઝળકવા લાગી; ત્હેમનાં શરીર, સૂક્ષ્મ આત્મતન્તુના બન્ધનથી જોડાયલાં, જોતજોતામાં એક થઇ ગયાં, જેથી ત્હેમની પાંખ્યો વિસ્તાર અને પ્રબળતામાં બમણી વધી; અને ત્હેનો ફફડાટ,–દિવ્ય સંગીતના મંજુલ સ્વર ઝરતો, સુરસંગાનની નન્દન લહરીઓ સ્ફૂરાવતો,–સંવાદભર્યો, સુમધુર, કર્ણે પડવા લાગ્યો. આ દ્વન્દ્વે ઉંચે ઉડવા માંડ્યું અને ત્હેની સાથે, જાણે કોઇ અદ્દભૂત ફૂવારો ઉડતો હોયની એમ ફુલવાડીમાંની કુસુમ શય્યાઓમાં ઉભેલાં મનુમંડળે પણ પોતાનાં ઉડ્ડયન શરૂ કર્યાં. મહાદેવી પોતે એકલી હોવા છતાં ગગનકુંજોનાં ઊંડાણોમાં પણ તે સરસ્વતી–પ્રબોધચ-

ન્દ્રના યુગલની ગતિ લગોલગ રહી શકી અને નિર્મળબાળા તથા ધનલક્ષ્મી પણ ત્હેમનાથી બહુ પાછળ ન્હોતાં. સુવર્ણસાંકળોથી બંધાયલાં, જગન્નાથ અને ઇન્દિરા, રસિકભાઇ અને સુશીલા, મનન્તરામ અને કમળા, જીવા અને મનોહર, અવન્તિરામ અને જમનાંબાનાં દ્વન્દ્વો ઊંચે જવાને પ્રયાસ કરતાં ઉડતાં હતાં; પરન્તુ ત્હેમની પાંખ્યો એક બીજાની સાથે અથડાતી હોવાથી ત્હેમની ગતિ ઘણીજ શિથિલ અને ત્હેમનાં ઉડ્ડયન બહુજ ઓછી થઇ શક્તિવાળાં બની ગયાં હતાં: અને નવીનચન્દ્ર, પ્રતાપચન્દ્રરાય, દિનકરરાવ, વગેરે, એકલા ઉડતા છતાં આ યુગલોથી ઉંચે જઈ શકયા હતા. આ સર્વથી નીચેનાં દ્વન્દ્વો—શશિશંકર અને રત્નાવલી, ચન્દ્રકાન્ત અને ગુલાબ, મણિધરપ્રસાદ અને ભાગીરથી વગેરે, લોખંડનાં બન્ધનોથી સાંકળાયલાં છતાં, આંધી અને જુદી જુદી જાતની પાંખ્યોવાળાં, અન્યોઅન્યથી વિરૂદ્ધ દિશાઓમાં ગતિ કરવાને પ્રયત્ન કરતાં, એક બીજાના ઉડવાનો અવરોધ કરતાં હોવાથી બીલકુલ ઉડી તો શકતાં ન્હોતાંજ, પણ ઉલટાં કાંટાઝાંખરાં તથા ખાડાખૈયામાં ઉછળી, ગબડી પડતાં હતાં: લલિતા, ધનકોર માશી, કુસુમ કાકી, વગેરે, મનુષ્યો તો ઉડીજ શકતાં નહિં અને માત્ર પાંખ્યો ફફડાવ્યાંજ કરતાં હતાં. ચન્દ્રકાન્ત અને મણિધરપ્રસાદ પોતાની સુરમ્ય રૂપેરી પાંખ્યો હોવા છતાં પણ વધારે ઉંચે જઇ શકતા ન્હોતા ત્હેનું કારણ તો માત્ર ત્હેમને નડતી ત્હેમની પત્નીઓની બળહીન, વિરૂદ્ધ દિશાઓમાં ફફડાટ કરી રહેલી પાંખ્યોજ હતી; અને ગુલાબ તથા લલિતાની પાંખ્યો સુન્દર રંગોમાં ખિલવા માંડેલી છતાં, હજી ત્હેમને ઉંચે લઇ જાય એટલી શક્તિવાળી થઈ જણાતી ન્હોતી.

આ અલૌકિક દેખાવ, ઘટિકાઓની ઘટિકાઓ સુધી સરસ્વતીના નયનપ્રદેશમાં લાલિત્ય રેલતો દૃષ્યમાન રહ્યાંજ કર્યો.

*  *  *  *

સરસ્વતીના સ્વપ્નનો અર્થ કરતાં યોગિનીએ કહ્યું :

"મૈયાઓ, મનુષ્યજીવન એ એક મનોહર બાગ છે: ત્હેમાં ફળ, ફુલ, ઝાડ, વેલીઓ,-તેમ કાંટા પણ,-બધું એ ઉગે છે. આ બગિચામાં આવેલું ભક્તિસરોવર ત્હેનું પોષણ કરે છે. પરન્તુ તે વાટિકા પોતાની સંપૂર્ણ સુન્દરતામાં પ્રફુલ્લિત થાય, તેટલા સારૂ ત્હેમાં મધુર, અમૃતમય જલનું સિંચન કરવું જોઇએ, ત્હેનાં ન્હાનાં મ્હોટાં ઝાડ ઉછેરવાં-રક્ષવાં જોઇએ; ફુલઝાડને સુધારવા-ખરી પડેલાં પાદડાં વીણી લેવાં જોઇએ; ફલને ઉતારવાં-પકવવાં જોઇએ; કાંટા દૂર કરવા-નષ્ટ કરવા જોઇએ: છતાં આમાંની એક પણ ચીજ નકામી નથી. આત્મબળરૂપી વૃક્ષ વધારે ઉંચું, વધારે વિસ્તારવાન, વધારે મજબુત થતું જાય, હૃદયની વિશુદ્ધલાગણીરૂપ વેલીઓ ત્હેને વીંટાઇને ત્હેને આશ્રયેજ મ્હોટી મ્હોટી થયે જાય, વિચારપુષ્પો નિત્ય નિત્ય વિકાસમાં વધતાં જાય, ત્હેના ઉપરનાં રસભર્યાં કર્તવ્યરૂપી અમરફળ અનેક પરાભક્તિ-પરમાર્થપ્રીતિવાળાં પંખીઓનું પોષણ કરે-આત્માની દિવ્યાંશપ્રાપ્તિની ક્ષુધા તૃપ્ત કરે-અને પોતાનાં અક્ષય્ય બીજથી બગિચાઓની અભિવૃદ્ધિ નિરંતર ચાલુ રાખે,-ત્હેને માટે કંટકની વાડ પણ જરૂરની છે. પરન્તુ ત્હેનો અર્થ એમ નહિં કે આપણે કાંટાના રોપાજ ઉછેરવા, ત્હેમના ઝેરી વેલાનીજ ઝાડની આસપાસ વૃદ્ધિ થવા દેવી, ત્હેમનાં રંગ અને વાસ વિનાનાં ફુલોજ વધારવાં, અને ત્હેમનાં વિષફળોનોજ ફાલ વધવા દેવો ! તેમ થવા દઇએ તો આપણી વાટિકાનું સ્વર્ગીય સ્વરૂપ કેટલી ઘડી ટકવાનું ?-જ્યાં સુધી ધાર્મિક વૃત્તિઓમાં, સદ્‌ગુણશીલ લાગણીઓમાં આપણી જીંદગીને સ્નાનપાન અને પોષણ આપી શકીએ છીએ ત્યાં સુધીજ આપણામાં પ્રભુનો દિવ્ય અંશ-ત્હેની કરુણાનું

પ્રભા કિરણ રહી શકે છે, અને ત્યારેજ આપણને પૃથ્વી ઉપર પણ સ્વર્ગ પ્રાપ્ત થાય છે; જ્યારે આપણે અનિશ્ચિત, આડાઅવળા વૃત્તિ-તરંગોમાં જીવનવ્હેણ વ્હેવા દઇએ છીએ-અડધો આમ અને અડધો તેમ—ઘડીમાં આકાશ તરફ અને ઘડીમાં ખાડાઓમાં, આત્મપ્રવાહને આથડવા દઇએ છીએ, ત્યારે પૃથ્વી ઉપરનાં અન્ય પશુપક્ષિના જેવી-હેતુ વિનાની જીંદગીજ આપણે જીવી ન્હાડીએ છીએ; અને જ્યારે બુદ્ધિપૂર્વક આપણે પાપપંકમાં પડીએ છીએ, પડીએ છીએ એટલુંજ નહિં પણ ત્હેમાં ઘૂમીએ છીએ, ઘૂમીએ છીએ એટલુંજ નહિં પણ ત્હેમાંજ તન્મય-તલ્લીન થઇ રહીએ છીએ, ત્યારે તો આપણે પૃથ્વી ઉપર પણ નરકમાંજ જીવીએ છીએ—મૃત્યુકાળ સુધીની પણ નરક આપણી રાહ જોતું નથી, આપણને અહિં સામુ આવીનેજ તે ભેટી લે છે।......આપણે કેવાં છીએ? આપણી જીંદગીમાં ફુલવાડીનું પોપણ થાય છે કે કાંટાનાં વન ઉગી નીકળ્યાં છે, કંટક વધારે છે કે કુસુમ, તે-આપણાં હૃદયોમાં પ્રભુપ્રીતિ હોયતો નિઃસંશય આપણે જાણ્યા વિના રૂહેતાં નથી. દેવતાઓની પ્રેમદયાનું લક્ષણ એજ છે કે આપણાં મન, બુદ્ધિ અને હૃદયદ્વારા આત્માઓને અનુકૂળ પ્રતિકૂળ ચિતાર આપણી સમક્ષ ખડા કરે કે જેમાંથી આપણે સારૂં શું તે સહજજ શોધી—સ્વીકારી શકીએ...કૂહો રત્નાવલી મૈયા, આ સ્વપ્ન સાંભળી-ત્હેનું રહસ્ય સમજ્યા પછી તે ઉપરથી કહી શકશો કે ત્હમારી વાટિકામાંથી દુનિયાંને અને ત્હમને શું પ્રાપ્ત થાય એમ છે?"

રત્નાવલી તો આવો સીધો પ્રશ્ન સાંભળી આભીજ બની ગઇ-શિયાવ્હીયા થઇ ગઇ। ત્હેણે શરમાતે શરમાતે જવાબ દીધોઃ "માતાજી સર્વજ્ઞ, સર્વશક્તિમાન છે; ત્હેમને શું અજ્ઞાત છે? પત્થરનુ રત્ન પણ તે બનાવી શકે છે. મૈયા। બીજું શું કહું?—અબળ, અજ્ઞાન

બાળકને ત્હમારા વિના બીજા કોઇનો આશરો નથી !" તે મહાદેવીને પગે પડી. અત્યાર સુધી ત્હેના વિચાર ઘણાજ સ્વતંત્ર હતા; નિર્મળબાળા પાઠશાળામાં કેળવાયલી છતાં યોગિની જેવી સાધુડીના પાછળ પાછળ આથડે, ત્હેનાં વખાણજ કર્યા કરે, ત્હેનુંજ અનુકરણ કર્યા કરે, તે ત્હેને પસંદ ન્હોતું, એટલુંજ નહિં; પણ તે બાબતની ઉઘાડી વિરુદ્ધ ટીકાઓ તે ઘણીવાર મહિલાસમાજમાં તેમજ બ્હાર કરતી: છતાં આજ તે પણ વિનમ્ર થઇ ગઇ.

યોગિનીએ પોતાના બંને હાથ રત્નાવલીના મસ્તક ઉપર મૂકયા: "મૈયા, ત્હમે જો અત્યારે ખરા અન્તઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરતાં હો તો ત્હમારી ઉરવાડીના કાંટા વ્હડાઇ જશે; અને ત્હમારું આત્મમન્દિર નિર્મળ પવિત્ર થઈ જશે; દઢતા રાખજો, અને જગદંબાએ પ્રેરેલા માર્ગેજ હવેથી વહન કરજો. મૈયા ત્હમારા આત્માનો અરુણોદય ત્હમારું કલ્યાણ કરશે !"

આસપાસનાં સર્વ હૃદયો શાન્ત–કાન્ત થઇ ગયાં : રત્નાવલીની આંસુથી ભીની થયેલી આંખો સહુની નજરે પડી.

"પણ મૈયા !" નિર્મળબાળાએ જરાવાર થયા પછી પૂછ્યું : "પણ મૈયા, આ સ્વપ્નનો અર્થ શું ? આપનાં ઉડ્ડયનને પણ બ્હેનની ગતિ કેવી રીતે પ્હોચી શકી ?– મ્હારો મત પૂછો તો, બ્હેનના જીવનને હું સર્વદા સન્માનપાત્ર ગણતી આવી છું છતાં પણ, પૂજ્ય, વંદનીય, તો ત્હમારી જીંદગીજ–મ્હને લાગે છે : ત્યારે આમ કેમ ?"

"શ્રીમતી, અરે,–હું કયાં અને મૈયા કયાં, ત્હમે કયાં, બ્હા ક્યાં, બીજાં બધાં કયાં ?–મ્હારું મન તો કયારનું એજ સંકલ્પવિકલ્પમાં ઘોળાયા કરે છે ! ત્હમે બધાં જે પરોપકાર, પુણ્ય, પરમાર્થ કરી શકો છો, ત્હેનો એક અંશ પણ મ્હારાથી બનતો નથી; છતાં પણ મ્હારા આત્માનું–જો મ્હેં દીઠું તે ખરૂંજ હોય–તેમ ઉચ્ચ વહન હોય

તો તે ત્હમારા તથા મૈયાના જેટલું ક્યાંથી હોય ? મૈયા, એટલું સમજાવવાની તો કૃપા કરો; નહિં તો મ્હને જંપ વળવાનો નથી." સરસ્વતીએ પોતાના ગાલ ઉપર ખીલી આવેલા શરમના શેરડા છુપાવવાને પ્રયત્ન કરતાં કહ્યું : "પ્રભુનો આટલો બધો અપૂર્વ પક્ષપાત મ્હારા ઉપર હોયજ ક્યાંથી ?"

"બ્હેન" મહાદેવી બોલ્યાં : "બ્હેન ! તું આ સ્વપ્નનો સત્ય અર્થ બરોબર સમજી શકી જણાતી નથી. મનુષ્યની જીંદગીમાં 'પ્રેમ અને ધૈર્ય'–એજ ઉન્નતિનું પ્રથમ સાધન છે; જગતનો ઉન્નતિક્રમ સ્ત્રી પુરુષનાં યુગલો ઉપરજ મુખ્ય આધાર રાખે છે અને તેથી દંપતીપ્રેમ પ્રભુના દરબારમાં પણ પરમ ઉચ્ચસ્થાન પામે છે. અન્ય મનુષ્યોનું હિત થાય, શ્રેય થાય; અન્ય ક્લેશાર્ત્ત જીંદગીઓમાં સુખનાં, આનન્દનાં અમૃતજળ સિંચાય; અન્ય તિમિરભર્યાં જીવનમાં પ્રીતિનાં કિરણોભર્યો પ્રકાશની વૃષ્ટિ થાય;–એ બધું કરવાને જે કોઇ મનુષ્ય પ્રયત્ન કરે છે તેજ પોતાના જન્મની સાર્થકતા કરે છે એમ જગન્નિયંતાને ત્યાં મનાય છે. સ્ત્રી અને પુરૂષ મળીને એકજ મનુષ્ય થાય છે; તે બંનેમાં જૂદા જૂદા ભાવ, જૂદી જૂદી વૃત્તિઓ છે : મૃદુતા, વાત્સલ્ય, સુન્દરતા, સહનશીલતા, સ્વાર્પણ શ્રદ્ધા, અને ભક્તિ,– એ સર્વની ઉરવાહિની સ્ત્રી છે; અને દૃઢતા, ધીરતા, પ્રેમ, પૌરુષ, ધર્મ, અને સંયમ, સર્વેનું આત્મમાં પોપણ કરનાર પુરુપ છે. તેથી જ્યારે આ સર્વ ગુણોનું સંમીલન કરી ગંગાયમુનાના સંયુક્ત પ્રવાહની પેઠે, મનુષ્ય જગતમાં પોતાનો ધર્મ બજાવવા નીકળે છે, ત્યારેજ ત્હેના પ્રયાસ સર્વાંશે સફળ થાય છે. બ્હેની ! તું અને ત્હારો પતિ પણ કેવળ દોપરહિત નથી અને તેથીજ ત્હમારાં ઉડ્ડયનને ગગનપટમાં રૂંધાઇ રહેવું પડ્યું; નહિં તો અનન્ત બ્રહ્માંડોની વિશાળતા–વિસ્તીર્ણતા પણ દૈવીદંપતીનાં આત્મઉડ્ડયનો માટે બસ નથી !–છતાં,

ત્હમે બંનેયે આ જીવનમાં પ્રેમથી જે કુટુમ્બભાર સહન કર્યો છે, જનહિત કરવાને ત્હમારા બંનેથી બનતો પ્રયાસ કર્યો છે, અને ભાગ્યેજ કદિ પણ અન્ય મનુબાળકોના શ્રેયમાં સ્વાર્થવૃત્તિને અવરોધ કરવા દીધો છે,–તે સર્વ ત્હમારા જીવનને દિવ્યતાનાં દ્વાર પાસે લઇ જાય છે. અમે, હું અને શ્રીમતી,–હું બાળવિધવા તરીકે, તો શ્રીમતી કુમારિકા તરીકે,–પવિત્ર નૈષ્ઠિક બ્રહ્મચર્યમાંજ જીવન ગાળીએ છીએ, અને પ્રભુકૃપાથી બને તેટલી જગતની સેવા કરીએ છીએ તેથી–અમે યુગલમાં નહિં હોવા છતાં,–અમારાં જીવનમાં દામ્પત્યસ્નેહનાં કૌટુમ્બિક વત્સલતાનાં અમિઝરણ ઝરતાં નહિં હોવા છતાં,–ત્હારા જેટલાંજ અમારાં પણ આત્મઉડ્ડયન વહી શક્યાં : ત્હારાં જનનિના જીવનમાં પતિએ મૂકેલા પવિત્ર સંસ્કારનો, જ્ઞાનનો ઉજ્વલ પ્રકાશ બહુ નહિં હોવા છતાં, સાત્વિક શ્રદ્ધા બહુ સુન્દર રીતે ધારણ કરી રહ્યાં છે, એને લીધે ત્હેમની ઉર્ધ્વગતિ પણ અમારા જેટલીજ થઈ શકી: અને આ જ પ્રમાણે સર્વ જીવનોની ઉર્ધ્વગતિનું સમજવું...જગદંબા ! ત્હારી કૃપાથી હું–આટલીયે ત્હેની દયાને પાત્ર નહિં હોવા છતાં–પાત્ર થઇ લાગું છું, તો મૈયા, તું ત્હારૂં બાળક સંભાળજે; મ્હને ત્હેનો હર્ષ પણ નથી, શોક પણ નથી ! મ્હારૂં જીવન કોઈપણ રીતે હું જગતને ઉપયોગી કરી શકું, મ્હારા આત્મામાં ત્હારી ભક્તિનો પરિમલ ભરી શકું,– દધીચિ ઋષિની પેઠે અસ્થિ અર્પીને, કિંવા નાગાનન્દની પેઠે શરીર અર્પીને પણ, હું ત્હારી દયાને પાત્ર થઇ શકું તો...મૈયા, મ્હારે બીજું કાંઈ જોઇતું નથી; એટલુંયે બહુ છે !" મહાદેવીએ આંખો બંધ કરી, હાથ જોડી, માથું નીચું નમાવ્યું. એવામાં કાંઇ ત્હેમના મનમાં કાંઈ ઊર્મિ થઇ આવી ને તે એકદમ ઉભાં થયાં. "બ્હેની ! તું અમારા સર્વમાં મૈયાની પ્રીતિનું નિવાસસ્થાન છે : અત્યારે તો ત્હને હું જગદંબા સ્વરૂપજ જોઉં છું."

યોગિનીએ સરસ્તીને માથે હાથ મૂક્યા, અને હેના કપાળ ઉપર એક સુરમ્ય ચુંબન લઈ ત્યાં પવિત્રતાનો, પ્રેમભક્તિનો પ્રકાશ ઝળકાવ્યો; હેમના ઓઠ ઉપર એક મધુરું, રુચિરું સ્મિત ઝૂલતું હતું.

**૨. ઉન્નત પ્રયાણ:**

" Soon with renovated wings,
" Shall she dare a loftier flight;
" Upward to the Day-Star spring,
" And embathe in Heavenly light."

*–Coleridge.*

(થોડી વારમાં તે હજુ વધારે ઊંચે ઉડશે; સૂર્યનારાયણ તરફના ઉર્ધ્વ પ્રદેશમાં ગતિમાન થશે; અને દિવ્ય પ્રકાશમાં સ્નાન કરશે.)

સરસ્વતી બિછાના ઉપર અશક્તિમાં પડી રહી હતી, પરન્તુ હેના આત્મઉલ્લાસ ઘણા ખરા સંતુષ્ઠ થયેલા હતા; હેના હૃદયરાજ્યમાં પ્રીતિભક્તિના આનન્દનો ઝરમર ઝરમર મિઠ્ઠો વરસાદ વરસી રહ્યો હતો; મુખવ્યોમ ઉપર સ્મિતચન્દ્રની કળાઓ ખીલતી હતી; અને વનવાટિકામાં હૃદયતરંગનો સોહાગ પ્રસરતી ફુલ્લલહરિઓ રમતી હતી. અવર્ણનીય જ્યોતિમયી સુન્દરતાનાં આન્દોલનો અહિં પોતાની રમણીયતા વિસ્તરતાં હતાં.

" ભાભી! ભાભી! વધામણી આપો તો કાંઈ સારૂં સારૂં કહું!" ચન્દ્રકાન્તે ઉતાવળો ઉતાવળો અંદર પ્રવેશ કર્યો. " ધારો, ભાભી, શું હશે?" તે સહર્ષ બોલી ઉઠયો: " વધામણી આપો તો કહું."

હમને પેલી જગો મળી?" સરસ્વતીએ મ્હોં મલકાવીને પૂછ્યું.

" અરે જહાનમમાં ગઈ એ જગો!–ભાભી, ના ના, એ નથી.–લ્યો કહું ત્યારે!–મ્હોટા ભાઈને મામલતદારની જગો મળી. ક્હો, હવે થયાં ખુશી? લાવો વધામણી લાવો!"

"જાઓ જાઓ, એમ મશ્કરી શું કામ કરતા હશો ? એતો રજા ઉપર છે ને ?" ત્હેનો આનન્દ હૃદયમાં ન રહ્યો.

"રજા ઉપર છે ત્હોયે એમને મામલતદારની જગો મળી. એમના ઉપર કમીશ્નર સાહેબની ખાસ મેહેરબાની છે તેથી રજા પૂરી થતાં એમણે એ જગો ઉપર હાજર થવું એવો હુકમ આપ્યો છે. ભાભી, હવે ત્હમે ઝટ ઝટ સાજાં થઇ જાઓ. ઉધરશ તો બંધ છે ખરૂં કની ? ને તાવે ઓછો છે."

"હા. ભાઈ, હમણાં ઉધરશ તો ઓછી છે; પણ કોણ જાણે કેમ, આજ, મ્હને બેચેની રહ્યાં કરે છે—આ જગો મળી એતો બહુ સારૂં થયું; પણ હવે ત્હમારૂં કાંઇ થઇ જાય તો નિરાંત થાય."

"અમારૂં તો થવાનું હશે તો ઘણુંયે થશે. આપણે એની કાંઇ ઉતાવળ નથી ! પણ એમ લૂખાં લૂખાં ખુશી થવાનું નથી. લાવો વધામણી ને આપો મિજબાની !"

સરસ્વતીએ તળાઇ ઉંચી કરી ત્હેની નીચે મૂકેલી એક ચોપડી ક્‌હાડી: "લ્યો ભાઇ, આ વધામણી: મિજબાનીમાંયે હું તો નકામી છું, પણ મહેનત કરો તો હું ખર્ચ આપું."

"ભાભી, આશું ? 'નારદસૂત્ર,—ભક્તિમિમાંસા !' ક્યાંથી મંગાવી ?—આ ચોપડીને માટે મ્હેં બહુ તપાસ કરી'તી પણ મળી ન્હોતી;" ચોપડી ઉપર લખેલું 'અ. સૌ. સરસ્વતી તરફથી ચિ. ચન્દુભાઇને પ્રેમપૂર્વક'—એ વાક્ય વાંચતાં તે બોલ્યો.

"હા. ભાઈ; મ્હેં પણ ભાઇ પાસે ત્હમારે માટે ખાસ ખોળ ક્‌હાડી મંગાવી છે. ત્હમે એ શોધતા'તા, તે હું જાણતી'તી."

"ચન્દુ ! તારવાળાને એક રુપિયો આપ્ય ને." પ્રબોધચન્દ્રે ઓરડામાં પ્રવેશ કરતાં કહ્યું. ચન્દ્રકાન્ત ગજવામાંથી પાકીટ ક્‌હાડતો

બ્હાર ગયો. પ્રબોધચન્દ્ર પત્નીના ખાટલા પાસે એક ખુરશી પડી હતી ત્હેની ઉપર બેઠો. સરસ્વતીનો હાથ ત્હેણે પોતાના હાથમાં લીધો.

“ કેમ વ્હાલા, ચન્દુભાઇએ કહી તે વાત ખરી ? હવે તો પાછા મોંઘા થવાના !–અમને કાંઇ ઇનામ આપો, ખુશી કરો; ત્હમે મામલતદાર સાહેબ થયા ને અમને કાંઇએ નહિં ? ” સરસ્વતી આનન્દના ઉગળકાથી ઉભરાઈ જતા હૃદયથી બોલી.

“ હા. હમણાંજ તાર આવ્યો કે વીરમગામના મામલતદારની જગો ઉપર રજા પૂરી થતાં હાજર થવું. ” પ્રબોધચન્દ્રે હસીને જવાબ દીધો : “ બોલ્ય, હવે ત્હારે શું ઇનામ જોઇએ છે ? ”

“ એમ અમે કહીએ ને ત્હમે આપો ત્હેમાં નવાઈ શેની ? –અમારે શું જોઇએ છે તે ત્હમે ધારી લો. આપણે બે જૂદાં હઇશું તો અમારા મનની વાત નહિં જાણો ને એક હઈશું તો આપશો.” પત્નીએ પતિનાં નયન સાથે પ્રેમદૃષ્ટિ મેળવતાં કહ્યું.

“ એમ બાંધી લે એ કાંઇ ઠીક નહિં. ત્હારા મનની વાત હું શી રીતે જાણી શકું, વ્હાલી ! ” ત્હેણે નીચા નમી સરસ્વતીના ઓષ્ટ ઉપર એક પ્રીતિભર્યું, રસિલું ચુંબન લીધું.

“ ક્હો, કેવા જાણી ગયા છો ? ક્હેતા'તા ને !–આપણે બે કાંઇ જૂદાં છીએ, વ્હાલા ? ” પત્નીએ પતિના હાથને ચુંબન લેતાં કહ્યું.

“ હેં વ્હાલા ! હું સાજી નહિંજ થાઉં એમ હવે મ્હને લાગે છે, ” સરસ્વતીના મુખ ઉપરનું મધુરું સ્મિત ઉડી ગયું : “ જો હું એકવાર પથારીમાંથી ઉઠું ને તો !...પણ આ મ્હારે છેલ્લોજ મંદવાડ છે ! હેં વ્હાલા ! હું સાજી નહિંજ થાઉં ? ”

પ્રબોધચન્દ્રના અંતઃકરણમાં એક ઉંડો, ગાઢ ચીરો પડ્યો !

“ આમ ગાંડપણ શું ક્હાડે છે, વ્હાલી ?–ત્હને હવે સારૂં છે, દાક્ત-

રોયે કહે છે કે ઠીક છે;–ત્યારે તું આ વળી શું લઇ બેઠી છે?–ત્હને કાંઈ થાય છે?"

"ના, વ્હાલા! બીજું કાંઇ થતું નથી: પણ આજ મ્હારો જીવ–કોણ જાણે કેમ પણ–ગભરાય છે, મ્હને સમજણ પડતી નથી. મ્હારામાં તો હવે આયજ રહી નથી!...મરવાની તો મ્હને બીલકુલ ફીકર નથી; પણ, આ જીંદગીમાં કદિ કદિ ત્હને પજવ્યો હશે, ખોટું લગાડયું હશે, ત્હારી મરજી પણ નહિં સાચવી હોય,–એ બધું આજ મ્હને બહુ સાંભરી આવે છે. વ્હાલા! જો ફક્ત એકજ વાર સાજી થાઉંને તો...! પણ આ વખત મ્હને એમજ થઇ આવે છે કે મ્હને મટવાનુંજ નથી !...ત્હારા વિના હું ત્યાં શું કરીશ?–આપણે ફરી મળીશું ખરાં?" સરસ્વતીનાં પ્રેમાર્દ્ર, શોકાર્દ્ર નયનોમાંથી અશ્રુધારા અસ્ખલિત, સ્વચ્છંદ વ્હેવા લાગી: તે પતિને બાઝી પડી અને ત્હેણે ત્હેની છાતી ઉપર માથું નાંખી દીધું.

પ્રબોધચન્દ્રની આંખોમાંથી પણ આંસુ નીકળી પડયાં, પરન્તુ પત્ની ન જાણે તેમ રૂમાલથી તે લોહી નાંખી, ત્હેણે કહ્યું: "મ્હારી મધુરી! વ્હાલી! આમને આમજ તું વધારે માંદી થઈશ, હોં! મ્હારા સમ જો તું શાન્ત ન થાય, ત્હારૂં મ્હોં હસતું ન કરે તો!–આપણો પ્રેમ આટલો બધો ગાઢ થવા દઇ, પ્રભુ આપણને જૂદાં પાડે ખરો? અને કદિ તેમ થાય તોપણ શું?–આપણો અરસ્પરસનો સંબન્ધ આટલા ટૂંકા, ક્ષણિક જીવન માટેજ હોત તો તે પ્રેમરૂપી પોતાની દિવ્યપ્રભા આપણાં બંનેનાં હૃદયોમાં શું કરવા પ્રેરત?–ત્હને ખબર નથી કે, 'પ્રભુ જે કરે છે તે આપણા સારા માટે હોય છે?'–આપણા આત્માઓની ઉન્નતિનો, અનન્ત કાળ પર્યન્ત સંમીલનનો એજ માર્ગ હશે તો!–જગદંબાની ત્હારા ઉપર કૃપા છે, યોગિની મૈયા જેવાં સાધ્વીની ત્હારા ઉપર પૂર્ણ પ્રીતિ છે, એ ઉપર-

થી પણ ત્હેને નથી લાગતું કે, પ્રભુ આપણા શ્રેય માટેજ સર્વ કરતો હશે?–માટે ચાલ, વ્હાલી! એવા ગાંડાઘેલા વિચાર મનમાંથી ક્હાડી નાંખ અને હસતું મ્હોં કર!"

સરસ્વતી પોતાના પતિના મ્હોં સામેજ જોઈ રહી: જાણે તે ત્હેનાં વચનામૃતનું પાન કરતી હોયની અને જાણે ત્હેના નયનસોપાન દ્વારા હૃદયમન્દિરમાં ઉતરતી હોયની, એમ જણાતું હતું. ત્હેની આંખમાંથી આંસુનાં વ્હેણ ઉડી ગયાં. મ્હોં ઉપર એક ન્હાનું સરખું સ્મિતહાસ્ય, મધુરી મંજુલ લહરિઓ ખીલાવતું, આવીને બેઠું. ત્હેણે પોતાના પ્રિય પતિનો હાથ પોતાના હાથમાં લઈ તે ઉપર સપ્રેમ ચુંબન લીધું.

પત્નીએ એવામાં કાંઇક સાંભરી આવ્યાથી બેઠી થઇ હાથ જોડયા: "વ્હાલા! મ્હારી એક વિનંતિ કબૂલ રાખવાનું વચન આપો. મ્હારી જીભ ઉપડતી નથી પણ મ્હારી માગણી કબૂલ રાખ-વાની હા કહો!"

પ્રબોધચન્દ્ર હશી પડયો: "જાણ્યા વગર હા કહું?–સેને 'હા.' થયું હવે?"

વ્હાલા, ત્હમે ચ્હીડાશો તો ખરા. પણ,... પણ, મ્હને ત્હારી બહુ ફીકર થાય છે કે હું નહિં. હોઉં ત્યારે ત્હારૂં શું થશે, વ્હાલા?–માટે તું લગ્ન કરજે. જરૂર, હોં, મ્હારા સમ! મરવા સૂતેલી વ્હા-લીનું આટલુંયે નહિં માને? ઘરના ઢંગ હું કાંઈ નથી જાણતી?–માટે મ્હારા સમ, મ્હને વચન આપ કે ફરીથી લગન કરીશ."

પ્રબોધચન્દ્ર તો વાતના વિપયે બદલેલું સ્વરૂપ જોઇ આજોજ બની ગયો! તે એકદમ ઉભો થઇ જતે જતે પાછો બેઠો. ત્હેને પ-ત્નીની ભયંકર અવસ્થાનું ભાન થયું.

"જો વ્હાલા, ખોટું લગાડયુંને? ચાલો અમે આટલું છેલવેલ્લું માગી લઇએ છીએ તે અમને આપો!–તેથી કાંઇ આપણો વ્હાલ

ધરવાનો નથીજ, હોં! પણ, વ્હાલા, તું હેરાન તો ન થાય! ને છોકરીને તો ભાભીજ રાખવાનાં છે, એટલે ત્હારે એની કાંઇ ફીકર રાખવાની નથી. કૂહે, વ્હાલા, શું જવાબ દે છે?–અમારો બોલ પાળવાનો છે અને અમને વચન આપવાનું છે: એટલું તો કરવુંજ પડશે!"

"વ્હાલી! આજ ત્હને, કોઇ ઘેલછાજ ભરાઇ આવી છે! હમણાં તો તું એમ પૂછે છે કે આપણે જૂદાં કેમ પડીએ છીએ? અને તે વાત તો પૂરી થઇ નથી ત્હેવામાં તું પાછી કાંઇ–આડીઅવળી નજીવી વાતોમાં ઉતરી જાય છે!" પ્રબોધચન્દ્રે શાન્ત મુખાકૃતિથી હૃદયના ઉદ્વેગને દાબી રાખતાં કહ્યું: "છતાં ત્હારો આટલો બધો આગ્રહ છે તો હું કહું છું કે–તું ચિરંજીવ રૂહો અને તું ધારે છે ત્હેવું હાલ બનવું તો કેવળ અશક્યજ છે, તોપણ ભાવિની વિપરિત ગતિથી કાંઇ અણધાર્યુંજ બની જાય–તો...વ્હાલી, ત્હારાં આ વચનો સ્મરણમાં–મ્હારા હૃદયમાંજ રાખીશ.–હવે બીજું કાંઇ કહીશ નહિં; ત્હારા સમ–મ્હારાથી બની શકે તેટલા દરજ્જે–મ્હેં પાળ્યા છે, હું પાળીશ." ત્હેણે પત્નીને છાતી સરસી દાબી ત્હેના ઉપર હાથ ફેરવવા માંડયો.

"ઓ મ્હારા વ્હાલા! પ્રિય પ્રાણ! આપણે એ જૂદાંજ પડીશું?" સરસ્વતી મનમાં આવેગ થઈ આવવાથી, ફરી પાછી ઉછળી પતિને વળગી બોલી: "વ્હાલા! આપણે એ હમ્મેશને માટે જૂદાંજ પડીશું? હવે પાછાં નહિં જ મળીએ?" ત્હેની આંખો અશ્રુપૂર્ણ થઇ ગઇ! પ્રબોધચન્દ્રે ભેદાતા હૃદયથી જેમ તેમ કરીને ત્હેનું સાન્ત્વન તો કર્યું, પરન્તુ એ વચનો ત્હેના સ્મૃતિજીવનમાંથી કદિ ખસ્યાંજ નહિં અને સરસ્વતી ત્હેના આત્માને સર્વદા વળગેલીજ રહી!

* * * * *

સ્હાંજ પડી હતી; સરસ્વતીની પથારી આગળ ઘરનાં મનુષ્યો એકઠાં થઇ ગયાં હતાં. રસિકભાઇ ત્હેના ખાટલા ઉપર બેઠો બેઠો

ત્હેના કપાળ અને મ્હોં ઉપર ઉભરાતો પરશેવો લ્હોતો હતો. ધનલક્ષ્મી અને લલિતા હાથે ગરમી રાખવાના ઉપાય યોજતાં હતાં. સુશીલા અને ગુલાબ પગ પંપાળતાં હતાં. નિર્મળબાળા અને ચન્દ્રકાન્ત થોડી થોડીવારે ઔષધ પાતાં, શરીરે ગરમ દવાઓ ચોળાવતાં અગર સુંઘાડતાં હતાં. મહાદેવી સામાં બેઠાં બેઠાં, મનમાં ને મનમાં, કાંઇ મંત્રનો પાઠ કર્યાં કરતાં હતાં. સરસ્વતીને અત્યારે ઘણીજ બેચેની થઇ હતી; ત્હેનાં હાથપગ ટાઢાં થઇ જતાં હતાં, ત્હેની નાડીઓ મન્દ–ત્વરિત થઇ જતી અને વખતે ઘણીજ ધીમી પડી જતી હતી. ત્હેનો જીવ ઉંડો ઉંડો ઉતરી જતો હતો.

"ભાઇ, મ્હને કોણુ જાણે છાતીમાં શુંય થઇ જાય છે?–મ્હને કાંઈ ચેન પડતું નથી–બહુ ગભરામણ થઈ આવે છે।"

"હમણાં મટી જશે હોં, બ્હેન!–જોને તું આટલી દવા જરા પી લે. જીવ ગભરાતો પાછો ઠીક થઇ જશે." રસિકભાઇએ કહ્યું: તું જો તો ખરી, જરાવારમાં ઠીક થઈ જશે, કેમ સિવિલ ઠાકુર! ખરૂં કની?–બ્હેન જરા હિમ્મત રાખ; આ દવા તો અકસીર છે."

"ભાઈ!" સરસ્વતીએ બેઠી થઇ ત્હેના ગળા ઉપર માથું મૂક્યું: "ભાઈ! હવે તે શું મટે એમ છે?–લાવો દવા પીઉં. પણ હવે મટવાનાં તો ખાલી ફાંફાંજ છે, ભાઈ!"

"એમ શું બોલે છે, ગાંડી!" રસિકભાઇ હિમ્મત આપતાં બોલ્યો. "તું જરા ધીરજ રાખ. આ ઓસડની અસર થયા વિના તો રહેજ નહિં, બ્હેન!–જરા તો સહન કરવું પડે. હમણાં મટી જશે!"

પ્રબોધચન્દ્ર એટલામાં અંદર દાખલ થયો અને ખાટલા આગળ આવી ઉભો: પતિપત્નીની નજર એક થઇ! એ–પ્રેમના, ઉદ્વેગના, જે જે ઉર્મિ એક ક્ષણવારમાં તે યુગલનાં નયનસરમાં–હૃદયગુહામાં ઉછળી રહ્યા તે ખરેખર અવર્ણનીય હતા! સરસ્વતીએ હાથ જરા

લાંબો કર્યો. પ્રબોધચન્દ્રે ખાટલા પાસે બેશીને તે પોતાના હાથમાં લીધો. પત્નીએ પતિનો હાથ દાબ્યો; પ્રીતિભક્તિની વીજળીએ હૃદય-કુંજમાં પ્રેમનો પેગામ પ્હોચાડયો: આત્માને ભેટયો.

"બા, આમ શું કરે છે?–ત્હારે તે આ વખત હિમ્મત હારવી જોઇએ? ભાઈ! મૈયા! બાને તો જરા ધીરજ આપો, સમજાવો!" ધનલક્ષ્મીની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં જોઇ, તે પો-તાની મનોવૃત્તિઓને કાબુમાં રાખી બોલી.

"ઓ મ્હારી લાડકવાઇ બાપુડી!" ધનલક્ષ્મી છેક હિમ્મત ખોઇ બેઠાં, ત્હેમનાથી રોવાઇ જવાયું: "ઓ મ્હારી મોંઘી દીકરી! તું આ ભાણીની કશી ફીકર રાખીશ નહિં હાં! ત્હારે કશામાં જીવ રાખવો નહિં. તું તો સાક્ષાત્ જગદંબાનો અવતાર છે–ત્હારે હવે જનમ મરણનો ફેરો નથી. પણ બ્હેન! તું છોકરીની ચિંતા રાખીશ નહિં. મ્હારે જેવો ભાઇ, જેવી તું, ત્હેવીજ એ છે, હોં! ત્હારાં ભાઈ અને ભાભી એને છાતી આગળથી વેગળી કરવાનાં નથી હોં, મ્હારી લાડકવાઈ બ્હેન!" ત્હેમનાથી માંડમાંડ ખાળેલાં આંસુ રોકાઇ ન રહ્યાં; રોવાઈ જવાયું!

"બા! બા! તું આમ શું કરતી હોઇશ? ઉલટી બ્હેનને નકામી ગભરાવે છે. બ્હેન, ત્હારે કોઈની કશી ફીકર રાખવાની નથી. સમજીને." રસિકભાઇએ કહ્યું. "એ મ્હારી છાતી ઉપર છે; ત્હારે કશામાં જીવ રાખવો નહિં." સુશીલાએ સરસ્વતીના હાથ ઉપર કોઈ ન જાણે એમ ધીરે રહીને ચુંબન લીધું; પણ તેમ કરતાં એક ન્હાનું સરખું આંસુ ત્હેના ઉપર પડયું; નણંદે ભાભીનો હાથ દબાવ્યો, બંનેની આંખ મળી. સુશીલાની આંખમાંથી ગાલ ઉપર આંસુ ટપકયેજ જતાં હતાં. સરસ્વતીથી બરોબર હવે બોલાતું ન્હોતું, થાક બહુ લાગતો હતો; છતાં ત્હેણે પોતાનો હાથ ભાભીના માથા ઉપર મૂકયો.

"ભાભી, ત્હમે ને બા આમ ગાંડાઈ શું ક્હાડતાં હશો?...મ્હને હવે જરા ઠીક છે...જુવો બા, આમ ગભરાઇએ નહિં!"

ધનલક્ષ્મી અને સુશીલાએ લૂગડાના પાલવથી આંસુ લોહી નાંખ્યાં. મહાદેવી એવામાં ખાટલા પાસે આવ્યાં. "બ્હેન! ત્હને સારૂંજ છે; હમણાં ઠીક થઇ જશે. પણ ભગવતીનું-જગદંબાનું સ્મરણ કર-એજ તારનારી છે. બ્હેન, મૈયામાંજ લક્ષ રાખ. એ મૈયાજ જીંદગીનો પરમ મોક્ષ છે. જગદંબ! જગદંબ!" ત્હેમણે પોતાના બંને હાથ ત્હેના માથા ઉપર મૂક્યા.

સરસ્વતીના ઉપર યોગિનીના શબ્દોની સજ્જડ અસર થઇ. ત્હેમના કરસ્પર્શથી અતિ સુન્દર, દિવ્ય પ્રભા ત્હેના મુખારવિંદ ઉપર પ્રસરી રહેતી હોયની એમ જણાયું. ત્હેનો કંઠ ઘણોજ મન્દ થઇ ગયો હતો છતાં પણ 'જગદંબ! જગદંબ!' એ શબ્દોનું ઉચ્ચારણ સંભળાયાં કરતું હતું. અન્તે ત્હેણે ચોતરફ આંખ ફેરવી, સઘળાંની સાથે દૃષ્ટિ મેળવી અને પ્રિય પતિનાં નયનમાં પોતાનાં નયન પરોવ્યાં; મ્હોં ઉપર એક મધુરું, રુચિરું, પ્રેમશીળું, દિવ્યતા ભર્યું, અમોલું સ્મિત પથરાયું. એટલામાં ત્હેનાં નયન મીંચાઇ ગયાં. સુન્દર મુખ ઉપર દિવ્ય શાન્તિ પથરાઇ રહી, અને 'જગદંબ! જગદંબ!' એ ઉચ્ચારમાં ને ઉચ્ચારમાંજ, બીજા કાંઇ પણ ગ્લાનિકારક મરણ ચિહ્ન વિના, ક્ષણભંગુર શરીરનો ત્યાગ કરી, ત્હેનો અમર, પવિત્ર આત્મા પરલોક તરફનું ઉન્નત પ્રયાણ કરતો ચાલ્યો ગયો.

"અનુકૂળ સમીરણ શાન્ત વહો,
"નભ નિર્મળ હાસ કરન્ત રહો:"

. . . . . . . . . .

"થાજો પ્રયાણ સુખ રૂપ તુને સખીઓ!"*

* રા. નરસિંહરાવ ભોળાનાથ.

# પ્રકરણ ૧૩ સું : અવસાન.

---

" Rose leaves, when the Rose is dead,
" Are heaped for the Beloved's bed;
" So thy thoughts, when thou art gone,
" Love itself shall slumber on."

*–Shelly.*

( જેમ કરમાઇ ગયેલા ગુલાબની પાંદડીઓ પ્રિયતમનું વિશ્રાન્તિ ભવન થાય છે; તેમજ જ્યારે તું નહિં હોઉં ત્યારે ત્હારા વિચારો પ્રેમનું શયનસ્થાન બનશે. )

**૧. પત્થર તે પત્થર ને માટી તે માટી !**

"અલી ! આ શું !" ધનકોરમાશીએ ઘરના ઉમરા ઉપર પગ મૂકતાં કહ્યું: "હેં, બા ! ફિરંગીના ઘરમાં વહુને મરવા દીધી તે તો જાણે ઠીક; પણ મ્હેં તો એવુંયે સાંભળ્યું છે જે એને તો ભાંયે ન ઉતારી ને ચોકેય ના નાંખી ! ધનલખમી આવી ડાહી ડમરી થઇને ફરે છે, ત્હેનામાં કેટલી પ્હોચ છે એતો આખી નાત જાણે છે; પણ અલી ! ત્હમારાં બધાંનીયે અક્કલો ક્યાં ગઇ'તી ?–ક્હે છે જે પુન્યે ના કરાવ્યું ને દાને ના કરાવ્યું ને ખાટલામાંને ખાટલામાંજ મરવા દીધી !–એના બચારીના છેલ્લા સંસકાર તો સુધારવા'તા ?"

"હુંતે એકલી એકલવાઇ શું કરૂં, મરૂં ?" ભાગીરથી અકળાતાં અકળાતાં બોલ્યાં: "મ્હારા ઘરમાં તે એવાં ક્યાં વધવધનાં માણસ હતાં ? લલી ને ન્હાનીવહુતો ત્યાં રૂહેતાં'તાં સ્તો ! ને કુમુ બચારી પરસ્વાધીન, તોયે દરરોજ બંગલે ગયા વના રૂહેતી નહિં. હું જાઉં ત્યારે અહિંનું કોણ કરે ? ને, ઓહ !–જોને બ્હેન, મ્હારાથી તો હવે કાંઇયે નીપજતું નથી ! માંદાં માંદાંયે ઉઠીને ઘરનો ઢસયડો તો તાણ્યા

વના કાંઇ છૂટકો છે ?–પણ ત્યાં જઇને તો રહેવાય નહિં !...મેંકું, ચોપડાં શાક કરીને સગરામ મંગાવી જરા જોઇ આવું; એને ઘણું થયાનું સાંભળ્યું'તું ને ન જઇએ તો ખોટું દેખાય !–પણ એટલામાં તો માણસ બોલાવવાજ આવ્યું. હું ગઇ ત્યારે તો બધાં બારણે બેઠાં'તાં; એટલે શું થયુંને શું નહિં, હેની મ્હને તો જરાયે ખબર નથી."

"હા. બા, હા. ત્યારે તો તું શું કરે ને કોઇયે શું કરે !–પણ, અલી ?–આપણે તો લોક કહે તે કહીયે છીએ, હેં, બા, ?–બધે તો એમજ વાતો ચાલી રહી છે કે, રસિકે પોતાની બ્હેન પાછળ દસ હજાર રૂપિયા ખર્ચી નાંખ્યા–પછી ખરૂં ખોટું તો ઉપરવાળો જાણે!"

"દસ હજાર તો શું રાખ થાય છે ?–એટલી તો બૂમોયે પાડતાં થાકી જવાય–ને સોએ સહસ્તર વંચાય !" ભાગીરથી બોલી ઉઠયાં : "પણ. હા. પાંચસો હજાર ખરચ તો થયાજ હશે ને.–એમ જુવે તો બસે પાંચસે તો અમનેયે થઇ ગયા ! ગાડીઓમાં જવાં ને ગાડીઓમાં આવવાં ને ફલાણું જોઇએ ને ઢીકણું જોઇએ !–એતો વાત જ કરીશ નહિં !–હા, એટલું કે એમનું ખરચ જણાઈ આવે ને આપણું તણાઈ જાય ! બાકી આ લલિ તરફ તો જરા નજર કર; ભોજાઇની પાછળને પાછળ અડધી તો થઈ ગઇ છે !"

લલિતા અને ગુલાબ અંદર આવ્યાં.

"અલી લલી !" ધનકોરમાશી બોલ્યાં : "અલી, આવી શેં, જે ભોજાઇની પાછળ આટલી ગાંડાઇ ક્હાડછ !–કોઇની ભોજાઇઓ નહિં મરતી હોય ?–અત્યારમાં નણંદ ભોજાઈ, બંને સાથે ક્યાં ગયાં'તાં ?–મેર મેર, અલી ! એમ વાત વાતમાં આંસુ આણીએને તો તો વાજજ આવીએ, બા !–લોહી નાંખ આંસુ, ભાભી તો કાલ ઉઠીને બીજી લાવીશું ને ત્હને કાંઇ થયું ને તો...!"

"હું મરીશ ત્હેમાં આવી શું મ્હોટી લંક લાગવાની હતી?" લલિતાએ ડુમો શમાવવાને પ્રયત્ન કર્યો પરન્તુ ત્હેનાથી આખરે રોવાઇ જવાયું: "આવાં રતન જેવાં-સાક્ષાત્ માતાજી અવતાર જેવાં ભાભી ગયાં ત્યારે મ્હારી તે એવી શું ખોટ પડી જવાની હતી? એ કાંઇ જવા જેવાં હતાં?–સુખ ભોગવાનો વખત આવ્યો, ભાઇ મામલતદાર થયા, ત્યારે એ ઉઠીને ચાલતાં થયાં!"

ગુલાબની આંખમાં પણ આંસુ ઉભરાતાં હતાં; ત્હેણે લલિતાને વાંસે હાથ ફેરવી માંડમાંડ એને છાની રાખી: "જુવોને બ્હેન, એ કાંઇ આપણા હાથની વાત છે? ઠાકોરજીએ જે ધાર્યું તે ખરૂં. એમના ગયાથી આપણને એકલાંનેજ કાંઇ લાગે છે? મ્હોટાભાઇ, એ, બાપા, ભાભીનાં મા ને ભાઇભોજાઇ, એમાંનાં કોઇનેયે થોડું લાગતું હશે?–એમના કરતાં એમના ગુણ બહુ સાંભરી આવે છે: નહિં તો શ્રીમતી ને મૈયા, એમને ને ભાભીને શું?–પણ એ બધાંયે કેવાં થઇ ગયાં છે?"

ભાભીએ પોતાની આંખોમાંથી આંસુ લોહી નાંખ્યાં, અને નણંદ પાસે જઇ બેઠી. ધનકોરમાશી તો બધું જોઇજ રહ્યાં! સાસરિયાં મરણ પામેલી વહુને માટે–લોકોના દેખતાં રુવે તે તો જાણે ઠીક, પરન્તુ–પાછળ પણ આંસુ પાડે અને દિલગીર થાય એ ત્હેમને મન તો 'જૂની આંખો ને નવા તમાશા' જેવુંજ હતું! ભાગીરથીનાં અન્તઃકરણમાં ગમે તેમ હોય પણ તે લલિતાને એક અક્ષરે કહે તેમ ન્હોતું; તેથી ધનકોરમાશી ચ્હીડાયાં તો ખરાં પણ વાત બદલી; વાત બદલતાં બદલતાં પણ ત્હેમનાથી ઉભરો ક્‌હાડયા વિના ન રૂહેવાયું.

"અલી, આટલું બધું શું છે જે?–પૈસાવાળાની દીકરી એટલે બધાંયે અછોઅછો વાનાં કરે; નહિં તો ઘણાંયે માંદાં પડે છે ને

ઘણાંનેયે ખઇ થાય છે!–ગરીબને ત્યાં જનમી હોતની તો...!" લલિતાના ચ્હેરા ઉપરથી એને ગુસ્સો ચ્હડવા માંડયો છે એમ જણાયું કે તરતજ ત્હેમણે વાત બદલી: "હેં અલી ભાગીરથી! ત્હેં તો રોવા કૂટવાનું રાખ્યું છે ને!"

"ના બા. હું એકલી શું કરૂં?–વહુનાં પિયરિયાંએ ફૂલાડી નાંખ્યું ત્યારે હું શું કરવા એવા મોટાપા કરૂં?–મ્હારે ત્યાં કોઈ માણસ છે? આ બંને તો બાળક; ને તું ને હું–આપણે તે કેટલું કરીએ? એ તો જથાવાળાંનાં કામ–મ્હોટાભાઇનીયે મરજી નથી ને એમનીયે નથી! કહે છે જે, વહુ કહેતી ગઇ છે કે 'મ્હારી પાછળ કોઇ રોશો–કૂટશો નહીં ને ગીતાજી બેસાડજો'–ત્યારે આપણે શું, બા?"

"એમકે?" ધનકોરમાશી બોલ્યાં; "ત્યારે તો આપણે શું બા?–ખોટું કહેવાશે તો એમનું, ત્હારે શું?" ત્હેણે જરા સ્વર ધીમો કરીને કહ્યું: "અલી, હું તો એટલા માટે આવી'તી જે– આવી ડાહી, શાણી, ત્હારા હાથમાંથી ઘરનું કામ મૂકાવી દે એવી વહુ ગઇ તે તો જાણે બહુજ ખોટું થઇ ગયું, પણ કાંઇ ભગવાનની મરજી આગળ આપણો ઉપાય ચાલવાનો હતો? ને આપણે તો સંસારમાં રહ્યાં એટલે બધુંયે કરવું પડશે–માટે મ્હોટા બાઇ માટે બીજા કોઇને ત્યાં વીચાર રાખશોજ નહિં!–મ્હેં મ્હારે ગોઠવણ કરી રાખી છે; રતિની છોકરી ભણી છે, ગણી છે: ને એને બારમું વરસ ગઇ પાંચમે બેઠું; છોકરાને રાંધી તો પીરસે?–કેમ લલી, છોકરી ત્હને કેવી લાગે છે?–છોકરીઓની તો કાંઇયે ખોટ નથી; આપણે ત્યાં તો કમાડ પાછળ કન્યા! પણ આ તો–મ્હેંકું, ઘરે સારૂં ને માણુસે સારાં; અને છોકરી પણ રૂડી નખેતર જેવી છે!"

ધનકોર માશી! ભઇ સાબ, ત્હમને ખોટું લાગે તો ભલે; પણ

હજી ભાભીની ચિંતા પુરી છંટાઇયે નથી એવામાં–આવી વાત મ્હને નથી ગમતી!" લલિતા છણકો કરીને ઉઠી: "ચાલો, ન્હાનાં ભાભી, આપણે ઉપર બેશીએ; કરવા દો જીની સાથે એમને કૂથલી! હા, મ્હારાથી તો–હું સાંભળીશ તો–કાંઈ બોલાઈ જવાશે." લલિતા અને ગુલાબ મ્હેડીએ ગયાં.

"બ્હેન, ખોટું ન લગાડીશ, હોં!" ભાગીરથીએ કહ્યું: "એને શરીરે સારૂં રૂહેતું નથી ને તેથી હમણાં હમણાંમાં એનો સભાવ બહુ ચ્હીડીયો થઇ ગયો છે."

"હા, બા, હા!" ધનકોર માશી ગુસ્સાનો ગોટ ગળી જઇને બોલ્યાં: "લલીનો બચારીનો કાંઇ વાંક છે?–ઉજાગરા, મહેનત,–એ બધું હવેજ જણાશે તો! ઠીક ત્યારે, અલી! હું રતિને 'હા' કહી રાખીશ, ને તુંયે કોઈ પૂછવા આવે તો કૂહેજે જે અમારે ગોઠવણ થઇ ગઇ છે."

## ૨. સરસ્વતીની અમર સુન્દરતા:

દેવીમન્દિરના એક વિભાગમાં નિર્મળબાળા અને મહાદેવી બેઠાં હતાં. નિર્મળબાળાના હાથમાં એક પત્ર હતો.

"પ્રિય શ્રીમતી બ્હેન,

"મ્હને આજ ખાત્રી થઇ ગઇ છે કે, હું હવે વધારે વખત જીવવાની નથી. વ્હાલી બ્હેન, ત્હમે અને જનનિ સ્વરૂપ યોગિની મૈયાએ મ્હારે માટે બહુ કર્યું છે ને કરો છો; અહિં બધાંયે મ્હારે માટે જેટલું કરે છે તેટલું પોતાનાં વ્હાલામાં વ્હાલાં માણસ માટે પણ કદિ કોઇ ભાગ્યેજ કરત. આ સર્વ માટે જગદંબાના મહાન આભાર તળે અને ત્હમારી બધાંની ઓશિંગણ તો હું સદાયની છુંજ:

દિલગીરી માત્ર એટલી છે કે, હવે તે ઉપકારનો સ્હેજ પણ બદલો મ્હારાથી વળી શકે તેમ નથી. જેવી ભગવતીની ઈચ્છા !

"આપણે જે જે મહાકાર્યો ઉપાડયાં છે તે તે બાબતમાં સ્ત્રીઓ કેટલું કરી શકે અને સ્ત્રીપુરુષો સાથે પ્રયાસ કરવાથી કેવું સુન્દર ફળ ઉપજાવી શકે,–તે સઘળા વિષયોમાં મ્હારા પોતાના વિચાર મ્હારા પ્રિય પતિની સાથે મ્હેં સરખાવી જોયા છે,–ત્હેમની શુભ યોજનાઓ ત્હેમાં ભેળવી–સુધાર્યા છે :–આથી મ્હારી મનોવાંછનાઓ મ્હારા અવસાન કાળને સંતોષે છે અને ત્હમે ત્હેમને પોષણ આપશોજ એમ માની મ્હને ઘણીવાર મૃત્યુકષ્ટ અને પ્રિયજનોનો હમ્મેશનો વિયોગ પણ હવે દુ:ખકર લાગતાં નથી.

"બ્હેની ! મ્હારા પૂજ્ય પિતાજીએ મ્હારા નામે મૂકેલા દસ હજાર રૂપિયા હવે મ્હને પોતાને નિરર્થક છે. મ્હારી બાલ પુત્રી મ્હોટી થશે તો મ્હારી બાનું જે સર્વ છે તે એનુંજ છે; એટલે આ રકમની ત્હમે આપણે ઉપાડેલાં કામોમાં નીચે પ્રમાણે વ્યવસ્થા કરશોઃ

"૧. સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં મદદ કરે એવાં પુસ્તકોનો સંગ્રહ કરવો તથા પુસ્તકો લખાવવાં, અને પ્રકટ કરાવવાં; પુસ્તકાલયની ચોપડીઓ સઘળી સ્ત્રીઓને મફત ઘેર બેઠે વાંચવા મળે એવી યોજનાઓ ઠામ ઠામ કરવી; સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો તથા વસ્તુઓ એકઠી કરવી; તેઓ વિદ્યાકળા, વૈદક, ભરતાં ગુંથતાં, પાકશાસ્ત્ર, બાળક ઉછેરતાં તથા માંદાની માવજત કરતાં શીખી શકે અને સ્ત્રીરોગો બાબતનું જ્ઞાન મેળવી શકે એવું વાચન પૂરૂં પાડવા તરફ આ પુસ્તકાલય તરફથી ખાસ પ્રયત્ન થાય એવી ગોઠવણ કરવી.

"૨. પત્નીશાળાઓની નિરંતર વૃદ્ધિ કર્યાં કરવી; અનાથ બાલિકાશ્રમને સંપૂર્ણ ઉત્તેજન આપવા ઉપરાંત વિધવા સ્ત્રીઓને

પોતાનું વૈધવ્યજીવન દેશસેવામાં ગાળતાં શીખવવા માટે એક મઠ અથવા મન્દિરની સ્થાપના કરવી જેમાં ત્હેમને પોતાની સ્થિતિને યોગ્ય કેળવણી આપી, આપણા દેશમાં યોગિની મૈયાના જેવી પણ્ડિતાઓ તથા સ્ત્રીઉપદેશકો, અને ઇસ્પિતાલોમાં ખાસ રીતે જરૂરની સૂયાણીઓ તથા નર્સો ( માવજત કરનારી સ્ત્રીઓ ) ની—એવી એવી ઘણીક ખોટ જે પડે છે તે ઓછી કરવી; કુલીન પરન્તુ ગરીબ પત્નીઓ અને વિધવાઓને દ્રવ્ય, અન્ન, વગેરેની સહાય કરવી; અને જે જે યોજનાઓ આપણા ગૃહસંસારને સુધારી શકે તે તે સર્વ યોજવી.

"હું સારી રીતે સમજું છું કે, આમાંની એક પણ બાબત ફળદ્રુપ કરવામાં મ્હારા દસ હજાર રૂપિયા કાંઇ વધારે નથીજ !—પણ 'ફૂલ નહિં તો ફૂલની પાંખડી' એ કહેવત પ્રમાણે મ્હારી પાસે જે છે તે હું આપણી સમસ્ત બ્હેનોની સેવામાં અર્પણ કરૂં છું. ત્હમે મ્હેં જણાવેલા વિચાર ઉપરથી સ્ત્રીઓની હાલત સુધારવાનું એકાદ ફન્ડ ઉભું કરશો તો તેમ પણ બની શકશે; મ્હારા પ્રિય પતિ અને મ્હારા ભાઇ ત્હેવા ફન્ડમાં પોતાની માસિક ઉપજનો દર મહિને પાંચમો ભાગ અને ચિ. ચન્દુભાઇ દસમો ભાગ, એટલું આપવા કબૂલ કરે છે : ત્હમે દાક્તર સાહેબ પાસેથી અને મૈયા ભગવતી એમના પૂજ્યપાદ ગુરૂજીશ્રીના આશ્રમના લક્ષ્મીભંડારમાંથી પણ ત્હેમાં કાંઇક મદદ તો કરાવીજ શકશો.

"પ્રિય બ્હેન, હું જીવીશ તો આટલી ઉમેદો પરિપૂર્ણ કરવામાંજ મ્હારૂં જીવન ગાળવાનો મ્હેં નિશ્ચય કર્યો છે; અને કદિ આ દેહનો પાત થાય તો એટલું કામ ત્હમે અને યોગિની મૈયા ઉપાડી લેશો, એટલી મૃત્યુશૈયા ઉપરથી ત્હમારી આ ભગિનીની ત્હમને નમ્ર, સપ્રેમ પ્રાર્થના છે.

"જગદંબા ત્હમારૂં કલ્યાણ કરો! અને આપણો પ્રીતિભાવ છે ત્હેવોને ત્હેવોજ નિરંતર રહ્યાં કરો!–એટલીજ હવે યાચના છે!

"લિ. ત્હમારી સર્વની ઓશિંગણ અને સ્નેહાંકિત,

"અ. સૌ. સરસ્વતીના પ્રણામ."

## ૩. 'મૈયા, મ્હને પણ વિસારતા નહિંજ હો!'

બંને સાધ્વીઓનાં નયન અશ્રુપૂર્ણ હતાં; સરસ્વતીના ઉદાર જીવનસુવાસની આ લહરિ ખરેખરી અલૌકિકજ હતી!–અને ત્હેણે ત્હેની કદિ પણ ના વિસારાય એવી જીંદગી અત્યારે વધારે વધારે પ્રિય કરી. સ્ત્રીઓનાં સંસારસરોવરમાં તોફાનનાં મોજાં અને આનન્દની લહરિઓ સર્વ ન્હાનાંજ હોય છે; ત્હેમનાં જીવન જગતની દૃષ્ટિ સમક્ષ ભાગ્યેજ આવે છે અને તેથી ત્હેના વિજય પરાજય, સુખ દુઃખ, અને આશા નિરાશા,–એ બધુંય દુનિયાંની નજરમાં તો ન્હાનું નજીવુંજ લાગે છે! છતાં આ સતીની જીંદગીની પ્રભા અન્તઃપુરોથી બ્હાર નીકળવાની,–બ્હાર નીકળીને અન્ય અનેક અન્ધકારભર્યા જીવનમાં પ્રકાશ રેલવાની, બીજી ઘણીય તેજધારાઓનું વહન કરતા થનારી,–આ સઘળું સાંભરતાં પ્રીતિનાં આંસુ સૂકાયાં તો નહિં પરન્તુ ઉત્સાહના ઉભરા ત્હેમને હર્ષભર્યા કર્યા વિના રહ્યા નહિં.

"મૈયા! આવી લોકોપકારક વિચારાવલી કરતાં બીજો પોતાની પાછળ દુનિયાંને વધારે સારો વારસો શું મૂકી શકાય? સર્વ પરમાર્થપૂર્ણ હૃદયલહરો નિઃસંશય આપણાં દુઃખી ભાન્હુનાં પરમકલ્યાણ તરફજ વ્હે છે, અને મ્હને તો અત્યંત શ્રદ્ધા છે કે, સરસ્વતીના જીવનસુવાસ ભરેલી આ પુષ્પમંજરી આપણી ક્લેશ–કષ્ટથી પરિતાપ પામેલી બ્હેનોનાં અંતરમાં નિરંતર અમૃત ઝરતીજ રહેશે.

મૈયા ! કવિ ખરૂં કહે છે કે,—

" તે પુષ્પથી ગુંથી કદીક કિરીટ મૂર્તિ,
" થાશે વિલુપ્ત, સખિ ! જો અવસાનકાલે,
" ત્હોયે જીવંન્ત ઉડશે ઉંડી ભાવનાઓ,
" છાશે, સખિ ! જીવન નિર્મળ પ્રેમ ગાને."*

"મૈયા બ્હેનની આ યોજનાઓ ખરેખરી સુન્દર છે; નિર્મળાબાળાએ પ્રેમના આવેગમાં તે પત્રને ચુંબન કરતાં કહ્યું: " મ્હારા પિતાજી પણ ઘણી ખુશીથી દસ હજાર રૂપિયા, આ ફન્ડમાં આપી શકશે અને લખપતી શેઠે જે દસ હજાર અમને મહિલાસમાજના ભંડોળમાં આપવાનું કહ્યું છે તે રૂપિયા આમાં લઇ લઇશું. આશ્રમના ભંડારમાંથી ત્હમે પણ કાંઇક તો અપાવી શકશો, મૈયા !"

" શ્રીમતી ! મ્હારા વંદનીય ગુરૂજીને મ્હેં આપણી અભિલાષાઓ જણાવી હતી અને ભંડારમાંથી સહાય પણ માગી હતી. આજ સ્હવારેજ વીસ હજાર રૂપિયાની હુંડી મ્હાર ઉપર એમણે મોકલી દીધી છે, જે આ ભંડોળ માટે હું એમની તરફથી, કાંઇ પણ અગવડ વિના, આપી શકીશ."

" ઓહો મૈયા, મૈયા ! દૈવી જીવનનો શો અનુપમ પ્રભાવ છે ? બ્હેન એક યોજનાની ઇચ્છા જણાવે છે એટલામાં આપણી પાસે પચાસ હજાર રૂપિયા જેટલી મ્હોટી રકમ તો તૈયાર થઇ જાય છે. ઉપરાંત, માસિક કિંવા વાર્ષિક ઉપજમાંથી અમુક અંશ આ કામમાં મદદ તરીકે નવીનબાબુ, જગન્નાથ, વગેરે, બીજા પણ આપશેજ એમ મ્હારી ખાત્રી છે. નિઃસંશય આપણી પાસેથી એ ગઇ નથીજ !—મ્હને લાગે છે કે બીજાં બધાં સ્મરણચિહ્નો કરતાં આ

* રા૦ ન્હાનાલાલ દ૦ કવિ.

ફન્ડમાં એનું નામ રાખીએ તો ? જેમ ડફ્રિન ફન્ડથી માજી વાઇસરૉય નામદાર ડફ્રિન સાહેબનાં બાનુનું નામ આપણા દેશમાં અમર થઇ ગયું છે, તેમ આ ફન્ડને આપણે '**સરસ્વતી અબલા સહાયક ફન્ડ**' કહી, બ્હેનનું યશોગાન કાયમ કરવું એ સર્વને ગમશે. મૈયા, ત્હમને કેમ લાગે છે ?"

શ્રીમતી ! **મહાદેવીએ** કહ્યું : "મ્હને પણ એ વ્યવસ્થા બહુ મનોહર લાગે છે.–પણ બ્હેન, આ સ્થળે મ્હને બહુ સમય થયો, એટલે હું હવે મ્હારૂં યાત્રાપર્યટન કાલ સ્હવારથીજ પાછું શરૂ કરીશ; મ્હને હાલ આગ્રહ કરીશ નહિં. મ્હારૂં મન અહિંથી ઉઠ્યું છે–ગુરૂજીની આજ્ઞા મળી ચૂકી છે–અત્યાર સુધીનો આ સ્થળમાં રહેવાનો આશય હતો તે હવે પરિપૂર્ણ થઇ ગયો છે; ને હું પરદેશમાં આ **અબલા સહાયક** યોજનાને બનતી સહાય કરી શકીશ–એટલે હવે ત્હારી સાથેનો પરિચયઆનન્દ પણ હું ખોઇશજ ! પરન્તુ આપણાં જીવન અન્ય જીવનના ઉત્કર્ષમાંજ ઉદયમાન થાય છે એટલું સ્મરણમાં રાખજે અને તેથી પોતાની વાસનાઓને આધિન થવું ત્હેના કરતાં આસપાસનાં પ્રાણીઓની ઉચ્ચ વાસનાઓનું પોષણ, રક્ષણ કરવું, એમાંજ આપણા આત્માની ઉન્નતિ છે." જરા વાર વિચારગ્રસ્ત થઇને તે બોલ્યાં : "બ્હેની ! આપણે હવે જૂદાં પડીએ છીએ તે સમયે–ત્હારૂં લગનનું વય પ્રાપ્ત થઇ ગયું છે, અને પતિ થવાને યોગ્ય યુવક ત્હારી હૃદયદૃષ્ટિની સમિપ છે, તો–ત્હારી મનોવાંછનાઓ ગમે ત્હેવી હશે તોપણ મ્હને અત્યારે એમજ થઇ આવે છે, કે, ત્હને 'અખંડ સૌભાગ્યવતી, પરાક્રમી પુત્રવતી ભવ ! એ આશીર્વાદ દઇ દઉં !" મહાદેવીએ નિર્મળબાળાને માથે હાથ મૂક્યો અને હસી પડયાં. "ખોટું ન લગાડીશ, હોં; કુમારિકા રહીને જીવન ગાળવાનો વિચાર મ્હેં ત્હારો સાંભળ્યો છે, એ પણ ઠીક છે. પરન્તુ આપણાં

શાસ્ત્રોમાંના પત્ની અને સતીના ધર્મ મ્હને સર્વદા અપાર્થિવજ લાગ્યા છે; અને એટલા સારૂ હું તો પવિત્ર પ્રેમીલાં દંપતી થઈ જગતની સેવા કરવી એજ મનુષ્ય જીવનની ઉત્તમાવસ્થા માનું છું; તથા દેશની ઉન્નતિનો મુખ્ય આધાર જે આત્મત્યાગી, સ્વદેશપ્રેમીલી પ્રજા ત્હેનાં પણ જન્મ આપનાર તેજ હોઇ, તે હમ્મેશાં વંદનીય છે."

નિર્મળબાળાએ આમાંનું થોડુંકજ સાંભળ્યું હતું: સરસ્વતીના પત્ર સાથે ત્હેનાજ હાથની એક ચિઠ્ઠી હતી, જે ત્હેણે કોઇને બતાવી ન્હોતી;–ત્હેમાં પણ નવીનબાબુ સંપૂર્ણ રીતે યોગ્ય છે એમ સૂચવી સરસ્વતીએ નિર્મળબાળાને ત્હેની સાથે લગ્ન કરવા વિનંતી કરી હતી. 'આથી ત્હમે બંને અનુગુણ દંપતી થઈ એક બીજાની ન્યૂનતા પૂરી કરી શકશો–પતિપત્નીનાં જીવનમાં વધારે સહૃદયતાથી ઉતરી શકશો–સાથેજ પ્રયાસ કરવાથી જગતનાં દુઃખનો ભાર ઓછો કરવામાં વધારે વિજયી થશો—ડાક્તર સાહેબ ( પ્રતાપચન્દ્રરાય ) ના અન્તરના અભિલાષ તૃપ્ત કરી શકશો,–આવા આવા અનેક લાભની સાથે ત્હમારાં એકાન્ત-શૂન્ય જીવનમાં પ્રીતિ વત્સલતાના પ્રવાહોની મિઠ્ઠી સેરો સ્ફુરાવી શકશો.'–આ સરસ્વતીએ જણાવેલા વિચાર ત્હેના હૃદયમાં રમતા હતા, એવામાં મહાદેવીના મ્હોમાંથી નીકળી ગયેલા ઉદ્દગાર પણ સબળ વેગથી ભળ્યા !

અનેક વાતો થઈ; અને વખત પણ ઘણો ગયો પરન્તુ જણાયોયે નહિં. નિર્મળબાળાએ ઘણો આગ્રહ કર્યો પણ મહાદેવીએ પોતાનો દૃઢ સંકલ્પ બદલ્યો નહિં, માત્ર કબુલ એટલું કર્યું કે 'જેમ બનશે તેમ વધારે પત્રવ્યવહાર રાખીશ, અને પાછાં ફરતી વખત અહિં થઇને જઇશ. ત્હમે બધાં મ્હારા ઉપર જે માયા બતાવો છો ત્હેને બદલે મ્હારાથી યત્કિંચિત્ પણ–જે બનશે તે કરવા હું તત્પર છું.'

નિર્મળબાળાથી રોવાઇ જવાયું: "મૈયા, મૈયા! બ્હેન હતી ત્હેને પ્રભુએ ઉપાડી લીધી, અને જનનિ સમાન ત્હમે તે પણ જાઓ છો. ત્હમને,–કર્તવ્યપરાયણતા, ધર્મપ્રીતિ, પ્રભુભક્તિ સર્વ સુવિદિત છે; અને વિચાર અને આચારમાં જેને તફાવતજ નથી; ત્હેને હું બીજું શું કહું?–ગમે ત્યાં હશો, ગમે તે મહા કાર્યમાં રોકાયાં હશો તોપણ ત્હમે આ હૃદયમાંથી તો ખસવાનાં નથીજ અને આટલી મ્હારી નમ્ર વિનંતિ છે કે, મૈયા! મ્હને પણ વિસારતાં નહિંજ હોં!"

મહાદેવીએ શોકાર્દ્ર નયનથી પોતાને પ્રણામ કરતી નિર્મળબાળાને માથે પોતાના બંને હાથ મૂક્યા.

### ૪. દૈવી જીવનનો પ્રભાવ:

ધનલક્ષ્મીની આંખોમાંથી આંસુ ઝરતાં હતાં,–પૂજા પૂજાને ઠેકાણે ને માળા માળાને ઠેકાણે રહી ગઈ હતી; અને પ્રબોધચન્દ્ર તથા રસિકભાઇ સ્હામા હિંચકા ઉપર શોકવિલીન મુખાકૃતિઓથી બેઠા હતા.

રસિકભાઇથી ન રૂહેવાયું; ઘૂંટણ ઉપર માથું મૂકીને તે રોઇ પડ્યો. પ્રબોધચન્દ્રે ચિરાતા અંતઃકરણના ઉદ્વેગોની પ્રબળતા સૂચવતો પોતાનાં નયનનો અશ્રુવેગ રોકવાને વૃથા પ્રયાસ કરતાં–તેને વાંસે હાથ ફેરવી આશ્વાસન આપવા માંડ્યું.

"ભાઈ! ભાઈ! આમ તે ગાંડાઇ ક્હાડતા હશો?" ધનલક્ષ્મી બોલ્યાં:–"બ્હેન આપણી ગઇ તે હવે કાંઇ પાછી આવવાની છે?–આપણે ગમે તેટલાં રોઇએ તોપણ શું?...આટલું પૂમડું મૂકતી ગઈ છે તેયે જીવે તો ઘણું?–એ છોકરીના મ્હોં સ્હામું જોઇને આપણે તો દિલાસો લેવાનો છે...પ્રબોધચન્દ્ર! જુવો ભાઇ, હું તો ત્હમને ખરેખરી સલાહ આપું છું કે ત્હમે ત્હમારે ખુશીથી પરણજો!

ગઇ તે કાંઇ પાછી આવવાની છે? ત્હમેયે કરવામાં કાંઇ બાકી રાખી છે?–અને એ તો સંસારવે'વારની રીત છે; માટે બેલાશક ત્હમે ત્હમારે ફરીથી લગ્ન કરજો! મ્હારે પરણાવવા જેવડી છોકરી હત તો હું તો જરૂર ત્હમને આપત. બીજાં બધાં ગમે ત્હેવાં પણ કાંઇ ત્હમારી તરફથી છોકરી દુઃખ પામી છે?–ભાઇ, હું ક્યાં ત્હમારા ઘરની હકીકત નથી જાણતી? પરણશો તોજ સુખી થશો! ને આ છોકરીની તો ત્હમારે બિલકૂલ કાળજી રાખવાની નથી.–હવે કાંઇ રોયે એ પાછી આવવાની છે? માટે રોશો નહિં! આંસુ લોહી નાંખો!–ભાઇ, ત્હમેયે આમ શું કરતા હશો? પ્રબોધચન્દ્રને ધીરજ આપો. આપણી હતી તે તો ગઇ, હવે રોવાથી કાંઈ વળવાનું છે?

પ્રબોધચન્દ્રની આંખો રોઇ રોઇને રાતી થઇ ગઇ હતી, ત્હેનાં હુસકાં રોકાતાં ન્હોતાં; રસિકભાઇએ મહા પ્રયાસે શોકનો આવેગ દાબ્યો અને થોડીવારમાં પ્રબોધચન્દ્ર પણ તેમ કરી શક્યો.

તે બંને જણા રસિકભાઇની મ્હેડીમાં જઇને બેઠા.

"ક્ષયનો રોગ મટતોજ નહિં હોય?" રસિકભાઇ ઉદ્વેગમાં બોલી ઉઠયો: "ત્યારે દાકતરો બધા કામના શું છે?–એવાં દરદોને જો એ લોકો અસાધ્ય માને છે તો પછી ત્હેની દવામ કરવાનું પણ ફળ શું?"

ના. ના. છેકજ એમ નથી. એ રોગ બીજા રોગોના કરતાં સમજવો વધારે કઠિન છે એથીજ ઓસડની વ્હેલી અને બહુ અસર નથી થતી. નહિં તો એક દાકતરે ખાત્રીપૂર્વક કહ્યું છે કે, એ દરદમાં શરુઆતની સ્થિતિમાં દરદી હોય ત્યાંસુધી યોગ્ય ઉપાયોથી તે બચી શકે છે. આપણે એટલા હતભાગ્ય કે દરદની વૃદ્ધિ એવા વખતમાં થઈ કે આપણે ત્હેને રોકી શક્યા નહિં અને તેથીજ આવું

પરિણામ આવી ગયું !—મનની ચિન્તાઓને દૂર રાખવાને અને શરીરની વ્યથાઓ ઓછી કરવાને, રોગી મનુષ્યને હવા ખાવાના સ્થાનોમાં લઇ જવામાં આવે છે, જ્યાં ત્હેના દરદ ઉપર પણ સારી અસર થયા વિના રૂહેતી નથી. પરન્તુ આવા રોગનું ખાસ ઔષધ, મનની શાન્તિ, કુટુમ્બમાં આનન્દ, જીવને જેમ બને તેમ રમત ગમ્મતમાં રાખવો, હુંશિયાર દાકતરની સારવારમાં રાખી પૌષ્ટિક તથા ધીમે ધીમે ક્ષયનું રોધન કરે એવા પદાર્થોનું સેવન કરવું, આવા આવા ઉપાયો લેવા અને પછી પ્રભુની ઇચ્છા ઉપર આધાર રાખવોઃ આ પ્રમાણે થાય તો જરૂર કોઈ પણ પ્રકારનો ક્ષયનો રોગ એવો નથી કે તે ન મટે. પરન્તુ સઘળું જ્ઞાન આપણને કડવા અનુભવો પછીજ પ્રાપ્ત થાય છે અને ત્હેમાંય પ્રભુની પરમ ઇચ્છા ઉપર તો હમ્મેશાં આધાર રાખવાનોજ છે !......

આપણા ઉંચી કોમની બાળકીઓમાં ક્ષય અને તાણ જેવા અશક્તિના મહાન રોગોનું પ્રબળ દિનપરદિન વધતું જોઇએ છીએ ત્હેનાં કારણમાં બાળલગ્ન આદિ અનેક ઉપરાંત, તન્દુરસ્તીની બેદરકારી, ખરાબ ખોરાક, અને અંગકસરતનું બિલકુલ નાબૂદ થવું, એ પણ છે. અનીતિથી અને માણસોની ગર્દીથી કંટાળી ઘણીખરી બાલિકાઓએ નદીએ ન્હાવા જવાનું અને મન્દિરમાં દર્શન કરવા જવાનું,—એ બંને આપણી ઇચ્છા સંમતિથી ત્યજી દીધાં છે; પરન્તુ ત્હેને બદલે ઘરમાં કોઈ પણ શરીર કસાય એવું કામ કરવાની આપણે ત્હેમને ફરજ પાડતા નથી; તેમ વળી ઘણાખરા મધ્યસ્થ વિચારવાળા પુરૂષો ઉપર જણાવેલો સુધારો સ્વીકાર્યા છતાં સ્ત્રીઓ બ્હાર હરેફરે ત્હેની વિરુદ્ધ છે !· તો પછી સ્ત્રીઓમાં અને ત્હેને લીધે ત્હેમનાં બાળકોમાં નિરંતર નબળાઇ વધતીજ જાય ત્હેમાં કાંઇ નવાઈ જેવું છે ? મ્હારા મનમાં એટલોજ અભિલાષ હતો કે હું

કોઇ સ્વતંત્ર જગો પર જાઉં! તે સુખઘટિકા તો આવી પણ પ્હોંચી, પરન્તુ પોતાની સાથે વેદનાનું વિષ લેતીજ આવી!”

તે આંસુ ભરી આંખોથી બોલ્યો: “એમને જવું નિર્માણજ થયેલું હતું તો–રસિકભાઈ! મ્હને એટલુંજ લાગી આવે છે કે–ફક્ત બાર મહિના, છ મહિના પછી તેમ થયું હોત તો...!”

“बलीयसी केवलमीश्वरेच्छा! આપણા હાથમાં છે શું!” રસિકભાઇએ દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો: “આપણા જીવનમાં ‘અમૃત વિષ બે સાથે વહે’ એ વાક્ય કેટલું સંપૂર્ણ રીતે ખરૂં છે? મ્હને આટલું બધું લાગી આવે છે, તો ત્હમને–નિરંતર સહવાસ, અરસપરસનું ગાઢ પ્રતિબન્ધન, જીંદગીનાં ક્લેશચિન્તાઓ તેમજ સુખસ્વપ્નોમાં સહપ્રવાસ,–એ સર્વ ઉડી જતાં કેટલું લાગી આવતું હશે, શું શું નહિં થઇ આવતું હોય?–અને મ્હારી એ બ્હેન તે બ્હેનજ, સહચરી હતી!...પણ કરવું શું?–જગદીશ્વર પાસે મ્હારી તો રાત દિવસ એજ યાચના છે કે, મનુષ્યજીવન સુન્દર, સુખકર, ઉન્નત કરવાને આવી ભગિની, આવી પત્ની તું વધારે વધારે આપ; જે બાલા વ્હાલસોઇ બ્હેન છે, પ્રેમીલી પત્ની છે,–તે માતા, સાસુ, નણંદ, ભાભી,–ગમે તે તરીકે, ગમે ત્હેવી વિકટ સ્થિતિમાં હશે તોપણુ હમ્મેશાં પ્રીતિનાં–આનન્દનાં અમૃતભર્યાં વ્હેણ રેલાવવાની, એ નિઃસંશય છે.”

પ્રબોધચન્દ્ર ગયા પછી રસિકભાઇ એકલો પડયો અને ખાટ ઉપર એક ચોપડી લઇ સૂતો. એવામાં ત્હેને કાને પાસેની ઓરડીમાં કોઈ ડસકાં ખાતું–રોતું હોય એમ અવાજ આવ્યો. તે તરત ઉઠીને બારણા આગળ જઈ જુવે છે તો સુશીલા સરસ્વતીની એક મ્હોટી છબીને પગે પડીને રોતી હતી.

“ઓ મ્હારી વ્હાલી બ્હેન! ત્હમારૂં હું ઘણું વાંકુ બોલતી, ત્હમને પાછળ ગાળો દેતી, ત્હમારી ખરા દિલથી ચાકરી ન્હોતી ક-

રતી, ત્હમારૂં હું બહુ બૂરૂં ચ્હાતી, તે બધું ભૂલી જજો!—ત્હમે આ-મને આમજ ચાલ્યાં જવાનાં, એ તો મ્હારા મનમાં વિચારે ન્હોતો! ઓ બ્હેન! ત્હમારામાં એવા શા ગુણ હતા કે ત્હમારા સંબન્ધમાં આવેલાં બધાંય—નહિં સગાં, નહિં વ્હાલાં, એવાંયે સહુ—રડે છે? ત્હમારા વરની આંખો બેબાકળી થઇ ગઇ છે ને ત્હમારા ભાઇની આંખો રાતી, લોહી જેવી થઇ ગઇ છે!—હું મરીશ ત્યારે આમ સંભારીને આવી લાગણીથી કોઇ રડશે? મ્હારી અભાગ્યણીનામાં તે એવા શા ગુણ છે?—એમને પણ પજવવામાં હું કયાં બાકી રાખું છું?...પણ બ્હેન! અત્યારથીજ હું સોગન ખાઉં છું કે હું પણ ત્હમારા જેવી થઇશ, એમની મરજી પ્રમાણેજ ચાલીશ, ત્હમારી પેઠે બધાંને ખુશી રાખવાને પ્રયત્ન કરીશ. વ્હાલી બ્હેન! ત્હમારા જેવું ડહાપણ કે ભણતર તો મ્હારામાં નથીજ, પણ મ્હારૂં ચાલશે ત્યાં સુધી હું ત્હમારી પેઠેજ ચાલીશ અને એમની સલાહ પ્રમાણે વર્તીશ;—તો હુંયે ત્હમારા જેવી નહિં થાઉં?!...માતાજી! મ્હને મદદ કરજો; બ્હેનના ઉપર આટલી બધી માયા રાખતાં, તો ત્હેનો એક થોડો ભાગ પણ મ્હારા ઉપર નહિં રાખો? ...ઓ મ્હારી વ્હાલી બ્હેન! મ્હારા અપરાધ માફ કરો!—મ્હને અત્યારે એટલીજ ઇચ્છા છે કે, હું ત્હમારી પેઠે બધાંની સાથે સારૂં રાખી કંકુને ચાંલ્લે, અ-ખંડ સૌભાગ્યમાંજ ત્હારી પાસે આવું."

ત્હેનાથી ન રહેવાયું; તે મ્હોટે અવાજે રોઈ પડી.

"વ્હાલી, વ્હાલી! આ શું?" પ્રિય પત્નીને અંતરના વ્હા-લભર્યા ઉમળકાથી છાતી સરસી દાબી, ચુંબનથી આંસુ લ્હોતો પતિ બોલ્યો; "આમ રોવાય? બ્હેન ગઇ તે ન ગઇ થવાની છે? પણ જો ત્હારા મનમાં એને માટે કાંઇ પણ પૂજ્યભાવ થયો હોય તો—એને પગલે પગલે ચાલવાનો જે સંકલ્પ ત્હેં કર્યો છે તે દૃઢ

રાખજે; ખરાં સુખી થવાનો માર્ગ એજ છેઃ–પોતાની લાગણીઓ, ઇચ્છાઓને વશ કરી, બીજાંના હિતમાં ત્હેમને આપણે જેટલી દોરીએ છીએ ત્હેના પ્રમાણમાંજ આપણને સુખ અને આનન્દ મળે છે; તથા અદેખાઇ અને ઝેર, ક્રોધ અને અભિમાન,–એને બદલે જ્યારે માયા અને દયા, શાન્તિ અને નમ્રતાને આપણાં અન્તઃકરણમાં આપણે જ્યારે રહેઠાણ કરાવીએ છીએ ત્યારેજ આપણી જીંદગીમાં પ્રભુપ્રીતિનું કિરણ પ્રકાશ પામે છે. માટે વ્હાલી ! જો ખરૂં સુખ મેળવવું હોય, આસપાસનાં બધાં માણસોમાં આપણે માટે સારી લાગણીઓ, સારા વિચાર ઉત્પન્ન કરાવવા હોય, પરમેશ્વરની કરુણાનાં પાત્ર બનવું હોય, તો ત્હેને માટે એકજ રસ્તો છે : આપણી સ્વાર્થવૃત્તિઓ જેમ બને તેમ દાબવી અને બીજાંના સુખ માટે જેમ બને તેમ વધારે પ્રયત્ન કરવો; ટુંકામાં કહું તો, તે દ્હાડે યોગિની મૈયાએ કહ્યું'તું તેમ, એ સર્વમાં વિજયી થવાનો એકજ **મહા** મંત્ર છે,—
'**ચ્હાવું અને સ્હેવું** !'



## સારાં પુસ્તકો સસ્તી કિંમતે મેળવવાની

# એક ઉમદા તક.

લોક પ્રિય થયેલાં **સ્વર્ગનાંપુસ્તકો** કે જેની ટુંકી વિગત આ સાથેનાં બીજાં પૃષ્ટોપર આપેલી છે તે પુસ્તકો **વિવિધગ્રંથ-માળાનાં** તથા **ગદ્યપદ્ય સંગ્રહનાં** ચાલુ ગ્રાહકોને તેમજ દીવાળી સુધીમાં થનાર નવાં ગ્રાહકોને આ ૧૯૯૭ ની દીવાળી સુધી પોણી કિંમતે આપવા અમોએ નક્કી કર્યું છે.

**સ્વર્ગનાંપુસ્તકો** એ ગુજરાતી ભાષામાં વખણાયલાં પુસ્તકો છે. એના ઉપયોગીપણા વિષે અમો કાંઇ કહીએ તે પહેલાં એક વાર વાંચીને ખાત્રી કરી જોવા ભલામણ છે. ભક્તિ-જ્ઞાન-પ્રભુપ્રેમ તથા જમાનાને અનુસરતા નવી જાતના ઉત્તમ વિચારોથી એ પુસ્તકો ભરપૂર હોવા છતાં તેની ભાષા એવી તો સ્હેલી અને સરળ છે કે સ્ત્રીઓ, બાળકો અને થોડું ભણેલાંઓ પણ તે સમજી શકે છે; અને તેમાં તેઓને રસ પડી જાય છે, તેથી હોંસે હોંસે વાંચવાનું મન થાય છે. ગામડાના લોકો પણ તેમાંની વાતો સ્હેલાઇથી સમજી શકે છે.

મંગાવનારે પોતાનું પૂરેપૂરૂં નાંમ, ઠેકાણું, તેમજ પોતે શેનો ગ્રાહક છે યા થાય છે તે લખી જણાવવું, એટલે ઘટાડેલી કિંમત પ્રમાણે વી. પી. થી મોકલવામાં આવશે.

**સૂચના**—ખાસ યાદ રાખવાનું છે કે ઉપલાં બે માસિકોમાંથી એકના પણ જેઓ ગ્રાહક ન હોય તેમને માટે, તથા ગ્રાહક છતાં પણ ૧૯૯૭ ની દીવાળી પછી મંગાવે તેમને માટે દરેક પુસ્તકની પુરીજ કિંમત લેવામાં આવશે.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર**
**કાલબાદેવી રોડ, હાથીબીલ્ડીંગ, મુંબઈ નં. ૨.**

# સંસારમાં સ્વર્ગ.

( બીજી આવૃત્તિ. )

સંસારમાં સ્વર્ગ એ વિદ્વાનોમાં વખણાયલું અને માનીતું થયેલું પુસ્તક છે. કારણ કે તેમાં અહિંજ—આ દુનિયામાંજ સ્વર્ગ અનુભવી લેવાના ઉપાયો—વાતો કહેલી છે. તેથી તે પુસ્તક આત્મોન્નતિ ઈચ્છનારાં દરેક ભાઈ બ્હેનોએ ખાસ વાંચવા જેવું છે.

તે પુસ્તકમાંની બાબતનાં થોડાં મથાળાં:—

હવે તું જગતની દાસી છે; રાણી થવાને વખતે દાસી થઈ; પ્રેમની લ્હેઝત કેમ ભૂલાય ?; હું શામાટે આગળ વધી શકતી નહોતી ?; ઈશ્વરની કૃપા ક્યારે મળે છે, એ તને ખબર છે ?; સત્સંગથી મળતો લાભ; ભક્તોની વાણીની અસર; ગુરૂઓ અને લોકો પોતાનો રસ્તો કેમ પૂરો કરે છે ?; તું કહેગા સેં દાતા હું, માલ કહાંસે લાયા હય ?; નશિબની ઉત્પત્તિ ક્યાંથી છે એ તને ખબર છે ?; ભક્તિ એજ ખરૂં રસાયન છે, ભક્તિ એજ સંસારનો સત્ય કીમીયો છે; ભક્તિ કોની કરવી જોઈએ ?; ભક્તોના ધર્મ; વેદ સાથે ભક્તિનો સંબંધ; ધર્મનું સ્વરૂપ; જીંદગીનું કર્તવ્ય શું ?; પુરૂષાર્થ એટલે શું ?; પુરૂષાર્થ એજ ઈશ્વર છે; પશ્ચાતાપની કિંમત; વિષયની વાત છોડીને દયાની વાત કોણ સાંભળે ?; વખતની કિંમત; ભૂલને ન્હાની સમજવી નહિ; જગતમાં શાન્તિ જો ક્યાંઈ પણ હોય તો તે દુઃખીઓનાં અશ્રુ લુછવામાં છે; કોઈ પણ ધર્મને ખરાબ ન કહો; ધર્મ એટલે શું; ગમે ત્યાંથી સત્ય મેળવો; તમોને સમજાયું છે એટલુંજ સત્ય

છે ને બીજું સત્ય નથી, એવી રીતે સત્યની હદ નહિ બાંધો; બીજાઓના મનમાં આપણે કેવી રીતે ઝેર રેડીએ છીએ ?; એક અલૌકિક દેવી; ઐશ્વર્યમાં ઈશ્વર દર્શન; સંસાર સમુદ્ર તરવા માટે કામ એ આપણાં હલેસાં છે; કામની કિંમત સમજો; કામ કરો, કામ કરો, કામ કરો; કર્મો પરમાત્મા સુધી કેમ પહોંચે છે ?; ઘડો માંજતાં ઇશ્વર દર્શન; ફરજો ન બજાવવી તેનું નામ નરક છે; કામ એ મોક્ષની બારી છે; કામ ન્હાનું હોય પણ તેનું પરિણામ મ્હોટું છે; મેં કર્યું, એ મહા પાપ; દરેક કામ પ્રભુને અર્પણ કરો; આપણા કામકાજ વચ્ચેજ આપણી મુક્તિ; ગરીબ વિદ્યાર્થીઓની હાડમારી; ગરીબ વિદ્વાનોને આશ્રય આપવાની જરૂર; શ્રીમંતોની મ્હોટાઇ! બતી ગુલ !; ગરીબાઇ કેટલું બધું શીખવે છે ?; શ્રીમંતાઇ શામાટે આપવામાં આવે છે ?; આપણે લેવા માટે નહિ, પણ દેવાને માટેજ અવતરેલા છીએ; શ્રીમંતાઇથી શું શું કરી શકાય ?; આપણું સ્વર્ગ કોણ લૂંટી જાય છે ? રોવું તો નરકમાં છે, સ્વર્ગમાં નહિ; જગતના સર્વ ધર્મનો સિદ્ધાંત; ભક્તિની શું જરૂર છે ?; ભક્તિનો અર્થ; ભક્તિનું સ્વરૂપ–ભક્તિ શેમાં છે ?; નવા યુગની નવી ભક્તિ; સંસારમાં સ્વર્ગ એટલે શું ?; સંસારમાં સ્વર્ગ કેમ મળે ?" આવી આવી અનેક બાબતો તે પુસ્તકમાં ખુલાસાવાર સમજાવેલી છે. વળી તેમાં વિશેષ શું છે ? તે માટે તેની પ્રસ્તાવનામાં કહ્યું છે કેઃ—

"તેમાં ભ્રાતૃભાવનો ને દેશસેવાનો મહામંત્ર છે. તેમાં આપણામાં વધારે કામ કરવાનું બળ આવે તેવું જાદુ છે. તેમાં આપણા પોતાનાજ જોરથી ઝડપથી દોડનારી બાઇસીકલ છે. તેમાં આપણી

ભૂલોને ખરા રૂપમાં બતાવનારી અદ્‌ભુત દૂરબીન છે. તેમાં આત્મિક માયનનું-હૃદય ઉર્મિયોનું ફોનોગ્રાફ છે. તેમાં આપણી જોખમદારીઓ બતાવનારૂં (સૂક્ષ્મદર્શક યંત્ર) માઇક્રોસકોપ છે. તેમાં આપણી રોજની ભૂલોનાં જીવતાં ચિત્રો દેખાડનારૂં સીનેમેટોગ્રાફ છે. તેમાં નવું જીવન લાવનારી વિજળી છે. તેમાં જીંદગીનો હેતુ સમજવાની એ. બી. સી. ડી. છે. તેમાં માત્ર માણસોને નહિ પણ પ્રભુને વશ કરવાનું મેસ્મેરિઝમ છે. તેમાં આપણા હૃદયની અંદરનાં પડેપડ જોઈ શકાય તેવાં એકસરેઝ કિરણો છે. તેમાં આપણા જૂના વ્હેમોનાં ઓપરેશન કરવા માટે યૂરોપ અમેરિકાની સુધરેલી ફેશનનાં ઓજારો છે. તેમાં આપણા મગજની-આપણા વિચારોની ગરમી શરદી બતાવનારૂં થરમામીટર છે. તેમાં ભક્તિનો ખુશ કેફ ચ્હડાવે તેવો નરમ પ્રકારનો મીઠો ને શુદ્ધ દ્રાક્ષારસ છે. આસમાન સુધી ઉડી શકાય તેવું તેમાં બલૂન છે. હૃદયના જખમો તુરત રૂઝાઇ જાય એની તેમાં મહાત્માઓની જડી બુટીઓ છે. આપણા શેઠીયાઓની સુસ્તી ઉડી જાય તેવો તીખો તમતમતો ઝમઝમાટી લાવનારો ડોઝ તેમાં છે. પાણી વિનાના કરમાઇ જતા રોપની પેઠે આશ્રય વિના કરમાઇ જતા વિદ્વાનોના તેમાં આબેહુબ ફોટોગ્રાફ છે; અને તેમાં એવા પ્રકારનું હોકાયંત્ર છે કે જેનો કાંટો સદાય પ્રભુ તરફજ રહે છે."

આવી આવી જીંદગી સુધારનારી બાબતો તેમાં છે. રોયલ બાર પેજી લગભગ ૪૦૦ પૃષ્ઠનું દળદાર પુસ્તક, પાકુ પૂંઠું, ચાર સોનેરી નામ સાથે છે. કિંમત રૂપિયો દોઢ હાલ રૂપિયો એક બે આના. પોષ્ટે વી. પી. ખર્ચ ચાર આના જૂદું.

# સાચું સ્વર્ગ.

શું સાચું સ્વર્ગ ? હા, સાચું સ્વર્ગ તે સાચું સ્વર્ગજ છે; કારણ કે તેમાં શ્રેયનો માર્ગ બતાવેલો છે. તેમાંની બાબતોનાં થોડાં મથાળાં વાંચી જોવાથી તે વાતની ખાત્રી થશે.

"સુખ ક્યાં છે ?; દેવને કેમ પ્રસન્ન કરવા ?; હવે ભભુત ભુંસે આરો આવવાનો નથી; કાંઇક પણ ભલું કામ કરો; શાક ભાજીના ત્યાગનું બલૂન કેટલું ક ઉંચું ઉડી શકશે ?; વિશ્વાસ એટલે શું ? મૂર્તિપૂજાએ દુનિયાના સૌ ધર્મોનું પગથીયું છે; દર્શનની મહત્તા; મૂર્તિપૂજાનો હેતુ; પ્રભુપ્રેમ એટલે શું ?; ઇશ્વરી જ્ઞાનનો અર્થ; શાસ્ત્રીઓ અને પ્રોફેસરો વચ્ચે શામાટે જુદાઇ છે ?; જ્ઞાનીઓ ક્યારે પેદા થાય છે ?; મહાત્માઓ પ્રભુની સેવા કેવી રીતે કરે છે ?; પરમાર્થ એ આર્યોના જીવનનું તત્ત્વ છે; સ્વાર્થ ત્યાગરૂપી ભોગ આપ્યા વિના ઇશ્વરી જ્ઞાન નહિ મળે; મહાત્માઓએ આપેલો ભોગ; આત્મજ્ઞાન થયા પછી જ્ઞાનીઓ શું કરે છે ?; પ્રાચીન યજ્ઞોનું રહસ્ય; મંદિરોની મહત્તાનું કારણ; પુજારીઓ બગડયા તેનું કારણ; પ્રભુને નામે ભીખ માગવી એ પ્રભુનું અપમાન કરવા જેવું કામ છે; સેવાનું ફળ વહેંચનારા પુજારીઓ માટે શાસ્ત્રો શું કહે છે ? હિંદુ ધરસંસારમાં બ્રાહ્મણોની સત્તા; દીનતાનો અર્થ શું ?; સુખ મેળવવા માટે જુદા જુદા માણસોના વિચારો; અમેરિકન વિદ્વાન;

# સ્ત્રીઓનું સ્વર્ગ.

તે પુસ્તકમાં શું છે? તે માટે તેની પ્રસ્તાવનામાં કહ્યું છે કેઃ– "આપણા ઘરસંસારમાં હાલમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી છે, અને કેવી હોવી જોઇએ? કૃપાળુ ઇશ્વરે આ સંસારમાં સ્ત્રીઓનો દરજ્જો શું નિર્માણ કરેલો છે? સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબંધ કેવો હોવો જોઇએ? સ્ત્રીઓમાં પ્રેમ કેમ વધી શકે? સ્ત્રી પુરૂષના સ્વભાવમાં ને પ્રકૃતિમાં શું ફેર છે? સ્ત્રીઓ કેમ સુધરી શકે? ધણી ધણીયાણીનો સાચો સ્નેહ કેવો હોવો જોઇએ? સ્ત્રીઓનું વધારેમાં વધારે ભલું શાથી થઇ શકે? સ્ત્રીઓ માટે જૂના વિચારના લોકો શું કહે છે, અને આગળ વધેલા વિદ્વાનો શું કહે છે? અજ્ઞાન સ્ત્રીઓ પોતપોતાની અંદર કેવી વાતો કરે છે અને કેળવાયલી સ્ત્રીઓ પોતપોતાની અંદર કેવી વાતો કરે છે? લગન સ્નેહમાં કેટલા બધા ફાયદા છે, અને લગન ન કરવાથી કેટલી બધી હાની છે? ઉંચી જાતના અલૌકિક પ્રેમમાં કેવી લ્હેઝત છે? અને પોતાના ઘરમાં રહીને પણ ભલાં કામો સ્ત્રીઓ શી રીતે કરી શકે? તથા આ જીંદગીમાં સ્ત્રીઓની મુખ્ય કામગીરી શું છે? એ બધી બાબતો બહુજ સહેલી ભાષામાં, બહુજ નવારૂપમાં, બહુજ ઉંચા વિચારોમાં અને બહુજ અસરકારક રીતે લખવામાં આવેલી છે; કારણ કે જ્યારે સ્ત્રીઓ સુધરશે ત્યારેજ આપણામાં નવું જીવન આવશે અને ત્યારેજ આપણો દેશ સુખી થઇ શકશે એમ હું માનું છું; માટે સ્ત્રીઓને લગતાં ઘણાં પુસ્તકો મ્હેં વાંચેલાં છે, એટલુંજ નહિ પણ પ્રેમના સાહિત્યનો ને સ્ત્રીઓનો સ્વભાવ સમજવાનો ઘણાં વરસો સુધી મહેનત કરીને મ્હેં ખાસ અભ્યાસ કરેલો છે; તેથી હું હિંમતથી કહું છું કે આ

પુસ્તકમાં સ્ત્રીઓને સમજવા જેવી ઘણીએ ઉંચી ઉંચી નવી નવી બાબતો છે. માટે સૌ બ્હેન ભાઇઓએ સ્ત્રીઓનું સ્વર્ગ જરૂર વાંચવું જોઇએ."

તે પુસ્તકમાંની બાબતોનાં થોડાં મથાળાં:—

"ચંદ્રમુખી કહેવાથી રાધાજી રીસાઇ ગયાં !; હીરાનું એરીંગ; બગીચાની સ્હેલ; દેવ અને ઈશ્વરનો સંબંધ કેવો છે, એ તમે જાણો છો !; સ્વર્ગમાંથી દેવો કેમ પડી જાય છે ?; આપણા શાસ્ત્રી બાવાઓ; સ્ત્રીઓનો અવતાર શામાટે છે ?; સ્ત્રીઓનો મહિમા; દરેક લોકોના ધર્મ જુદા જુદા હોય છે; સ્ત્રીઓ વિના પુરૂષોની સ્થિતિ કેવી હોય ?; લગ્ન એટલે શું ?; લગ્ન માટે ઋષિયોના વિચારો; સેવા ધર્મની ઉત્તમતા; પુરૂષોની વહાલામાં વહાલી ઇચ્છા શું ?; સેવા એટલે શું ?; સ્ત્રીઓ આનંદનો અવતાર છે; લગ્ન એ યજ્ઞ છે; લગ્નનો અર્થ; લગ્ન ન કરવું એ મહાપાપ છે; લગ્ન સ્નેહની ખુબી; સમાન હક્કથી થતી ખરાબી; બાલની રમત; અરીસાની રમત; પાણીની રમત; પોતાની વહાલી માટે પ્રેમીઓને થતા અનુભવો; સેવા ધર્મ અને સમાન હક્કની સરખામણી; હક્કથી વધારે મેળવી શકાય કે પ્રેમથી ?; પ્રેમમાં હક્ક હોય કે ?; સ્ત્રીઓમાંથી સ્ત્રીપણું ઓછું કરવું એમાં ખુબી છે કે સ્ત્રીઓમાં સ્ત્રીપણું વધારવું એમાં ખુબી છે ?; સ્ત્રીઓના પ્રેમનું બળ; પ્રેમ એજ જગતનું જીવન છે; સ્ત્રીઓ શું શું કરી શકશે ?; સ્ત્રી એટલે શું ?; માશુકમાં ઇશ્વરભાવ; ભક્તિ અને જ્ઞાનનો દરવાજો પ્રેમ છે; સ્ત્રીઓ માટે શાસ્ત્રીજીના વિચારો; અમારી પાડોશણે વહુને આપેલી શીખામણ; સ્નેહને વધતો કોણ અટકાવી શકશે ?;—બ્હેન મંડળ; પાર્વતી-

બાઈની વાતો; ભૂલને સુધારી લેવી જોઇએ કે વધારી દેવી જોઇએ ?; કામ શીખવવાની રીત; વહુને કેળવવાની યુક્તિ; અમારે તો કુટુંબ સ્નેહમાંથીજ મોક્ષ મેળવવો છે; મને કેવી વહુ જોઇએ ?; મ્હારી પ્રેમિલી જોગણ; મ્હારૂં લગ્ન થયું એ વખતે હું કેવી હતી ?; સાસુજીનો ઉપકાર; માન મેળવવા માટે શાસ્ત્રીજીને તેની વહુ સાથે થયેલી લડાઈ; સાજા થવાની સ્હેલી દવા; મિતાહાર એટલે શું ?; જમવા ને જમાડવાના નિયમો; શેઠના બાપનું શ્રાદ્ધ; વધારે જમાડવાથી થતાં પાપો; અસલના બ્રાહ્મણોનું મિતાહારપણું; માતાઓની મુર્ખાઇથી થતાં બાળકોનાં ખૂનો; અફીણ કરતાં પણ આ વધારે ખરાબ છે; અપવાસ કરનારી એક વિધવા બાઇની હકીકત; આપણી બ્હેનો સલાહ સાંભળીને કેવાં ફળો મેળવે છે તેનો નમુનો; શેઠાણીના હાથની માદરડી; આપણે કઈ જાતનું તપ કરવું જોઇએ ?; તમારે તમારા આત્માના કલ્યાણ સામે જોવું છે કે લોકોના બોલવા સામે જોવું છે ?; જે ભાગ્યશાળી હોય તેનેજ ભલાં કામો કરવાની તક મળે છે; સ્ત્રી કેળવણી માટે પ્રાચીન ઋષિયોના વિચારો; પ્રેમનું ઉંચામાં ઉંચું સ્વરૂપ; મને કેવો વર ગમે ?; સ્ત્રીઓનાં હસતાં મ્હોડાનો પ્રતાપ; સ્વર્ગનો સંદેશો.

આવી આવી સ્ત્રી ઉપયોગી અનેક બાબતોથી તે પુસ્તક ભરપૂર છે. તેની ભાષા સાદી અને સ્હેલી હોવાથી તુરત તેમાં સમજણ પડે છે. રોયલ બાર પેજી ૪૪૦ પૃષ્ઠ, પૂઠું પાકું, ત્રણ સોનેરી નામ વાળું સુંદર પુસ્તક છે. કિંમત રૂપિયો દોઢ. હાલ રૂપિયો એક બે આના. પોષ્ટેજ વી. પિ. ખર્ચ ચાર આના જુદું.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર
કાલબાદેવીરોડ, હાથીબીલ્ડીંગ, મુંબઈ નં. ૨

# સ્વર્ગની સીડી.

સ્વર્ગની સીડી તે ખરેખર સીડીજ છે. પ્રભુ તરફ જવાના માર્ગમાં—સ્વર્ગ તરફ જવાના માર્ગમાં જીજ્ઞાસુઓ અને ભક્તોને ખાસ ઉપયોગી થઈ પડે તેવી વાતો ખુલાસાપૂર્વક તે પુસ્તકમાં ક્રમસર બતાવેલી છે. વળી "ગીતાના અભ્યાસમાંથીજ આ પુસ્તકની ઉત્પત્તિ થયેલી હોવાથી ગીતામાંથીજ ધર્મનાં જુદાં જુદાં અંગો સ્પષ્ટ કરવાનો તથા સાબીત કરવાનો વિચાર થયો; તેથી ધર્મનું અસલ સ્વરૂપ, પ્રભુ તરફની આપણી ફરજ, જગતના જીવો તરફની આપણી ફરજ, આપણા મનને જીતવાની યુક્તિઓ, આ દુનિયામાં ફતેહ મેળવવાના ઉપાયો, આત્મિકબળ ખીલવી આત્માનું સ્વરાજ્ય સ્થાપવાના વિચારો, ભવિષ્યની પ્રજાના કલ્યાણના માર્ગો, દેશની આબાદી વધારવાના ઉપાયો, અભયપણું મેળવવાની કુંચીઓ અને આપણાં ગરીબ ભાઇ બ્હેનોની સેવા કરવાનો મહામંત્ર તથા અંતે પ્રભુનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાના સ્હેલા ઉપાયો, એ બધી બાબતો બહુ વિસ્તારપૂર્વક ગીતામાંથીજ—ગીતાનાં પ્રમાણોથીજ—આ પુસ્તકમાં સિદ્ધ કરેલી—" બતાવેલી છે.

તે પુસ્તકમાં જુદી જુદી બાબતોનાં ૧૨ પગથીયાં છે. જેમકેઃ—

૧ **ધર્મ વિષે**—તે પ્રકરણ—પગથીયામાં ધર્મ એટલે શું? શા માટે મનુષ્યને ધર્મની જરૂર છે? ધર્મનો હેતુ શું છે? ધર્મની કુંચી કઇ? ધર્મનાં લક્ષણો શું શું છે? બધા ધર્મો છોડીને ભગવાનને શરણે જવું એટલે શું? તથા ધર્મનું છેલ્લામાં છેલ્લું જ્ઞાન વગેરે વાતો ખુલાસાપૂર્વક છે.

૨. **ઈશ્વરી જ્ઞાન મેળવવા વિષે**—તેમાં તે જ્ઞાનની ખુબી, તે

જ્ઞાન કોને મળી શકે? તે જ્ઞાન માટે કેટલી બધી લાયકાત જોઇએ? તે જ્ઞાન શા માટે મેળવવું જોઇએ? તે જ્ઞાનનો મહિમા, તે જ્ઞાનની ઉત્તમતા, તે જ્ઞાનની પવિત્રતા, તે જ્ઞાનનું ફળ, અને તે જ્ઞાનજ સત્ છે; વગેરે વગેરે વિગતવાર સમજાવેલું છે.

૩. **ઈશ્વરના કૃપાપાત્ર હરિજનોનું પહેલું લક્ષણ શું છે તે વિષે**–તેમાં કૃપાપાત્ર એટલે શું? અને પહેલું લક્ષણ અભય–ડરવું નહિ એજ છે, તે વિષે વિગતવાર ખુલાસો છે.

૪. **ભક્તિનાં પહેલાં ફળ વિષે**—તેમાં ભક્તિનું પહેલું ફળ "આ સંસારમાં સુખી જીંદગી ભોગવવી એજ છે એ વાત બતાવેલી છે.

૫. **સુખ મેળવવાના ઉપાયો વિષે**—તેમાં સુખ એ શું છે તથા દુઃખ એ શું છે? તથા એ ક્યાંથી અને કેમ ઉત્પન્ન થાય છે? અને દુઃખ મટાડી સુખ કેમ મેળવી શકાય, તે વાત સમજાવેલી છે.

૬. **ધર્મનો પાયો શું તે વિષે**—તે પાયો કયો? અને તે કેમ પકડવો? તે વાત અર્જુનને શ્રીકૃષ્ણભગવાને ગીતામાં કહેલી તે ઉપરથી ખુલાસાપૂર્વક બતાવેલી છે.

૭. **મરવાથી ડરવું નહિ ને મરી જાય તેનો અફસોસ કરવો નહિ એ વિષે પ્રભુનો હુકમ**—તે પ્રકરણ વાંચ્યા પછી માણસ મ્હોતની ફિકરમાં પડયો રહેતો નથી, કારણ કે તેમાં મ્હોત એટલે શું? મ્હોત શા માટે આવે છે? મ્હોતથી ફાયદો છે કે નુકસાન? મ્હોતને જેટલું દુઃખદાયક માનીએ છીએ તે સાચું છે કે ખોટું? અને તેનાથી શા માટે ન ડરવું? વગેરે વગેરે વાતો લંબાણ ખુલાસાપૂર્વક દાખલા દલીલો સાથે સમજાવેલી છે.

૮. **મનને જીતવાના ઉપાયો વિષે છે**—તેમાં મનને જીતવા માટે ગીતામાં ભગવાને બતાવેલી કુંચીઓ બતાવેલી છે.

**૯. જુદી જુદી જાતના સારા માઠા પ્રસંગોએ કરવાની પ્રાર્થના વિષેઃ**—તેમાં પ્રાર્થના એટલે શું? પ્રાર્થનાની જરૂર શું? પ્રાર્થનાનું ફળ શું? વગેરે બાબતો સાથે તે કરવાની રીતી પણ બતાવેલી છે. જેમકેઃ—સવારમાં ઉઠતી વખત, જમતી વખત, રાતના સુતી વખત, કાંઈક મ્હોટું કામ શરૂ કરતી વખત, કામ પાર પડે તે વખત, વરસગાંઠને દિવસે, લગ્ન થાય તે વખત, પરદેશ જતી વખત, કુટુંબમાં પુત્ર કે પુત્રી જન્મે તે વખત, શ્રાદ્ધને દિવસે, મંદવાડ વખત, રોગ મટે તે વખત, કોઈ વહાલું સગુ મરી જાય તે વખત, નુકશાન થાય તે વખત, મંદિરમાં દર્શન કરતી વખત વગેરે વગેરે પ્રસંગે કરવાની રીતી બતાવેલી છે.

**૧૦. પ્રભુનો હુકમ છે કે તમારી જીંદગીનાં દરેક કામો બુદ્ધિપૂર્વક સંપૂર્ણ રીતે વિચારી વિચારીને કરો તે વિષે છે.** તેમાં જ્ઞાનની મહત્તા, જ્ઞાનની ખુબી, જ્ઞાનીઓજ પ્રભુને વહાલા છે તે વાત તથા જ્ઞાનથીજ મોક્ષ મળે છે તે વાત બતાવેલી છે; તેમજ જ્ઞાન મેળવવાનો પ્રકાર તથા તહેવારોનાં રહસ્યો તથા તે ઉપરથી લેવો જોઇતો બોધ વગેરે બાબતો દાખલા દલીલો સાથે ખુલાસાપૂર્વક તે પ્રકરણમાં એટલે પગથીયામાં સમજાવેલી છે.

**૧૧. ખાવાપીવાના નિયમો વિષે તથા ૧૨ મું નિદ્રા વિષે છે.**

ઉપર મુજબ જીજ્ઞાસુઓને આત્મોન્નતિના રસ્તામાં ઉપયોગી થઇ પડે તેવી વાતોથી તે પુસ્તક ભરેલું છે, અને શ્રીમદ્ભગવદ્ગીતામાંથીજ એ સર્વ વાતો લીધેલી હોવાથી તે પુસ્તક ગીતાના રહસ્યરૂપ છે.

રોયલ બાર પેજી લગભગ ૪૫૦ પૃષ્ઠનું દળદાર પુસ્તક છે. પૂઠું પાકું, ચાર સોનેરી નામ કિંમત રૂપિયો દોઢ હાલ રૂપિયો **એક બે આના.** પોષ્ટેજ વી. પી. ખર્ચ ચાર આના જુદું.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર**

**કાલબાદેવીરોડ, હાથીબીલ્ડીંગ, મુંબઈ નં. ૨**

# સ્વર્ગનું વિમાન.

( ત્રીજી આવૃત્તિ. )

સ્ત્રીઓ તથા બાળકો પણ સ્હેલાઇથી સમજી શકે અને તેમાં તેઓને પણ રસ લાગી જાય તેવી જાતના ભક્તિ–જ્ઞાન–પ્રભુપ્રેમના ૩૨૫ દાખલાઓ આ પુસ્તકમાં છે. તેની ત્રણ આવૃત્તિઓ થઇ ગઇ છે એજ એના ઉપયોગીપણાની અને લોક પ્રિયતાની સાબીતી છે. સ્વર્ગનું વિમાન, એ ઘણાએ ભક્તમંડળોમાં, ઘણીએ સત્સંગ મંડળીમાં, ન્હાનાં ન્હાનાં મંડળોમાં અને ઘણાએ ગૃહસ્થોના ઘરમાં પ્રેમથી અને હોંસથી વારે વારે વંચાય છે. તે પુસ્તક લોકોમાં જાણીતું થયેલું છે, એટલે તે વિષે વધુ લખવા જરૂર નથી. તોપણ છેવટે આ વાંચનાર સૌ ભાઇ બ્હેનોને એજ કહેવાનું છે કે જો આ પુસ્તક વારંવાર વાંચશો તો ધર્મનાં રહસ્યો સ્હેલાઇથી સમજી શકશો અને બીજાંઓને તે સમજાવી શકશો તથા દિન પ્રતિદિન તમારા અંતરમાં પ્રભુ પ્રેમ વધતો જશે, એટલે વિકારો ઓછા થઇ જશે, તેથી દુનિયામાં સુખથી રહી શકાશે અને આત્મિક દિલાસો મેળવી શકાશે. આ બધું થવા માટે "સ્વર્ગનું વિમાન" તમારૂં હમેશનું દોસ્ત બની રહે તેમ કરો. યાદ રાખજો કે તમારા હૃદયમાં શુભેચ્છા હશે તો આ "સ્વર્ગનું વિમાન" ની દોસ્તી છેક સ્વર્ગ સુધી કામ લાગી શકે તેમ છે. માટે અમે તે વારંવાર વાંચવાની ભલામણ કરીએ છીએ.

રોયલ બારપેજી ૩૯૦ પૃષ્ઠ, પૂઠું પાકું, કિંમત રૂપિયો એક હાલ રૂ. ૦॥। પોષ્ટેજ વી. પી. ખર્ચ ચાર આના જુદું.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

કાલબાદેવી રોડ, હાથી બીલ્ડીંગ, મુંબઇ નં. ૨.

# સ્વર્ગની કુંચી.

આ પુસ્તક પણ ભક્તિ માર્ગના ઉત્તમ સિદ્ધાંતો સ્હેલી રીતે સમજાવનારા ૨૧૦ દાખલાઓથી ભરેલું છે. તેમાં ઈશ્વર વિષે, ઈશ્વરનાં નામ માહાત્મ્ય વિષે, પ્રભુ પ્રેમ વિષે, ભગવદ્‌સેવા તથા ભક્તિ વિષે, ભગવદ્ ઈચ્છાને આધીન થવાની જરૂર વિષે, પરમાર્થ વિષે, હરિજનો સંતો ભક્તો સાધુઓ વૈષ્ણવો વિષે, સત્સંગ વિષે, માળા ફેરવવા વિષે, આપણાં આચરણો સુધારવા વિષે, વિશ્વાસ વિષે, શ્રવણ વિષે, ધ્યાન વિષે, પ્રભુના મંદિરોમાં જવા વિષે, ગુરૂ વિષે, માબાપ તથા છોકરાંઓની ફરજો વિષે, જલદી કરવા વિષે, વૈરાગ્ય તથા જગતના મિથ્યાપણા વિષે, જુદા જુદા મતપંથ તથા ધર્મો વિષે, લોભ વિષે, અભિમાન વિષે, વ્યભિચાર તથા પતિવ્રતપણા વિષે, પરનિંદા તથા અદેખાઈ વિષે, ચોરી વિષે, સદ્‌ગુણ દુર્ગુણ વિષે, પાપ વિ[illegible] વગેરે બાબતોના દાખલાઓ છે. તેથી તે પુસ્તક ખાસ વાંચવા જેવું છે. એ પુસ્તક તે ખરેખર સ્વર્ગની કુંચી રૂપજ થઇ પડે તેવું છે; કારણ કે તે વાંચવાથી અને તેમાં કહેલા નિયમો પાળી આપણાં આચરણ સુધારવાથી ધર્મની ફરજો રૂડી રીતે બજાવવાનું, દુનિયાંદારીની જંજાળ વચ્ચે પણ શાન્તિથી રહી શકવાનું, પાપથી બચવાનું, ભગવદ્ ઈચ્છાને આધીન થવાનું અને પ્રભુ પરાયણ જીંદગી ગાળવાનું બળ આવી જાય છે. તે પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. રૉયલ બાર પેજી ૫૫૦ પૃષ્ટનું દળદાર પુસ્તક, ત્રણ સોનેરી નામ. કિંમત રૂ. ૧ હાલ રૂ. ૦।।। પોષ્ટેજ વી. પી. ખર્ચ ચાર આના જુદું.

# સ્વર્ગનો ખજાનો.

ભક્તિ માર્ગના ૧૨૫ દાખલાઓનું પુસ્તક કિંમત રૂ. એક. તે હાલ ખલાસ થયાં છે. ફરી છપાશે ત્યારે મળશે.

# પ્રેમ પ્રેમ ને પ્રેમ.

ગુજરાતી ભાષામાં પ્રેમને માટે આવું એકે પુસ્તક નથી. તેની પહેલી આવૃત્તિ ખલાસ થવાથી તે કરતાં ઉંચા કાગળો, સારા ટાઈપો અને સુંદર બાઇન્ડીંગવાળી બીજી આવૃત્તિ તૈયાર થાય છે. પહેલાં કિંમત રૂ. ૧। છે તે હવે કિંમત રૂ. ૧ રહેશે. અગાઉથી નામ નોંધવામાં આવે છે.

ઉપલાં તથા પાછળ જણાવેલાં સ્વર્ગનાં પુસ્તકોમાં ધર્મ સંબંધી એવા ઉદાર વિચારો છે કે તેથી તે પુસ્તકો દરેક ધર્મના લોકો પસંદ કરે છે. જેમકે–શિવ ધર્મી બ્રાહ્મણો તે હોંસે હોંસે વાંચે છે, તેમજ જૈનના સાધુઓ, સ્વામીનારાયણના સાધુઓ, વૈષ્ણવોના મહારાજો, સંન્યાસીયો, વહોરાઓ, પારસીઓ, ખોજાઓ તથા દેશી ખ્રીસ્તીઓ પણ તે પુસ્તકો પ્રેમપૂર્વક વાંચે છે અને તેમાંના દાખલાઓનો પોતાની વાતચિતમાં ઉપયોગ કરે છે. એવાં એ સાર્વજનિક પુસ્તકો છે માટે તે વાંચવાની સૌ ભાઇ બ્હેનોને વિનંતિ કરીએ છીએ.

**સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી** તથા **સ્વર્ગનો ખજાનો** ગાયકવાડ સરકારના કેળવણી ખાતાંએ મંજુર કરેલાં છે.

મળવાનું મુખ્ય ઠેકાણું:—

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

કાલબાદેવી રોડ, હાથી બીલ્ડીંગ,–મુંબઇ નં. ૨.

# વિવિધ ગ્રંથમાળામાં

## જાહેર ખબર છાપવાના દર.

હાલ આ ગ્રંથમાળાનાં દર માસે ચારથી ૭ હજાર પુસ્તકો નીકળે છે. તેમાં જાહેર ખબરો લેવાના ભાવ સર્વને સુગમ થવા અર્થે મુદત પર ન ઠરાવતાં પુસ્તકોની સંખ્યા ઉપર ઠરાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

| જાહેર ખબર કેટલાં પુસ્તકોમાં છપાશે. | એક પેજનો ભાવ રૂ. | અર્ધા પેજનો ભાવ રૂ. |
|---|---|---|
| ૫૦૦૦૦ | ૫૦ | ૩૦ |
| ૨૫૦૦૦ | ૩૦ | ૧૮ |
| ૧૫૦૦૦ | ૨૦ | ૧૨ |
| ૧૦૦૦૦ | ૧૫ | ૯ |
| ૫૦૦૦ | ૯ | ૫ |
| ૨૫૦૦ | ૫ | ૩ |

**સૂચના**—(૧) બસો ચારસો કમી જાસ્તી પ્રતમાં છપાશે તે બદલે કોઇ વધઘટ થશે નહિ. (૨) એક પેજ રોયલ ૧૬ પેજી કદનું હોય છે જેમાં પાઇકા અથવા ઇંગ્લીશ ટાઇપની ચોવીસ છાપેલી લાઇનો માઇ શકશે. દરેક લાઇન સ્હાડાત્રણ ઈંચ લાંબી આવશે. (૩) પૈસા અગાઉથીજ લેવાશે. રૂ. ૧૫) થી વધુ થતા હશે તો બે કટકે પણ ચાલશે. (૪) જાહેર ખબર આપનારને આ ગ્રંથમાળાનાં પુસ્તકો જોઇએ તો તે બદલ પોતાને પસંદ હોય તે વર્ગનું મૂલ્ય જાહેર ખબરના મૂલ્ય સાથેજ મોકલવું જોઇયે. (૫) કોઇ પણ જા. ખ. સ્વીકારવી કે નહિ તે વ્યવસ્થાપકની મરજીપર રહેશે. (૬) ગ્રંથમાળા સાથે પુસ્તક ૪૦ નાં હેન્ડબીલ વહેંચવા બદલ દર હજાર હેંડબીલ દીઠ રૂ. ૫).

વધુ માટે લખો, 'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય.

ઠે. હાથી બીલ્ડીંગ, ભાંગવાડીને નાકે, કાલબાદેવી રોડ—મુંબઇ.

"સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."
—સ્વ. ગો. મા. ત્રિપાઠી.

સંપૂર્ણ રીતે સ્ત્રીઓમાટે પ્રકટ થતું—મ્હોટું અને સોંઘું,—ઉત્તમ **માસિકપત્ર:**

# સુન્દરી સુબોધ.

यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

સ્ત્રીઓ, બાળકો અને કુટુંબોને કેળવણી આપી ત્હેમની હાલત સુધારવા, ત્હેમનાં દુઃખ અને દર્દ ઓછાં કરવા, તથા ત્હેમને નિર્દોષ આનન્દનાં સાધન પૂરાં પાડવા આ પત્ર દરમાસે પ્રકટ કરવામાં આવે છે. દરેક ગૃહસ્થે પોતાનાં તથા પોતાના કુટુંબનાં **સુખ, શાન્ત, આનન્દ** અને **ઉત્કર્ષ** માટે આ માસિક વાંચવાની ખાસ જરૂર છે.

**'સુન્દરી સુબોધ'** મંડળ અને **અબલા સહાયક ફન્ડ**ની આ પત્રને અંગે એક ખાસ યોજના આપણાં અજ્ઞાન, નિરાધાર, દુઃખી અને નિર્બળ,—સ્ત્રીઓ તથા બાળકોને સહાય કરવા તૈયાર કરવામાં આવી છે. પોતાનાં ભાઇ બ્હેનનાં કષ્ટ તથા દર્દ ઓછાં કરવાના શુભકાર્યમાં મદદ કરવા જે સ્વદેશ પ્રેમી મહાશયને લાગણી તથા વૃત્તિ હોય ત્હેમણે **સુન્દરી સુબોધ** વાંચવું અવશ્યનું છે.

**ગમ્મત સાથે જ્ઞાન: જ્ઞાન સાથે ઉન્નતિ!** આ પત્રમાં જાતજાતનાં, વાંચવાલાયક, બોધદાયક રમુજી અને રસીલાં, સ્ત્રી અને પુરૂષ લેખકોનાં લખાણ દર મહિને પ્રકટ થાય છે. સંપૂર્ણ **વાર્તાઓ** ઉપરાંત ગૃહ, ધર્મ, કુટુંબ, સમાજ અને તનદુરસ્તીને લગતા વિવિધ લખાણોને માટે **સુન્દરી સુબોધ** જાણીતું છે. કવિતાઓ, નિબંધો, સતી સ્ત્રીઓનાં **જીવન ચરિત્રો**, ગમ્મત આપતા વિષયો, સ્ત્રીઓ તથા બાળકોને ખાસ ઉપયોગી વિદ્યાકલા અને વૈદક, તથા **થોડી કેળવણી પામેલી સ્ત્રીઓ અને બાળકો માટે ખાસ લેખ,**

એવાં એવાં અનેક લખાણો ત્હેમાં આવે છે. દરેક સ્ત્રી તથા બાળકે આ પત્ર વાંચવું એ જરૂરનું છે; અને તે રમુજની સાથે કેળવણી આપતુ હોવાથી તેઓને એક આશીર્વાદ સમાન છે.

દરમહિને મ્હોટાં (રોયલ આઠ પેજી) બત્રીસપાના; વાર્ષિક લવાજમ,—ફક્ત સવા રૂપિયો: (ટપાલ ખર્ચ સહિત). હિન્દુસ્થાનની બ્હાર,—દોઢ રૂપિયો.

ગ્રાહકોને દરવર્ષે એક સુન્દર, મનોરંજક, રસીલું, સુબોધક **પુસ્તક ભેટ** મળે છે અને તે ઉપરાંત તદ્દન સ્ત્રીઓથીજ લખાયલો એક મ્હોટો **ખાસ અંક** પણ આપવામાં આવે છે. આ ઉપરાંત ઘણાં ઉપયોગી, રસીલાં **નવલકથાનાં** તથા **વૈદક ચરિત્ર, ગીતો,** વગેરેનાં **પુસ્તકો ઘણી ઓછી કિમ્મતે ખાસ લાભ** તરીકે આપવામાં આવે છે.

**સુન્દરી સુબોધનું** નવું વર્ષ સપ્ટેમ્બર મહિનાથી શરૂ થાય છે અને ગ્રાહક શરૂઆતથીજ થવાય છે એટલે નવા ગ્રાહકોને પણ પાછલા અંક મળે છે. પત્રનું **નવમું** વર્ષ શરૂ થયું છે.

**ઝાહેર ખબર માટે** સુન્દરી સુબોધ ઉત્તમ સાધન છે. આ માસિક પોતાના મ્હોટા ઉપયોગીપણાને લીધે હિન્દુ, મુસલમાન અને પારસી દરેક કોમમાં બ્હોળો ફેલાવો પામ્યું છે; અને ગુજરાત—કાઠિયાવાડમાં ત્હેનો સારો પ્રસાર હોવા ઉપરાંત કલકત્તા, રંગુન, દિલ્હી, પંજાબ, મદ્રાસ અને હિંદુસ્થાનની બ્હાર દક્ષિણ અને પૂર્વ આફ્રિકા તથા વિલાયતના પ્રદેશોમાં પણ—જ્યાં જ્યાં આપણા સાહસિક ગુજરાતી બન્ધુઓ ગયા છે ત્યાં ત્યાં સર્વ સ્થળે તે એકસરખો આવકાર પામ્યું છે. દર મહિને ત્હેની **૨૦૦૦ નકલો** પ્રકટ થાય છે અને વિદ્વાન્ તેમજ સાધારણ જ્ઞાનવાળાં, શ્રીમન્ત તથા સાધારણ સ્થિતિવાળાં સઘળાં કુટુમ્બોમાં ત્હેની દર મહિને આતુરતાથી રાહ જોવાય છે, અને **હર હમ્મેશ ત્હેની** માગણી વધતી જાય છે. **ઝાહેર ખબર માટે ભાવ** માગ્યેથી મોકલી આપવામાં **આવશે.**

## સ્ત્રી-ઉપયોગી ઉત્તમ અને સુબોધક પુસ્તકો:

(આપણાં કુટુમ્બની વાંચી શકે એવી દરેક સ્ત્રીને ભેટ આપવા લાયક—આપણો ઘરસંસાર સુધારવામાં જબરી મદદ કરે એવાં—અને ત્હેની સાથે ઘણોજ રસ-આનન્દ આપે એવાં—આ પુસ્તકો સ્ત્રીઓ માટેજ રચાયલાં હોવાથી દરેક માણસને આશીર્વાદ સમાન છે. અને ત્હેનો સહુથી એક સરખો લાભ લઇ શકાય માટે કિમ્મત પણ ખાસ ઓછી રાખવામાં આવી છે.

**વાર્તાલહરી:** (ન્હાની ન્હાની સંપૂર્ણ, રસીલી વાર્તાઓનો સંગ્રહ.) મૂલ્ય રૂ. ૧—૦—૦.

**યોગિની:** બીજી આવૃત્તિ: (સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી મનોરંજક નવલકથા. સારા કાગળ પાકું પૂઠું. ૦—૧૨—૦.

**મૃદુલા:** સ્ત્રીઓએ ખાસ વાંચવા લાયક નવલકથા. ૦—૮—૦.

**કપિંજલા:** સ્ત્રીઓને ખાસ રસ પડે એવી નવલકથા. ૦—૬—૦.

**ગીતમાળા:** ( ભાગ ૨ ) સ્ત્રી ઉપયોગી ઉત્તમ ગીત. ગરબાનો સંગ્રહ. ૦—૬—૦.

(ટપાલ ખર્ચ જુદું પડશે.)

લખો:—

"સુન્દરી સુબોધ" મન્દિર

અમદાવાદ.



# અઢીસો રૂપીઆમાં અમર નામ.

નડિઆદ હિંદુ અનાથ આશ્રમના મકાનનું બાકીનું કામ ફરીથી શરૂ કરવામાં આવ્યું છે. આશ્રમના અંગે નિશાળ, કલામંદીર, અપંગ ગૃહ, સ્ત્રીઓ માટેનું પૃથક ગૃહ વિગરે માટે હાલમાં નવી પચીસ ઓરડીઓની જરૂર છે. આવી દરેક ઓરડી બાંધતાં પાંચસો રૂપીઆનો ખર્ચ થાય છે તથાપી કોઇ ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તે ઉપર આરસપહાણની તકતી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. હાલના મકાનમાં જુદા જુદા ૨૧ ગૃહસ્થોએ પોતાના નામની ઓરડીઓ બંધાવા આપેલી છે. આશા છે કે દાનશિલ હિંદુ પ્રજા આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહિ. વધુ વિગત માટે લખોઃ-

**મંત્રી—હિંદુ અનાથ આશ્રમ—નડીઆદ.**

# શ્રી મહાપ્રભુજીના પ્રાગટ્યનો સચિત્ર

# ખાસ અંક

વૈષ્ણુવ ધર્મ પ્રકાશ માસિક પત્રની ઑફીસથી આ ખાસ અંક બહાર પડયો છે. તે અંક ૧૦૦ પાનાનો હોઇ તેમાં જુદા જુદા ગોસ્વામી બાળકોના ૧૧ સુંદર ફોટા દાખલ કરવામાં આવ્યા છે. લેખ ઘણાજ ઉત્તમ હોવાથી વૈષ્ણુવોમાં ઘણોજ પ્રિય થઇ પડયો છે. હવે થોડી નકલો બાકી છે. જરૂર હોય તેમણે એક માસની અંદર ખાસ અંક મંગાવી લેવો. કિંમત ટપાલ વી. પી. સાથે ફક્ત ૦-૬-૦, વૈષ્ણુવ ધર્મ પ્રકાશના ગ્રાહકોને ભેટ આપવામાં આવે છે.

## વૈષ્ણુવ ધર્મ પ્રકાશ ઑફીસે મળતાં પુસ્તકો.

| | |
|---|---|
| શ્રી કૃષ્ણુ લીલામૃત ... | ૧-૦-૦ |
| તત્વદીપ નિબંધ ... | ૧-૦-૦ |
| બાળા પ્રસંગનો સાર. | ૦-૪-૦ |
| પુષ્ટિમાર્ગનો સાચો સિદ્ધાંત. | ૧-૦-૦ |
| વૈષ્ણુવોપયોગી પાઠપોથી. | ૦-૪-૦ |
| કામાખ્ય દોષ વિવરણુ. | ૦-૨-૦ |
| મહીકાંઠા ડીરેકટરી ... | ૫-૦-૦ |
| દેશી રાજ્યનો કારભાર. | ૧-૦-૦ |
| લક્ષ્મી અને મેના. ... | ૦-૧૨-૦ |
| તિલકનું બાળચરિત્ર ... | ૦-૨-૦ |
| કમળા ગવરી. ... ... | ૦-૩-૦ |
| પાછલા ત્રણુ વર્ષના માસીક પત્રના અંક ભેટ સાથે. | ૧-૦-૦ |
| શ્રી ગુસાંઇજીકૃત વિજ્ઞપ્તિ. | ૦-૪-૦ |
| શ્રી નાથજીનું પ્રાકટ્ય ... | ૦-૮-૦ |
| વૈષ્ણુવોના ૨૪ ગ્રંથનો ગુટકો. ... ... ... | ૦-૧-૦ |
| રત્નોની માળા. ... ... | ૦-૧-૦ |
| શ્રી ગોસ્વામી બાળકોના ફોટા ૨૫ પ્રતના. ... | ૦-૮-૦ |

દરેકનું પોષ્ટ અને વી. પી. ખર્ચ જુદું.—

**વ્યવસ્થાપક વૈષ્ણુવધર્મ પ્રકાશ, મુ. રૂપાલ.**

**પોષ્ટ અમનગર—મહીકાંઠા.**

# કડવાવિજય માસિક.

કડવા પાટીદાર જ્ઞાતિની સંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા અને ખેતીવાડીની ઉન્નતિ કરવા આજે ચાર વર્ષથી સતત પ્રયાસ કરી રહ્યું છે. જ્ઞાતિની જુદે જુદે ઠેકાણે મળતી સમાજો, સભાઓ, પંચ અને ગોળને લગતી સવિસ્તર હકીકત, ગામ પરગામના જાણવા જોગ સમાચાર અને ખેતી વાડીના સુધારા માટે જુજ ખર્ચે સ્હેજ થઇ શકે તેવા ઉત્તમ ઉપાયો શોધી કાઢી ખેડુત બંધુઓને માટે જાહેર કરે છે, અને ટુંકામાં ધર્મ અને નીતિ પ્રમાણે ચાલી એક બીજાની મદદથી ધન પ્રાપ્ત કરી આ લોક અને પરલોક સુધારવાની અનેક ઉત્તમ રીતિઓ દર્શાવે છે. રોયલ ૬ાા×૧૦ ઇંચિના ૨૪ પૃષ્ઠનું દળદાર માસિક દર મહિનાની શુકલ પક્ષ બીજને દિવસે બહાર પડે છે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર સવા રૂપિયો છે. લખોઃ—મેનેજર કડવા વિજય, વિરમગામ.

---

## કડવા પાટીદારો માટે ખાસ છાપખાનું.

### શ્રી ધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ રીચીરોડ—અમદાવાદ.

ભાવ તથા કામ અમદાવાદના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે. ટાઇપ, મશીન વગેરે તમામ નવાં સાધનો હોવાથી સફાઇદાર કામ થાય છે અને મુદતસર કરી આપવામાં આવે છે. કડવા વિજયનું તથા કડવા પાટીદાર સમાજોનાં તમામ કામ આ છાપખાનામાં થાય છે, માટે જ્ઞાતિ બંધુ તથા અન્ય જીજ્ઞાસુ બંધુઓને પરચુરણ કામ માટે ખાસ એકવાર પધારી અથવા કામપાડી ખાત્રી કરવા વિનંતિ છે.

## વૈદકના શોખીનો માટે સર્વોત્તમ સાધન.

# ધન્વંતરી.

એ ગુજરાતી ભાષામાં મોટામાં મોટું અને સોંઘામાં સોંઘું સર્વોત્તમ માસિક ચોપાનીયું છે. તેમાં દર મહિને પુરેપુરાં **અડતાળીશ પાનાં** બહુ ઉપયોગી બાબતોથી ભરવામાં આવે છે. **"નેચરોપથી"** અથવા નૈસર્ગિક ચિકિત્સા શાસ્ત્ર જે હાલમાં જર્મની, યુરોપ અને અમેરિકા વિગેરે સુધરેલા દેશોમાં ઘણીજ માનિતી થઇ પડેલી **"વગર દવાએ રોગ મટાડવાની વિદ્યા"** છે. તે વિષેનું વ્યવહારિક ઉપયોગી જ્ઞાન આ ચોપાનીયું આપે છે. તે ઉપરાંત ભસ્મો, માત્રાઓ, રામબાણ ગોળીઓ અને સાધારણ લોકો પણ પોતાની મેળે સ્હેલાઇથી બનાવી શકે તેવી ઘરગતુ દવાઓ આયુર્વેદ અને યુનાની હકીમાતને આધારે લખવામાં આવે છે. જંગલની જડીબુટ્ટીની સમજુતી પણ સારી રીતે લખાય છે. પશ્ચિમના આગળ વધેલા દેશોમાં થતી વૈદક વિદ્યા સંબંધી અનેક શોધખોળોના તાજા સમાચાર, રોગ થતા અટકાવવાની, થયેલા વ્યાધિઓને મૂળમાંથી મટાડવાની, સારી સ્મરણ શક્તિ, સતેજ આંખો, સુદૃઢ શરીર, પ્રફુલ્લ ચહેરો, ચંચળ અવયવો, ચાલાકી અને ચતુરાઇ સાથે લાંબી જીંદગી મેળવવા અને ભોગવવાની સર્વોત્તમ કુંચીઓ, અને અકસીર ઉપાયો વિગેરે વિવિધ વિષયો વાંચતાં ગમત સાથે જ્ઞાન મળે તેવી રીતે આ માસિક ચોપાનીયામાં દર મહીને છાપવામાં આવે છે. ૪૮ પાનાનું આ માસિકનું એક વરસનું ટપાલ ખર્ચ સાથેનું લવાજમ ફક્ત **બે રૂપિયા** રાખ્યું છે. પોષ્ટેજનો ૦)ના **આનો** મોકલનારને નમુનાનો અંક મફત મોકલવામાં આવે છે.

**સંપાદક "ધન્વંતરી" મુ૦ વિસનગર** ( ઉત્તર ગુજરાત. )

# ગુર્જર બ્રાહ્મણ.

ગુજરાતના સમસ્ત બ્રાહ્મણો એકત્ર થઈ જ્ઞાનદ્વારા પોતાનો ઉત્કર્ષ સાધે અને બ્રાહ્મણ શબ્દની ઉપમાને યોગ્ય થઈ પાછા જગતમાં "वर्णानां ब्राह्मणो गुरुः" એ ભાવના પ્રાપ્ત કરે, એવા થાય તેને માટે પ્રયાસ કરતું અને બ્રાહ્મણોમાં નવીન વિચારનું બળ ફેલાવતું આ માસિક ૧૯૬૫ ના આષાઢ માસથી કાઢવામાં આવે છે. જેનું કદ રોયલ આઠ પેજી ત્રણ ફારમનું છે, અને લવાજમ માત્ર વર્ષ દહાડે રૂ. ૧ રાખવામાં આવ્યું છે. લવાજમનો વધારો માસિકના કદમાં વધારો કરવામાં અને તે પછી સમાજના ઉત્કર્ષના કેળવણીના કાર્યમાં ખર્ચવામાં આવશે. દરેક બ્રાહ્મણે આ માસિકના ગ્રાહક થવુંજ જોઈએ. માસિકના તંત્રી હરજીવન ત્રિભુવન ત્રિપાઠી છે. માસિકના કેટલાક પ્રથમ વર્ષના અંકો પણ સિલકમાં છે. વધુ માહીતી માટે લખોઃ—

**તંત્રી, ગુર્જર બ્રાહ્મણ, સરખેજ, અમદાવાદ પાસે**

અથવા

**વ્યવસ્થાપક, ગુર્જર બ્રાહ્મણ ઓફીસ—અમદાવાદ.**

ઠે. રાયપુર પખાલીની પોળ, મહાદેવનો ખાંચો.